# योगिनीकुमारी.

(प्रथम विभाग.)

लेखक:—

श्रीमान् रघुवंश.

मूल्य १. ४—०.

Ev. 440

श्रीश्रेयस्साधकअधिकारिवर्गग्रन्थावलि.

ग्रन्थांक ७९.

श्री

# योगिनीकुमारी.

## प्रथम विभाग.

—રચનાર—

છોટાલાલ જીવનલાલ.

વડોદરા.

प्रसिद्ध करनार

श्री श्रेयस्साधकअधिकारिवर्गतरफथी

पुंजालाल मोहनलाल शुक्ल.

वडोदरा.



અમદાવાદ.

ધી 'ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટિંગ' પ્રેસમા

પરિખ દેવીદાસ છગનલાલે મુદ્રિત કર્યું.

प्रथमावृत्ति. સંવત્ ૧૯૭૧. ઈ. સ ૧૯૧૫. प्रति १०००.

मूल्य १-४-०.



# પ્રસ્તાવના.




ગિની' નામથી **શ્રી મહાકાલ**માં આવેલી આ વાર્તાથી વિદ્વાન્ પ્રજામાંથી ભાગ્યે જ કોઈ અજ્ઞાત હશે. એ વાર્તા પ્રજાવર્ગમાં એટલી તો મોહક થઈ પડી હતી કે જ્યારથી તેનો **શ્રી મહાકાલ**માં આરંભ કરવામાં આવ્યો ત્યારથી ક્રમે કરી તે પત્રનાં આ જ વાર્તાને લીધે **હજારો** ગ્રાહકો વધ્યા હતા. અને તે વાર્તાના અંતપર્યંત તે ગ્રાહકો અત્યંત ઉત્સુકતા અને રસપૂર્વક તેને વાંચતા હતા. એટલું જ નહિ, પણ અદ્યાપિ અનેક મનુષ્યો **શ્રી મહાકાલ**ના પાછલા અંકોમાંથી તે વાર્તા વાંચવાને આતુરતા ધરાવે છે.

**શ્રી મહાકાલ**ના વાચક સજ્જનોતરફથી કંઈ નહિ તો ત્રણસેં ઉપરાંત પત્રો આ વાર્તાને સ્વતંત્ર ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવાની ઇચ્છાને દર્શાવનારા આવ્યા હશે. અને કેટલાક મનુષ્યોએ તો તે સ્વતંત્રપણે મુદ્રિત કરાવી લેવાને માટે પણ માગણી કરી હતી.

તેમની આ અનિવાર્ય ઇચ્છાને લઈને આ વાર્તાને આજ ગ્રંથરૂપે કાઢવાનો સુયોગ પ્રાપ્ત થાય છે. અત્યાર સુધી આ વાર્તા ગ્રથરૂપે પ્રકટ ન કરવાનો એ હેતુ હતો કે તેને બે વિભાગમાં બહુ સારા રૂપમાં છપાવવી, તેમાં વાર્તાને અનુરૂપ ચિત્રો મૂકવાં વગેરે. પરંતુ જ્યારે અત્યંત પ્રમાણમાં જનસમુદાયતરફથી તત્કાળને માટે જ માગણી થઈ, ત્યારે વિલંબ કર્યા વિના જ આ પ્રથમ વિભાગ પ્રસિદ્ધ કરવો ઉચિત ધાર્યો છે.

અને આ ત્વરાને લીધે જ આ ગ્રંથનિમિત્ત વિસ્તૃત પ્રસ્તાવના લખવાનો સુયોગ આવતો નથી. આ સદ્ગ્રંથનું જેમણે પૂર્વે મહાકાલમાં અવલોકન કર્યું હશે તેમને તથા હવે જે અવલોકન કરશે તેમને સહજ સ્પષ્ટ થશે કે તે ગ્રંથ અનેક પ્રકારના તત્ત્વો તથા રહસ્યથી પરિપૂર્ણ છે. તેમાં મનુષ્ય પોતાનો શારીર, માનસ, આર્થિક તથા

અધ્યાત્મ અભ્યુદય ઉત્કૃષ્ટ પ્રકારે શી રીતે કરે તેના અનેક સરળ અને મૂલ્યવંત માર્ગોનું એવી તો આશ્ચર્યકારક રીતિથી નિદર્શન કરાવ્યું છે કે જેને વાંચતાં કોઈ પણ મનુષ્ય પોતાના એક વા અધિક અભ્યુદયને સરળપણે સિદ્ધ કરી શકે એમ છે.

આ વાર્તા સર્વ પ્રકારના રસથી યુક્ત છે, અને તેમ છતાં તે રસ એટલા તો ઉત્તમ પ્રકારના ચિત્રમાં પ્રકટાવાયા છે કે જે વાચકને તાદૃશ તે રસરૂપ કરી શકે છે, અને એ જ તેની સાર્થકતા છે. અલૌકિક રસપૂર્ણ અને પોતાના જીવનમાં કૃતિમાં મૂકી શકાય અને તેવડે લૌકિક પારલૌકિક હિતને બહુ ઉત્તમ રીતે સાધી શકાય, એવો ગુર્જર ભાષામાં આ એક જ ગ્રંથ છે એમ કહીશું તો તે લેશ પણ અતિશયોક્તિવાળું નહિ જણાય.

આ ગ્રંથમાં પ્રસંગે પ્રસંગે સાંસારિક, કૌટુમ્બિક, વ્યાવહારિક, ધાર્મિક, રાજકીય, તાત્ત્વિક અને તે વિના અનેક સામાન્ય તથા અસામાન્ય વિદ્યા ( science ) વિષયક તેમ જ એથી પણ ભિન્ન ભિન્ન પ્રકારના જે વિચારો દર્શાવવામાં આવ્યા છે, તે ઉપરથી આ ગ્રંથના પૂજ્ય લેખકના પ્રૌઢ અને અનુભવયુક્ત જ્ઞાનનું ભાન કોઈને પણ સહજમાં સ્પષ્ટ થાય એમ છે. તેમ જ ગમે તેવા કઠિન વિષયની ચર્ચાને પણ વિશેષમાં વિશેષ રસપૂર્ણ કરીને, સામાન્ય બુદ્ધિમાન્ વાચકને પણ સહજ વિચાર કરતાં વિસ્પષ્ટ થાય એવી રીતે તે તે વિષયોને આલેખવામાં તેમણે પોતાનો કેટલો અસાધારણ બુદ્ધિવિભવ વાપર્યો છે તે પણ કંઈ ગુપ્ત રહી શકે એમ નથી.

આ સંબંધિ અધિક ઉહાપોહ ઈશ્વરેચ્છા તો આ સદ્ગ્રંથની ભવિષ્યની આવૃત્તિમાં કરીશું. આ ગ્રંથ સમગ્ર '**યોગિની**'ની વાર્તાના પ્રથમ વિભાગરૂપ છે. **મહાકાલમાં** જ્યારે આ વાર્તા પ્રથમ પ્રસિદ્ધ થઈ ત્યારે તેનું માત્ર '**યોગિની**' એટલું નામ રાખવામાં આવ્યું હતું, પરંતુ ત્યાર પછી એક બે ગ્રંથો અન્યદ્વારા એ જ નામથી પ્રસિદ્ધ થયા જેથી, તેમ જ પ્રધાનપણે જેના સંબંધમાં આ વાર્તા લખવામાં આવી છે તે પાત્રનું નામ '**યોગિનીકુમારી**' હોવાથી આ સ્વતંત્ર ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરતાં એ ફેરફાર કર્યો છે. '**યોગિનીકુમારી**' નામક પાત્ર તો આ ગ્રંથના દ્વિતીય વિભાગમાં પ્રકટ થતું જણાશે,

આવા એક સદ્ગ્રંથને આજે પ્રજાવર્ગસમક્ષ પ્રસિદ્ધ કરતાં અમારા અંતઃકરણમાં અત્યંત આનંદ પ્રકટે છે. છતાં એ અંતઃકરણ અત્યારે પણ આર્દ્ર એટલા માટે જ થાય છે કે આ ગ્રંથના પૂજ્ય લેખકની આ કાળે વિદ્યમાનતા હોત અને તેઓશ્રીના હસ્તદ્વારા જ

આ સદ્ગ્રંથથી પ્રસ્તાવના લખવાનો સુયોગ આવ્યો હોત તો સુવર્ણું સાથે સૌરભ્યના યોગજેવું અપ્રતિમ થાત.

આ ગ્રંથના પૂજ્ય લેખક **श्रीमान् विश्ववंद्यनું** છાયાચિત્ર આ ગ્રંથમાં આપવાનું હતું, પરંતુ અવકાશના અભાવે તેમ બની શક્યું નથી, તો એ અક્ષમ્ય દોષમાટે પણ વાચકવર્ગ ઉદારભાવે ક્ષમા આપશે એવી આશા છે.

અંતમાં એ જ કે જેવા પ્રકારથી આ સદ્ગ્રંથને પ્રસિદ્ધિમાં મૂકવાની આ વર્ગની અભિલાષા હતી, તેવા પ્રકારથી તેની અન્ય આવૃત્તિ પ્રકટ કરવાનો સુયોગ પરમાત્મા શીઘ્ર અર્પે, એ શુભેચ્છાપૂર્વક આ ગ્રંથના અમારા પરમ પ્રિય સંપૂજ્ય લેખકના સ્મરણને કરતા સજલ નેત્રે વિરમીએ છીએ.

દેવશયની એકાદશી, શુક્રવાર.<br>
સંવત્ ૧૯૭૧ તા. ૨૩-૭-૧૫.<br>
શ્રી નૃસિંહાશ્રમ વીરક્ષેત્ર.

**श्रेयस्साधकअधिकारिवर्ग.**



# પ્રકરણાનુક્રમણિકા.





॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# योगिनीकुमारी.

प्रकरण १.

## નવો રોગી.



મૅટ્રીક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા પછી મારા પિતાએ વૈદ્યવિદ્યાનો અભ્યાસ કરવા મને વિલાયત મોકલ્યો હતો, એ વાતને આજે સાત વર્ષ વહી ગયાં છે. વિલાયતની એમ. ડી. ની પરીક્ષા પસાર કરી, અનુભવ મેળવવા મેં યુરોપનો પ્રવાસ કર્યો હતો. અને અમેરિકાના પ્રવાસમાં પણ એક વર્ષ ગાળ્યું હતું. પશ્ચિમની પ્રજાના સહવાસથી મારા વિચારોમાં મોટો ભેદ પડી ગયો હતો. બ્રાહ્મણ જાતિમાં મારો જન્મ છતાં, આર્યશાસ્ત્રોમાં મને લેશ પણ શ્રદ્ધા ન હતી. આજના સુધારાવાળાઓની પેઠે હું બ્રાહ્મણોને સ્વાર્થી તથા દેશનું સત્યાનાશ વાળનાર માનતો.

વિલાયતથી પાછા ફર્યે મને બે માસ થયા હતા, અને હવે મારે શું કરવું, એ વિચારમાં હું હતો, એટલામાં——નગરના પ્રસિદ્ધ ——ડૉક્ટરનું એકાએક મૃત્યું થયું. મારા મિત્રોએ મને એકદમ——નગરમાં જવાને અને ત્યાં ખાનગી દવાખાનું ઉઘાડવા સલાહ આપી. તેઓએ મને કહ્યું કે તમારા જેવો કુશળ ડૉક્ટર ત્યાં કોઈ પણ નહિ હોવાથી તમારો ધંધો બહુ ઉત્તમ પ્રકારે ચાલશે. મેં તત્કાલ મારા મિત્રોની આ સલાહ સ્વીકારી અને ઘટતી તૈયારી કરી હું——નગરમાં આવ્યો, અને એક પ્રસિદ્ધ રાજમાર્ગઉપર મારૂં દવાખાનું ઉઘાડ્યું.

મને દવાખાનું ઉઘાડ્યે બે માસ થયા હતા. હું મારા દવાખાનાના મેડાઉપર રહેતો હતો. મારી વાર્તાનો આરંભ ૩૦ મી સપ્ટેમ્બરથી થાય છે. એ દિવસે રાત્રે હું નવ વાગે એક આરામ ખુરશી-

ઉપર બીડી પીતો તથા એક અંગ્રેજી વર્તમાનપત્ર વાંચતો પડયો હતો. ચોમાસાના દિવસ હતા. ભારે ગાજવીજસાથે પુષ્કળ વરસાદ વરસતો હતો, અને એટલો પવન વાતો કે નિરુપાયે મારે સર્વ બારી-બારણાં બંધ કરવાં પડ્યાં હતાં. પુષ્કળ વરસાદથી હીકળજેવું થઈ રહ્યું હતું. આવા વરસાદમાં તથા હીકળમાં કોઈ રોગીને ત્યાં તેને જોવા જવાનું ન થાય તો સારૂં, એવા વિચાર હું કરતો હતો, એટલામાં મારૂં બારણું નીચેથી કોઈએ ઠોકયું. કોઈ દવા લેવા આવ્યું હશે, એમ ધારી હું નીચે ગયો, બારણું ઉઘાડયું, અને જોયું તો તે એક નાની દશ વર્ષની છોકરી હતી. તેણે કહ્યું કે 'ગુરુ મરવાની તૈયારીમાં છે. અને તમને તેડવા મને મોકલી છે.' હું આશ્ચર્યથી તે બાળાસામું જોઈ રહ્યો. તે અદ્‌ભુત સૌંદર્યવાળી વિલક્ષણ કુમારિકા હતી. તેનાં નેત્ર અત્યંત તેજસ્વી હતાં. તેણે માથે તથા આખે શરીરે એક મોટી ધાબળી લપેટી લીધી હતી, અને તે ઉપર એક મીણકપડ ઓઢી લીધું હતું. તેના મુખનો થોડો ભાગ જ સ્પષ્ટ જણાતો હતો, તોપણ તેના અદ્‌ભુત સૌંદર્યનું અનુમાન કરાવવાને તે પૂર્ણ હતો.

મેં તેને પુનઃ પૂછ્યું, મને તેડવા તને કોણે મોકલી છે ?

તેણે ઉત્તર આપ્યું, ગુરુએ.

તેના ઉત્તરથી મને જોઈતો ખુલાસો ન થવાથી મેં પુનઃ તેને પ્રશ્નો કર્યા. તે સહજ મારી સમીપ આવી, અને અત્યંત મધુર સ્વરમાં બોલી, ગુરુ પથારીમાં સુતા છે, અને તમને બોલાવ્યા છે. કોઈ પણ માંદું નથી. કેમ તમે આવો છો કે નહિ? મારાથી વધારે વાર થોભાય તેમ નથી.

બહાર પુષ્કળ પડતો વરસાદ, પવન, ગર્જના, હીકળ, તથા રાત્રિનો વખત, એ સર્વના વિચારો મને આવ્યા, અને કંઈ કરતાં આ લપમાંથી છુટાય તો સારું, એમ મને થયું. મેં પાછું તે કુમારિકાને પૂછ્યું, છોકરી ! તારો ગુરુ કોણ છે ?

મારા પ્રશ્નથી તેની વિલક્ષણ મુખમુદ્રા થયેલી જોઈ મને આશ્ચર્ય થયું. તેણે ચકિત થઈ ઉત્તર આપ્યું; મારી નિત્ય સંભાળ લે છે, એ મારા ગુરુ છે. બીજા કોઈ બાપને હું ઓળખતી નથી.

અંતે મેં નિશ્ચય કર્યો કે આ છોકરીનો બાપ કે ગુરુ કે ગમે તે પણ કોઈ માંદુ છે, અને તેને ડૉકટરની જરૂર છે. પણ આવી અંધારી ગાજવીજવાળી રાત્રે ઘરમાં સુવાનું મૂકી જવું, એ ત્રાસ ઉપજાવનારું હતું. એમ છતાં આ નગરમાં મેં હમણાં જ દવાખાનું

ઉઘાડયું હતું. મારી પ્રતિષ્ઠા અને ઘરાકી હજી જોઈએ તેવી જામી ન હતી. હું હજી સારી રીતે નિર્વાહ થાય એટલું કમાતો ન હતો. આ એક નવું ગ્રાહક આવ્યું હતું, અને તેને જવા દેવું યોગ્ય ન હતું. મેં તેને પૂછ્યું, છોકરી! તું ગાડી લાવી છું? તેણે ઉત્તર આપ્યું, ના, મને ખબર નહોતી કે ડૉકટરોના પગ ચાલી શકે એવા નહિ હોય. માંદા માણસને જ ગાડીની જરૂર હોય છે.

મેં કંઈ પણ બોલ્યા વિના મારાં વસ્ત્ર પહેર્યાં. અને વરસાદનો ડગલો શરીરપર નાંખીને તથા મારી દવાની પેટી લઈને તે છોકરીની પાછળ જવા નિકળ્યો. વરસાદ ધો ધો પડતો હતો, અને અંધારૂં એટલું હતું કે ચાર હાથને છેટેની વસ્તુ પણ જણાતી ન હતી. કયે રસ્તે તે છોકરી મને લઈ જાય છે, તે માત્ર પ્રસંગોપાત્ત થતા વિજળીના ચમકારાથી જ હું જાણી શકતો, તો પણ આ છોકરીને આ તોફાનની કશી જ અસર થતી હોય એવું જણાતું ન હતું. તે નિર્ભયપણે વરસાદમાં તથા અંધકારમાં ચાલી જતી હતી. કોઈ કોઈ વાર તે એટલી ઝડપથી ચાલતી કે એક બે ક્ષણ તે કયાં ગઈ તે મને સમજાતું નહિ. પણ વળી વિજળીના ઝબકારાથી હું તેને ખોળી કાઢતો. આ પ્રમાણે કેટલાક રસ્તા તથા ગલીકુંચીઓ પસાર કરીને અમ નગરના છેક છેવાડાના ભાગઉપર આવ્યાં. આ ભાગમાં હું પૂર્વે કોઈ વખત આવ્યો નહતો. દિવસે પણ આ ભાગમાં કોઈ આવે તો તેને ભય લાગે એવું હતું, અને તેથી કરીને આવી અંધારી તોફાનવાળી રાત્રે મને આ સ્થાનમાં ભયજેવું લાગે એ સ્વાભાવિક હતું. આ છોકરીસાથે આવે વખતે મેં અહિં આવવામાં દીર્ઘદષ્ટિ વાપરી નથી, એવા વિચારો મને આવવા લાગ્યા. હું કયાં જાઉં છું, એ પણ મારા નોકરને હું કહેતો ન આવ્યો, એ ઠીક ન કર્યું, એમ મને લાગ્યું. આ વગેરે વિચાર આવતાં મેં નિશ્ચય કર્યો કે હવે એક ડગલું પણ આગળ ન જવું. એટલામાં તે છોકરી .એકદમ ઉભી રહી, અને 'જરાક આ જગાએ ઉભા રહો,' એમ કહી અદશ્ય થઈ ગઈ. હું ભયથી કંપવા લાગ્યો, અને અંધારામાં ફટારી આંખે આમ તેમ જોવા લાગ્યો. હું મારી મંદબુદ્ધિનો વારંવાર પશ્ચાત્તાપ કરવા લાગ્યો. આ પ્રમાણે લગભગ દશ મિનિટ મારે ગાળવી પડી, પણ તે મને દશ યુગજેવી જણાઈ. એટલામાં પેલી બાળાનો સ્વર મને સંભળાયો. તે બોલી, ડૉકટર! અંદર આવો. બારણું શોધવાને મેં આમતેમ ફાંફાં માર્યાં, પણ મને તે જડયું નહિ. એટલામાં તે કુમારિકા આવી, અને મારો હાથ પકડી બોલી, આ રસ્તે આવો. તે દોરી ગઈ તે તે રસ્તે થોડાં ડગલાં જતાં મને ભીંતમાં જમીનથી દોઢ હાથ ઉંચી

એક ડોકા બારીજેવું જણાયું. તે કુમારિકા તેમાં પેઠી અને અંદરથી બોલી, હવે આવો. હું છગડગ કરવા લાગ્યો. મારૂં હૃદય ધડકધડક થવા લાગ્યું. સોનેરી ટોળીનાં માણસોએ ઘણાં નિર્દોષ માણસોને આ રીતે ફસાવ્યાં હતાં, એવી વર્તમાનપત્રોમાં વાંચેલી વાતો મારા મગજમાં ખડી થઈ ગઈ. હું આવા કોઈ લુચ્ચાઓના પંઝામાં સપડાયો તો નહિ હોઉં, એવા મને વિચાર આવવા માંડ્યા. અંદર જતાં વખતે મારો ઘડોલાડવો તેઓ ઘડી નાંખે, વગેરે સેંકડો વિચારો આવતાં મારે કપાળે પરસેવો છુટયો. એટલામાં તે છોકરી બોલી, કેમ શો વિચાર કરો છો ? કેમ અટક્યા ?

મારૂં હૃદય ભયવડે વ્યાકુલ થયું છે, એ જોઈ હું શરમાયો. અને હવે તો ગમે તે થાઓ, તો પણ આ સાહસનો શો પરિણામ આવે છે, તે જોવાને મેં નિશ્ચય કર્યો. તેથી બારીની સાખને પકડીને હું અંદર પેઠો. તરત જ બારણું બંધ કરી દેવામાં આવ્યું. અંધકાર થઇ રહ્યો. તે કુમારિકા અદૃશ્ય થઈ ગઈ. હું અંધકારમાં ફાંફાં મારવા લાગ્યો, અને એક બારણાસાથે અથડાયો. હું તે બારણાને ઠોકવા જતો હતો એટલામાં તે બારણું ઉઘડયું, અને હાથમાં એક ફાનસ લેઈને પેલી કુમારિકા ઉભેલી જણાઈ. તેણે મને અંદર આવવા કહ્યું.

જે ઓરડામાં હું પેઠો તે ઓરડો અત્યંત સ્વચ્છ હતો. જમીન રુપાનાં પતરાંથી જાણે મઢી લીધી હોય તેવી અત્યંત ઉજ્જવલ હતી. ઓરડામાં એક બાજુએ એક નાની સઘડી પડી હતી. એક ખુણામાં એક ભીંતસાથે એક મોટું કબાટ ઉભું કરી દીધેલું હતું. ત્રણ ચાર મૃગચર્મ એક પાટઉપર નાંખેલાં હતાં. એક ભીંતસાથે એક ઘડીયાળ જેવું કંઈ હતું. તેને કેટલીક દોરીઓ લટકતી હતી, અને તે દોરીઓને છેડે કાટલાંજેવું કંઈ બાંધ્યું હતું.

આ પ્રમાણે ઓરડામાં પડેલા સરસામાનતરફ દૃષ્ટિ નાંખ્યા પછી મેં પેલી કુમારિકાપ્રતિ દૃષ્ટિ નાંખી. તેણે ઓઢેલી ધાબળી આ વખતે કહાડી નાંખી હતી, અને તેથી તેનું સૌંદર્ય હું બરોબર જોઈ શક્યો. તેનું મુખ પૂર્ણિમાના ચંદ્રજેવું ગોળ અને તેજસ્વી હતું. તેના દાંત નાનાં સુંદર મોતીની પંક્તિજેવા શોભતા હતા. તેના ઓષ્ઠ પદ્મરાગજેવા રાતા હતા. તેના છૂટા દીર્ઘ કેશની શોભા અપ્રતિમ હતી, તેનાં નેત્ર અદ્ભુત હતાં. તે વિશાળ અને આશ્ચર્યકારક સૌમ્ય પ્રકાશવડે પ્રકાશતાં હતાં. તેનું કપાળ અત્યંત ગૌર, ભવ્ય અને ચારુ હતું, અને તેના ઉપર ધનુષ્યના આકારની જે કાળી ભ્રમરો આવી રહી હતી, તેથી તેનું મનોહારિત્વ અત્યંત વૃદ્ધિને પામ્યું હતું.

આ અદ્‌ભુત સૌંદર્યના સારરૂપ કુમારિકાને નિહાળવામાં હું એટલો તો તલ્લીન થઈ ગયો હતો કે હું ક્યાં છું, અને શા કામે આવ્યો છું, તેનું મને કેવળ વિસ્મરણ થઈ ગયું, અને પાસેના ઓરડામાં એક નાની ઘંટડી વાગી ન હોત તો મારી આ અભાનવાળી સ્થિતિમાંથી ભાગ્યે જ હું તત્કાળ જાગ્રત્ થયો હોત.

પેલી સુંદર દેવકન્યા, સામી ભીંતસાથે ઉભા કરેલા પેલા કબાટપાસે ગઈ, અને તેમાં જડેલી એક નાની કળને તેણે દાબી. તત્કાળ પેલું મોટું કબાટ ક્યાં જતું રહ્યું, તે મને જણાયું પણ નહિ. અને તે સ્થળે એક દ્વાર થઈ રહ્યું. તેમાં પ્રવેશીને અંદરની ઓરડીમાં આવવા તે કન્યાએ મને નિશાની કરી. મેં ઓઢી લીધેલો વરસાદનો ડગલો કાઢી નાંખીને હું એકદમ અંદર પ્રવેશ્યો. ત્યાં જે દેખાવ મારી દૃષ્ટિએ પડયો, તે જોઈને હું જે જગાએ ઉભો હતો, ત્યાં જ ચોંટી ગયો.

---

## પ્રકરણ ૨.

### યોગી કે દિવાનો?




સમયે મારી દૃષ્ટિએ પડેલા દેખાવને હું કદી પણ વિસરી જાઉં એમ નથી. તે ઓરડી છ ગજ લાંબી અને ચાર ગજ પહોળી હતી. જમીનપર લીલી મખમલનો ગાલીચો પાથર્યો હતો. એક ખુણે એક પલંગ પડયો હતો, અને તેના ઉપર એક વૃદ્ધ પુરુષ સુઈ રહ્યો હતો. હું મનને સ્વસ્થ કરીને તેની પાસે ગયો, પણ તત્કાળ ભયથી છળીને પાછો હઠયો. જે શય્યાઉપર તે વૃદ્ધ પુરુષ સુતો હતો, તે શય્યા પુષ્કળ સાપને એકઠા કરીને કરી હોય એવી જણાતી હતી. આ સર્પને એવી રીતે ગુંચળાં વાળીને ગોઠવ્યા હતા કે તે સર્વનાં માથાં ઓશીકાઆગળ એકઠાં થઈને છત્રજેવાં થઈ રહે. આ છત્રાકાર સર્પોમાં મધ્યે એક મોટા સાપનું માથું હતું. તેનું મુખ પહોળું હતું અને તેમાંથી તેની જીભ હાલ હાલ થતી હતી. મને કરડવાને તે મારા ઉપર તલપ મારવા જતો હોય એમ મને ભાન થયું. સાપથી હું બાળપણથી જ બહુ બીહીતો, અને તેથી કોઈ ભાવિક વૈષ્ણવને તો આ દેખાવને જોઈને શેષનાગઉપર પોઢેલા સાક્ષાત્ વિષ્ણુભગવાનનું ભાન થાય, પરંતુ હું તો આ પ્રાણને હરનાર સર્પોના ભયંકર દેખાવને જોઈને ભયથી છળી ગયો; અને મુઠીઓ વાળીને તે

ઓરડીમાંથી નાશી જતો હતો, એટલામાં મને એકાએક વિચાર થઈ આવ્યો કે આ સાપ ખરા નથી, પણ કૃત્રિમ છે; અને આ પ્રકારની ખાત્રી થતાં. પુનઃ ધૈર્ય ધરી હું પેલા રોગીપાસે ગયો.

તે ઓછામાં ઓછાં સો વર્ષની ઉમરનો હોય એમ મને જણાયું. તેના માથાના તથા દાઢીના વાળ કેવળ શ્વેત થઈ ગયા હતા. તેનાં નેત્ર ઉંડાં પેશી ગયાં હતાં, અને તેની ચામડી લુખી તથા નિસ્તેજ દેખાતી હતી, અને કરચલીઓવડે તેમાં આડા અને ઉભા પુષ્કળ કાપા જણાતા હતા.

મેં તેની પ્રકૃતિની ખબર પૂછી અને તેની નાડી જોવા માટે તેનો હાથ પકડવા ગયો પણ તેનો હાથ પાછો ખેંચી લેઈને વિલક્ષણ મધુર સ્વરમાં તેણે મને નીચે પ્રમાણે કહ્યું:—

'તરુણ પુરુષ ! મેં તમને મને દવા આપવા બોલાવ્યા નથી. મારે તમારી દવાની જરૂર નથી. દવા આપવાને બદલે કોઈ જુદા જ કામમાટે મેં તમને બોલાવ્યા છે. પેલા આસનઉપર બેસો.'

મરણપથારીએ પડેલા એક ઘરડા મનુષ્યનો ખોખરો લથડતો અવાજ સાંભળવાની મેં આશા રાખી હતી, તેને બદલે વિલક્ષણ માધુર્યવાળો સ્વર સાંભળીને હું તો ચકિત થઈ ગયો; અને તેથી કરીને કંઈ પણ બોલ્યા વિના પાસે પડેલા આસનઉપર હું બેઠો, અને તે શું કહે છે, તે સાંભળવાને કાન માંડ્યા. થોડીવાર સુધી તે વૃદ્ધ પુરુષ એક પણ શબ્દ બોલ્યો નહિ. આ સંધિમાં મને તે ઓરડીમાં બીજા કયા કયા પદાર્થો પડ્યા છે, તે જોવાનો અવકાશ મળ્યો. તે ઓરડીમાં પ્રકાશને માટે હાંડી, દીવી કે કોઈ પણ સાધન મને જણાયું નહિ; અને તો પણ એક પ્રકારનો શાંત, આસ્માની, અને ઘણો રમણીય દૈવી પ્રકાશ આખી ઓરડીમાં વ્યાપી રહેલો મને જણાયો.

ઓરડીની એક બાજુએ ઘણાં જૂનાં પુસ્તકો લુગડે બાંધીને એક અભરાઈઉપર ખડક્યાં હતાં. કેટલાંક હસ્તલિખિત પુસ્તકો બાંધ્યાવિનાનાં પણ એક બાજુએ પડયાં હતાં. તે પુસ્તકોપાસે એક નાનો રત્નજડિત બાજઠ પડ્યો હતો. તેમાંથી વિલક્ષણ પ્રકાશ પડતો હતો. એક ભીંતસાથે એક મોટો આરસો ગોઠવેલો હતો, અને તેમાં વેલા તથા પુષ્પના છોડો એવી રીતે ચીતર્યા હતા કે કોઈ પુષ્પના મંડપમાં પ્રવેશ કરવાનો તે માર્ગ હોય એવું ભાન થતું હતું. જે દ્વારમાં થઈને આ ઓરડીમાં હું આવ્યો હતો, તે દ્વારપ્રતિ દૃષ્ટિ નાંખતાં મને તે દ્વાર અદૃશ્ય થઈ ગયેલું જણાયું. તે સ્થળે દ્વારને બદલે ભીંત હતી. મેં તે ઓરડીમાં ચારે બાજુએ દૃષ્ટિએ નાંખી,

પણ તેમાં પ્રવેશ કરવાનો કે તેમાંથી બહાર નીકળવાનો મને કોઈ પણ માર્ગ જણાયો નહિ. ઉંચે દૃષ્ટિ કરતાં મને તે ચમત્કારિક ઓરડીની છતમાં બારીઓ જેવું જણાયું, અને તેથી મેં અનુમાન કર્યું કે આ ઓરડીમાં હવા તથા પ્રકાશ આવવાનાં એ દ્વાર હશે. આ પ્રમાણે હું ઓરડી જોતો હતો, એટલામાં પેલો વૃદ્ધ પુરુષ નીચેનાં વચનો બોલ્યો અને તેથી મારૂં લક્ષ તેનાપ્રતિ ખેંચાયું:

'મારા તરુણ મિત્ર ! આ ઓરડીને જોવાની તમારી જિજ્ઞાસા તૃપ્ત થઈ હોય તો હવે જે હું કહું તે ધ્યાન દઈને સાંભળશો. મારૂં આ જર્જર વૃદ્ધ શરીર હવે હું છોડી દેવાની તૈયારીમાં છું. એકસો પચીસ વર્ષસુધી આ શરીરે મારી ઉત્તમ પ્રકારે સેવા કરી છે, પણ હવે તે છેક લથડી ગયું છે, અને હાલ મારે નવા સુદૃઢ શરીરની બહુ જ અગત્ય છે. હવે મેં શુ કરવા ધાર્યું છે, તે તેમને કહેવાને અને તે કાર્યમાં તમારી મદદ લેવાને આજ રાત્રે મેં તમને બોલાવ્યા છે અને મારે હવે આ દુનિયામાં રહેવાનો સમય બહુ જ થોડો છે, તેથી વાતનો વિસ્તાર ન કરતાં હું મારૂં કહેવાનું તત્કાળ શરુ કરૂં છું.'

મને લાગ્યુ કે આ વૃદ્ધ પુરુષ ગાંડપણમાં લવરી કરે છે, અને તેથી મારે તેના દીવાનાપણાનું ઔષધ કરવાની અગત્ય છે. એક ક્ષણવાર રહીને તે વૃદ્ધ પુરુષ બોલ્યો, જો કે તમે મને ઓળખતા નથી, તોપણ હું તમને સારી રીતે ઓળખું છું. તમારા પિતાને, તમારી માતાને, અને તમારા દાદાને હું ઓળખતો હતો. આ નગરમાં તમને દવાખાનું ઉઘાડવાની જે સલાહ મળી છે, તે સલાહ મળવામાં મારો ગુપ્તપણે હાથ હતો. તમે કયા લગ્નમાં જન્મ્યા છો, તમારા ગ્રહો કેવા છે, તમે પૂર્વે કેવા હતા, આજે તમે કેવી વૃત્તિવાળા છો, અને ભવિષ્યમાં તમે કેવા થનાર છો, તે હું સારી રીતે જાણું છું. તમે ઉંચા કુળના છો, નીરોગ અને સુદૃઢ છો, તથા તમે નિષ્કપટ શુદ્ધ હૃદયના છો, અને તેથી મને તમારા ઉપર પ્રેમ ઉપજે છે.

'યોગિનીની સાથે આવવાની તમારી ઇચ્છા નહિ છતાં, અને તેની સાથે આવવાનાં તમે તમારે માથે એક ભારે જોખમ વહોરી લીધું છે, એવું તમને ભાન થયા છતાં પણ તમે તેની પાછળ પાછળ આવ્યા છો. તમે ધાર્યું હતું કે યોગિની એક માંદા માણસને જોવા માટે તમને તેડવા આવી હતી, પણ હવે તમને જણાયું છે કે તમારી ધારણા ખોટી પડી છે, યદ્યપિ હું મરવાની તૈયારીમાં છું, તો પણ તમે જોયું છે કે હું માંદો નથી. આવતી કાલ સૂર્ય ભગવાનને ઉદય પામેલા આ મારાં નેત્ર જોશે નહિ, અને હમણાં લગભગ મધ્યરાત્રિ

થઈ છે. મારે તમને ઘણું કહેવાનું છે, અને આ શરીરનો ત્યાગ કર્યા પૂર્વે મારે તે તમને કહેવું જોઈએ. કારણ કે મારે જે તમને કહેવાનું છે તે શરીર છોડ્યા પછી તમને જણાવવું, તેના કરતાં આ શરીરમાં રહીને હમણાં જણાવવું, એ વધારે સરળ છે.

'યોગિની એ મારી પ્રપૌત્રી છે. તે પણ તમારી પેઠે જ બ્રાહ્મણ-જાતિની અને ઉચ્ચ કુળની છે. તેનાં માતાપિતા કોણ હતાં, ક્યાં રહેતાં હતા, શું કરતાં હતાં, એ સર્વ વિસ્તારથી કહેવાનો હમણાં અવકાશ નથી. એ સઘળું મેં તમારે માટે એક પુસ્તકમાં લખી રાખ્યું છે, તે તમે ભવિષ્યમાં કોઈ સમયે વાંચી જોજો. તમારા વિના બીજા કોઈના સ્વાધીનમાં અને રક્ષણમાં તેને હું સોંપી જાઉં, એમ નથી. તમારૂં વય ૨૧ વર્ષનું છે, તથા તમે સુધરેલા વિચારના હોવાથી હજુ સુધી કુંવારા રહ્યા છો અને તમે તેને માટે સર્વ પ્રકારે યોગ્યતાવાળા પતિ છો, એમ મને જણાયું છે. આજે મારી સમક્ષ, આ દેહ ત્યજ્યા પહેલાં, હું તમારૂં ઉભયનું, અગ્નિની સંનિધિમાં વેદના મંત્રોના ઉચ્ચાર-પૂર્વક સ્વલ્પ વિધિથી લગ્ન કરી દેવા ધારૂં છું. તમારૂં તેની સાથે લગ્ન થયું છે, એવું સિદ્ધ કરનાર લેખ લખેલો છે, અને તમારી ઉભયની સહી કરવા માટે અત્ર તે તૈયાર રાખ્યો છે. લગ્નવિધિ કરા-વનાર કોઈ બ્રાહ્મણને કે સાક્ષિતરીકે નગરના કોઈ અન્ય પ્રતિષ્ઠિત મનુષ્યોને મેં હાજર રાખ્યા નથી, કારણ આ કાર્ય ગુપ્ત કરવાનું છે. તમે હમણાં વિચાર કરો છો કે યોગિનીને લઈ જઈને હું શું કરૂં; હજી મારો ધંધો બરાબર ચાલતો ન હોવાથી હું તેનો નિર્વાહ કરવા અસમર્થ છું.'

મારા મનમાં ચાલતા વિચારો આ પ્રમાણે તત્કાળ જાણી જવાનું તેનું સામર્થ્ય જોઈને મને અત્યંત આશ્ચર્ય થયું. કારણ કે આ ક્ષણે તેણે કહ્યા, તેવા જ વિચારો મારા મનમાં આવ્યા હતા. તેને આ સંબંધમાં શું કહેવું, એ વિષેનું ઉત્તર હું મારા મનમાં ઘડતો હતો. એટલામાં તે આગળ બોલવા લાગ્યો :

'તરુણ પુરુષ ! પેલાં ખડકી મુકેલાં મારાં પુસ્તકોને જેમ હું નિત્ય વાંચું છું, તેમ આ ક્ષણે તમારા મનમાં ચાલતા વિચારોને પણ હું વાંચું છું, તેથી તમારા વિચારો બોલીને મને કહી બતાવવાનો પરિશ્રમ લેવાની તમારે અગત્ય નથી, અને હવે સમય બહુ થોડો છે, માટે હું જ જે મારે કહેવાનું છે તે કહ્યા કરૂં છું.

'યોગિની હજી બાળક છે. તે તમારી પત્ની આજે થશે, પરંતુ ગૃહસ્થાશ્રમને યોગ્ય હજી તેનું વય થયું નથી. અગીયાર વર્ષની વયે કન્યાનાં તેનાથી મોટા પાંચ સાત વર્ષના પુરુષસાથે લગ્ન થવામાં

મને કાંઈ ખોટું ભાસતું નથી, પરંતુ એ વયે ઉભયે પતિપત્નીના સંબંધથી રહેવું, એને હું અયોગ્ય ગણું છું. પુરુષે ત્રેવીશ ચોવીશ વર્ષ સુધી અને સ્ત્રીએ ચૌદ પંદર વર્ષની અથવા બને તો સોળ વર્ષની વય સુધી બ્રહ્મચર્યનું સેવન કરવું, એને હું મનુષ્યમાત્રનું કર્તવ્ય સમજુ છું. એટલી વય થયા પૂર્વે જેઓ બ્રહ્મચર્યનો ભંગ કરે છે તેઓને હું આત્મઘાતી ગણું છું. કારણ કે પક્વ વયપૂર્વે બ્રહ્મચર્યનો ભંગ, એ શરીરનો વિનાશ કરીને આયુષ્યનો ક્ષય કરે છે. વળી તેથી માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિ પણ જોઈએ તેવી થતી નથી. તેથી મનુષ્યના ઉદયનું પ્રથમ પગથીયું પક્વ વય થતા પર્યંત બ્રહ્મચર્યનું પાલન એ છે. આથી કરીને યોગિનીને તમે પત્નીરૂપે સ્વીકારો તો પણ હજી તમારે ઉભયે પાંચ વર્ષપર્યંત બ્રહ્મચર્યનું સુદૃઢપણે પાલન કરવાનું છે, એ વાર્તાનું તમારે કદી પણ વિસ્મરણ કરવાનું નથી. આ પાંચ વર્ષમાં તમારે યોગિનીને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવાની છે. આથી તમારે મારો કહેવાનો ભાવ એવો ગ્રહણ કરવાનો નથી કે તેને કોઈ કન્યાશાળામાં અથવા 'ફીમેલ ટ્રેનિંગ સ્કુલ' જેવી કોઈ શાળામાં મોકલી અભ્યાસ કરાવવો. આ શાળાઓમાં સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરાવવામાં આવે છે, એ વાતની ના નથી, પણ તે અભ્યાસમાં કન્યાઓને યથાર્થ પત્ની થવામાં જે શિક્ષણની અગત્ય હોય છે, તેવું આવતું હોય, અને તે શાળાઓમાં ભણેલી બાળાઓ મોટી ઉમરે યથાર્થ પત્ની થવાની યોગ્યતા ધરાવતી હોય, એમ હું માનતો નથી. છોકરાઓની નિશાળોમાં છોકરાનું શિક્ષણ જેટલું દોષપાત્ર છે, તેટલું જ, અથવા તેથી વધારે કન્યાની નિશાળોમાં કન્યાઓને અપાતું શિક્ષણ દોષપાત્ર છે. અને આવી દોષપાત્ર કન્યાશાળામાં અભ્યાસને માટે મૂકી યોગિનીનો જન્મ હું બગાડવા ઇચ્છતો નથી. શિક્ષણનો પ્રથમ હેતુ, જીવનમાં જેને જે કર્તવ્ય કરવાનું તે યોગ્ય રીતે કરતાં આવડવું એ હોવો જોઈએ. મોટી ઉમરે જેને સુતારનો ધંધો કરવાનો છે, એવા બાળકને જેમ દરજીનું કે મોચીનું કામ શિખવવું, એ અયોગ્ય છે, તેમ જેમને પત્ની થવું છે, તથા જેમને પોતાના દેશનો સર્વ પ્રકારે ઉદય કરે એવા વીર પુરુષોની, તત્ત્વજ્ઞાનીઓની, વિદ્યાકલાભિજ્ઞોની, ઉત્તમ વ્યાપારીઓની, અને એ વિનાના વિવિધ ઉત્તમ ગુણવાળા પુરુષરત્નોની માતા થવું છે, એવી કન્યાઓને આજે જે પ્રકારનું શિક્ષણ અપાય છે, તે શિક્ષણ લાભ કરનારું નીવડે તેમ નથી; એ સ્પષ્ટ છે. માટે યોગિનીના અભ્યાસની મેં જૂદી જ વ્યવસ્થા રાખી છે. તે છ માસની હતી ત્યારથી મારી સાથે રહી છે. મારા વિના તે કોઈ માતા અથવા પિતાને ઓળખતી

નથી. 'ગુરુ' શબ્દથી મને સંબોધન કરવાનું મેં તેને શીખવ્યું છે. તે ગુજરાતી સારૂં લખી વાંચી જાણે છે. સંસ્કૃત પણ તેને સાધારણ શીખવ્યું છે. ધર્મનાં મૂળતત્ત્વોનું મેં તેને યત્કિંચિત્ જ્ઞાન આપ્યું છે. તથાપિ યોગ્ય સ્ત્રીત્વ આવવાને આ જ્ઞાન પૂરતું નથી. તેને વ્યવહારોપયોગી થોડુંક ગણિત આવડવું જોઈએ. સ્ત્રીનો જન્મ આ જગતમાં શા માટે છે, પુરુષસાથે તેનો સંબંધ કેવા પ્રકારનો છે, પતિપત્નીનો યથાર્થ શુદ્ધ પ્રેમ આ જગતમાં શું શું કરવા સમર્થ છે, પોતાના શરીરની તથા અંતઃકરણની કેવા પ્રકારની કેળવણી ઉત્તમ ગુણવાળી પ્રજાને પ્રકટાવી શકે છે, અને તેમાં કેવા પ્રકારની અસાવધાનતા રાખવાથી વર્ણસંકર, ભ્રષ્ટ, અને પતિત પ્રજા ઉત્પન્ન થાય છે, ગર્ભ રહે તે પૂર્વે કેટલા સમયથી, કેવી રીતે વર્તવું જોઈએ, બાળકમાં ઉત્તમ સદ્ગુણાદિના દૃઢ સ્થાપનઅર્થે ગર્ભધારણકાલે માતાએ કેવી રીતે વર્તવું જોઈએ, તથા પ્રસવ પછી બાલકની સોળ વર્ષની ઉમર થતાં સુધી તે બાળકના શરીરની, મનની તથા આત્માની સર્વોત્તમ સ્થિતિ કરવા માટે શું શું કરવું જોઈએ, એ વગેરે અનેક બાબતોનું તેને જ્ઞાન આપવાની અત્યંત અગત્ય છે. વળી કેવા પ્રકારનો આહાર, પોતાના પતિના, તથા બાળકોના શરીરનું તથા મનનું ઉત્તમ પ્રકારે પોષણ કરનાર છે, તથા કેવા પ્રકારનો આહાર તેમનામાં વિવિધ પ્રકારના તનના તથા મનના વ્યાધિઓ પ્રકટાવે છે, એ સર્વ ગૃહસ્થાશ્રમની અધિષ્ઠાત્રી જે સ્ત્રી, તેને જાણવાની અનિવાર્ય અગત્ય હોય છે. તે સાથે પોતાના ગૃહનું વાતાવરણ આરોગ્યને આપનારું, મનની પ્રસન્નતા વધારનારું, મનમાં ઉત્તમ વિચાર સ્ફુરાવનારું તથા સદ્ગુણોમાં જ સ્થિર રાખનારું શી રીતે કરી શકાય છે, એ પણ ગૃહિણી થનાર સ્ત્રીને જાણવાની જરૂર હોય છે. આ સર્વ શિક્ષણ તથા તે વિના બીજું જે જે તેને જાણવાની જરૂર છે, એ સર્વ તેને મળે, એવી મેં વ્યવસ્થા કરી છે. અત્રથી પચાસ ગાઉને અંતરે...માં સાવિત્રીબાઈ નામની મારા સંબંધની એક વિધવા બાઈ રહે છે તેનું વય પચાસ વર્ષનું છે. તે સધવા તથા વિધવાઓને પોતાના કર્તવ્યનું યથાવિધિ જ્ઞાન આપવા માટે કેટલાંક વર્ષથી પ્રયત્ન કરે છે. તે પોતાને ઘેર જ આવું શિક્ષણ આપે છે. ત્યાં યોગિનીને તમે કોઈપણ પ્રકારની શંકાવિના મોકલજો. એ સાવિત્રીબાઈની સાથે બીજી પણ ત્રણ ચાર વિધવા સ્ત્રીઓ છે; અને તેઓ સર્વ, જે કર્તવ્ય તેમણે સ્વીકાર્યું છે, તેને માટે સર્વ પ્રકારે યોગ્ય છે.

'સાવિત્રીબાઈને મેં આ વિષે ઘટિત સૂચના કરી છે. પાંચ વર્ષસુધી યોગિનીના નિર્વાહમાટે જેટલું દ્રવ્ય જોઈએ તે મેં તેને

આપ્યું છે, માટે તે વિષે તમારે ચિંતા કરવાની જરૂર નથી. તમે **ભામિનીભૂષણ** નામનો થોડા વખતઉપર પ્રકટેલો એક સુંદર ગ્રંથ વાંચ્યો હશે. એ ગ્રંથના સોળ* ભાગ પ્રકટ થનાર છે, અને તે પ્રત્યેક સ્ત્રીએ બહુ મનન કરવા જેવા છે, એમ મને જણાવ્યું છે. એ ગ્રંથ વાંચવાથી સ્ત્રીપુરુષોની બુદ્ધિ બહુ નિર્મળ થવાનો સંભવ છે, એટલું જ નહિ, પરંતુ ગૃહસ્થાશ્રમના સુખનો ખરો પાયો, જે પતિપત્નીવચ્ચેનો સાચો પ્રેમ, તે, તે ગ્રંથોના અભ્યાસથી પતિપત્નીમાં પ્રકટે એમ છે. એ સર્વ ગ્રંથો જ્યારે પ્રકટ થાય ત્યારે તેમને વાંચવાનો હું તમને ખાસ આગ્રહ કરું છું. યોગિનીને તો તેના કેટલાક વિભાગનો અભ્યાસ સાવિત્રીબાઈ કરાવશે જ; પણ તમારે તે વાંચી જવાની જરૂર હોવાથી જ આ સમયે મેં તમને તે વિષેની સૂચના કરી છે.

'મેં મારું આખું જીવન શાસ્ત્રાભ્યાસમાં અને વિવિધ વિદ્યાકલાના અધ્યયનમાં ગાળ્યું છે. ભરતખંડમાં જોવા યોગ્ય સર્વ સ્થળોમાં મેં પ્રવાસ કર્યો છે. સત્ય જ્ઞાન મેળવાને માટે પર્વતોમાં અને અરણ્યોમાં મહાપુરુષોના આશ્રમમાં હું ફર્યો છું. દેશી તથા વિદેશી અનેક વિદ્વાનોની સંગતિ મેં સેવી પ્રત્યેકની પાસેથી જે કંઈ જાણવાનું મળ્યું તે જાણી લીધું છે. જે જે સ્થળે ચમત્કારિક વિદ્યાવિષે મેં સાંભળ્યું હતું, તેવા પ્રત્યેક સ્થળે જઈને પ્રયત્નવડે તે તે વિદ્યા મેં પ્રાપ્ત કરી હતી. મંત્રશાસ્ત્રને આજે અનેક મનુષ્યો જુઠું માને છે, પણ તે સાચું છે, એવું હું અનુભવથી જાણું છું. સામાના વિચારો જાણવા, પરકાયાપ્રવેશ કરવો, ચંદ્રલોક, સૂર્યલોક આદિ લોકલોકાંતરમાં ગમન કરવું, અણુરૂપ થઈ જવું, અથવા મોટા પર્વતજેવા થઈ જવું, અત્યંત હલકા થઈ જવું અથવા અત્યંત ભારે થઈ જવું, એવી એવી ચમત્કારિક શક્તિઓ જેને આજે અંગ્રેજી ભણેલા અનેક માણસો ગપ ગણી કાઢે છે, તે સર્વની સત્યતા અનેક પ્રયત્નવડે મેં સિદ્ધ કરી છે. ભરતખંડમાં જ મેં પ્રવાસ કર્યો છે, એટલું જ નહિ, પણ અરબસ્તાન, ટિબેટ, તથા મિસરમાં પણ મેં પ્રવાસ કર્યો છે. ટિબેટમાંથી તથા મિસરમાંથી કેટલીક એવી વિદ્યાઓ મેં જાણી છે કે જેથી મારો નિશ્ચય થયો છે કે આ જગતમાં ફલાણી વાત અશક્ય છે, અથવા બનવી અશક્ય છે, એમ જેઓ કહે છે તેઓ મૂર્ખ છે. રસશાસ્ત્ર (કિમીયા)ની સત્યતા સિદ્ધ કરવાને મેં બહુ અટણ કર્યું છે, અને તેના અંતમાં મને અનુભવ થયો છે કે એ શાસ્ત્ર

---

* આ ગ્રંથના પાંચ વિભાગ હાલ પ્રકટ થયા છે, અને તે મહાકાલના વ્યવસ્થાપકપાસેથી મળે છે. પાંચેનું મૂલ્ય રૂ. ૫-૦-૦ પોસ્ટેજ ૦-૬-૦.

કપોલકલ્પિત નથી, પણ કેવળ સત્યથી પૂર્ણ છે. લોભી અને દુર્ગુણી મનુષ્યોથી થતો અનર્થ અટકાવવાને માટે જ એ શાસ્ત્રના આચાર્યોએ સાંકેતિક પરિભાષામાં એ વિદ્યાના ગ્રંથો લખ્યા છે, અને તે પરિભાષા ન સમજનાર મનુષ્યોને તે તે ગ્રંથોમાં લખેલા પ્રયોગોની અસિદ્ધિ થવાથી તેઓએ તે શાસ્ત્ર ખોટાં છે, એમ પ્રસિદ્ધ કર્યું છે. પરંતુ ઈશ્વરમાં પૂર્ણ નિષ્ઠાવાળા, સદ્‌ગુણી અને નિઃસ્વાર્થ અભ્યાસ કરવામાં આવે છે તો તેને સ્પષ્ટ જણાયાવિના રહેતું નથી કે રસવિદ્યા કેવળ સત્ય છે. તરુણ પુરુષ! આ વિદ્યાના જ્ઞાનથી ધનની મારે ન્યૂનતા નથી. સુવર્ણ, રત્ન અને હીરાથી આખી પૃથ્વી ભરી દેવા હું સમર્થ છું, પરંતુ એવા ક્ષુદ્ર ઉદ્યોગમાં મારૂં જીવન મેં વ્યર્થ ગાળ્યું નથી. તોપણ દશ હજાર વર્ષસુધી નિત્ય દશ દશ હજાર મનુષ્યોને ભોજન આપતાં પણ ન ખુટે એટલું દ્રવ્ય, સુવર્ણ, હીરા, મોતી તથા રત્નના રૂપમાં તમને હું આપી જવા ધારૂં છું. કારણ આ શરીર ત્યજવા કાજે મારે હવે એનો ઉપયોગ રહ્યો નથી.

'જેમ એશીયાખંડમાં મેં પ્રવાસ કર્યો છે, તેમ યુરોપખંડમા તથા અમેરિકા ખંડમાં પણ મેં પ્રવાસ કર્યો છે. ગયા સૈકામાં એ ખંડોમાં જડવાદ પુષ્કળ પ્રવર્ત્યો હતો, પણ આ ચાલતા સૈકામાં હવે એ દેશની પ્રજાના વિચારો બદલાવા લાગ્યા છે; અને પંદર વિશ વર્ષમાં આ દેશો અધ્યાત્મવિદ્યામાં બહુ જ આગળ વધવાનાં સર્વ ચિહ્નો હવે સ્પષ્ટ થયાં છે. એ દેશોના પ્રવાસમાં પણ મેં ચમત્કારોની મોટી મોટી વાતો સાંભળી હતી, પણ થોડાક અપવાદવિના મને તેમાંનો મોટો ભાગ તો બહુ બોલકણો જણાયો હતો. 'રોઝીક્રુશિયન' મંડળના છૂટાછવાયા કોઈ કોઈ પુરુષોવિના, યથાર્થ સત્ય કોઈકની જ પાસે દૃષ્ટિએ પડયું હતું; અને ઘણા તો 'હિપ્નોટિઝમ' (વશીકરણ વિદ્યાનો એક પ્રકાર) 'સ્પિરીચ્યુઆલિઝમ' (પ્રેતાવાહન વિદ્યા) વગેરે તાંત્રિક પ્રયોગના જ ચમત્કારમાં સર્વસ્વ શમાયલું છે, એમ સ્વીકારી તેમાં જ ભારે પ્રયત્નશીલ જણાયા હતા. વળી મેં 'મેન્ટલ સાયન્સ' 'ક્રિશ્ચયન સાયન્સ' 'ન્યુ થૉટ' વગેરે વિચારશ્રેણીઓ જે તે દેશનાં વિવિધ મંડળોમાં પ્રવર્તે છે, તે પણ જોઈ હતી. અને તેમાં મને કંઈક વેદાંત, યોગ તથા આદિ કાળની ક્રિસ્ચ્યાનિટિના સિદ્ધાંતોના મિશ્રણવિના વિશેષ જણાયું નહતું. તો પણ તે પ્રજાનું બુદ્ધિબળ ચઢતા પ્રકારનું હોવાથી તેમની પ્રતિપાદનની શૈલિથી હું મોહિત થયો હતો.

'પ્રિય ભાઈ! હવે આ સર્વ આડો પ્રસંગ ત્યજી દેઈ હું હવે જે કહેવાનું છે તે મુદ્દા ઉપર આવું છું. શ્રવણ કરો.

'તમારે અને યોગિનીએ મારી પાસે આવીને એક લેખઉપર સહી કરવાની છે, અને પ્રતિજ્ઞા લેવાની છે કે......હું જોઉં છું કે તમારા મનમાં હમણાં એવો વિચાર ચાલે છે કે આ દિવાના માણુસનું શું કરવું ? અને આ વિચાર ચાલતાં છતાં તમારા હૃદયના ઉંડા ભાગમાં તમને ખાતરી થતી નથી કે હું દિવાનો છું.

ખરેખર આ વૃદ્ધ પુરુષે કહ્યું તે જ વિચાર આ ક્ષણે મારા મનમાં ચાલતો હતો, અને એમ છતાં આશ્ચર્ય જેવું એ હતું કે યોગિની–સાથેનું લગ્ન મને લેશ પણ અપ્રિય ન હતું. એમ છતાં તેના દાદાનું કે તેના ગુરુનું મગજ ચસકી ગયું હતું, એ વિષયમાં મને જરા પણ શંકા થતી નહોતી. તો પણ મેં તેને કંઈ પણ ઉત્તર આપ્યું નહિ, અને તેણે આગળ બોલવા માંડ્યું:

'તરુણ પુરુષ ! તમારી સમક્ષ આજે જે કંઈ હું બોલ્યો છું તે શબ્દેશબ્દ ખરૂં છે, એ તમને સમજાશે; અને જો કે હજુ કેટલાંક વર્ષસુધી તેની સત્યતાનો તમને સંપૂર્ણ અનુભવ થવાનો વિલંબ છે, તો પણ આજે જ્યાં હું સુતો છું તે સ્થળે તમે સુશો તે પૂર્વે તમને તેનો અનુભવ થશે જ. જો કે તમે પાશ્ચાત્ય જડવાદના અભ્યાસથી પુનર્જન્મને માનતા નથી, અને મરણ પછી મનુષ્યનું શરીર પંચમહાભૂતમા મળી જાય છે, અને જીવ જેવું પાછળ કંઈ પણ શેષ રહેતું નથી, એવું સ્વીકારો છો, તો પણ શાસ્ત્રથી તથા અનુભવથી મેં નિશ્ચયપૂર્વક જાણ્યું છે કે શરીરના નાશથી જીવનો નાશ થતો નથી, પરંતુ જ્યાં સુધી પોતાના અજ્ઞાનનો નાશ કરી જીવ પોતાના ઈશ્વરસ્વરૂપનો અનુભવ કરતો નથી, ત્યાં સુધી પુનઃ પુનઃ તેને આ લોકમાં કે અન્ય લોકોમાં અવતાર ધરવો પડે છે. એ પ્રત્યેક અવતારમાં તે જુદાં જુદાં શરીરો ધરે છે, અને તે પ્રત્યેક શરીરમાં વિવિધ સુખ દુઃખના અનુભવદ્વારા તે નવું નવું જ્ઞાન પ્રાપ્ત કરે છે. અને જ્યાં સુધી પૂર્ણ જ્ઞાન, જે મોક્ષનો હેતુ છે, તે જ્ઞાન તે નથી સંપાદન કરતો ત્યાં સુધી, તે વિવિધ સુખ દુઃખના અનુભવવડે પૂર્ણ જ્ઞાન મેળવવા માટે તે પુનઃ પુનઃ જન્મ ધરે છે, અને મરે છે. પૂર્વે કહ્યા પ્રમાણે મારે નવીન શરીરની અગત્ય છે. કારણ કે જેમ ઘણા દહાડાના વાપરેલા ઘડીયાળના સાંચા ઘસાઈ જાય છે, અને તેથી તે પછી બરાબર કામ કરી શકતું નથી, તેમ આ મારૂં શરીર હવે બરાબર કામ કરી શકતું નથી. મારે તેની પાસે જે કાર્ય સધાવવાનું છે તે કાર્ય સાધી શકવા હવે તે અયોગ્ય છે. અને તેથી કરીને જેમ કોઈ મનુષ્ય એક નાપસંદ પડતા ઘરને ખાલી કરી બીજા નવા

સુંદર મનપસંદ ઘરમાં રહેવા જાય છે, તેમ મને પસંદ પડતા શરીરને ધારણ કરવા હું ઇચ્છું છું. આ શરીરવડે સાધવા યોગ્ય પૂર્ણ જ્ઞાન હું સાધી શક્યો નથી. મારે કાંઇક શેષ કર્તવ્ય રહ્યું છે, અને જો કે મેં એટલું સામર્થ્ય પ્રાપ્ત કર્યું છે કે મારી ઇચ્છાવિના મૃત્યુ મારો ગ્રાસ કરી શકે એમ નથી તો પણ આ જીર્ણ શરીરને જ સુધારીને તેમાં મારે રહેલું શેષ કર્તવ્ય હું સાધું તેના કરતાં નવા શરીરમાં તે સાધવું મને બહુ પ્રિય છે. તેથી કરીને મારે તમને જે કહેવાનું છે તે આ છેઃ આ બાળાની સાથે આજે તમે લગ્ન કરો, પછી પાંચ વર્ષ તેને અભ્યાસને માટે સાવિત્રીબાઈને ત્યાં મોકલો, અને પાંચ વર્ષ પૂરાં થયે પતિપત્નીના સંબંધથી તમે ઉભય રહો. એ સંબંધથી જે પ્રથમ પ્રજા થશે, તેમાં હું પ્રવેશીશ, અને તે શરીરવડે મારૂં રહેલું શેષ કર્તવ્ય સાધીશ."

આટલું બોલીને તે વૃદ્ધે પોતાનાં નેત્ર મીંચ્યાં, અને મૌનને ગ્રહ્યું. મારે હવે શું કરવું? મને અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. આવી અંધકારવાળી મધ્યરાત્રિએ, એક ઉજડ ભાગમાં, બુમ પાડું તો પણ કોઈ ન સાંભળે એવી જગામાં એક ગાંડા માણસની પાસે હું તેની ઓરડીમાં કેદીની પેઠે સપડાયો હતો. હું ક્યાં છું, તે વિષે મારા મિત્રો કે કોઈને લેશ પણ ખબર હતી નહિ. હથોડાના ઘા પડતા હોય તેમ મારૂં હૃદય મારી પાંસળીયોમાં અથડાવા લાગ્યું. મને તમર આવ્યાં હોય તેમ, મારૂં માથું ચકરચકર ફરવા લાગ્યું. શું કરવું, હવે શો ઉત્તર આપવો, એ વગેરે વિચારોની મારા મનમાં ઘોળાઘોળ ચાલતી હતી, એટલામાં પાસેના ઓરડામાં જોયેલી યોગિનીની મૂર્તિ મારી સ્મૃતિમાં ખડી થઈ ગઈ. તેની મનોહર રમ્ય આકૃતિ હું પ્રત્યક્ષ જોતો હોઉં, એમ મને ભાન થયું. તેની સાથે મારે અધિક પરિચય થયો નહોતો, તો પણ મારા મનમાં લગ્ન કરવું તો આ યોગિનીની સાથે જ, એવો જાણે નિશ્ચય બંધાતો જતો હોય એમ મને જણાયું. પણ મારા પાશ્ચાત્ય વિચારો પ્રમાણે પ્રતિષ્ઠા, અને સંપત્તિ મેળવ્યા વિના, લગ્નનો હાલથી વિચાર ન કરવાનો મેં કરેલો નિશ્ચય મને સ્મરણમાં આવતાં, મેં તે વિચારને રોક્યો.

આ પ્રમાણે જ્યારે મારૂં મન અનેક તર્કવિતર્કના વમળમાં ગોથાં ખાતું હતું, અને મારે કયા નિશ્ચય ઉપર આવવું, એ વિષે મને કશી સુજ પડતી ન હતી, એટલામાં તે વૃદ્ધ પુરુષે ફરીને બોલવાનો આરંભ કર્યો. તેનાં વચનોઉપરથી મને સ્પષ્ટ થયું કે અમારી મુલાકાતની શરુઆતમાં જેમ તેણે કહ્યું હતું તેમ, ઉઘાડી પડેલી ચોપડીને કોઈ

વાંચે તેમ મારા મનના સર્વ વિચારો જાણવાને તેનામાં પૂર્ણ સામર્થ્ય હતું. મૃત્યુપૂર્વે આવી અસાધારણ શક્તિ કોઈ કોઈ મનુષ્યોમાં પ્રકટે છે, એવું મેં મારા અભ્યાસકાળે વાંચ્યું તથા સાંભળ્યું હતું, પરંતુ તેવો સાક્ષાત્ અનુભવ કરવાનો મને કોઈ પ્રસંગ નહિ મળેલો હોવાથી આવું સામર્થ્ય મનુષ્યમાં પ્રકટવાનો કેવળ અસંભવ છે, એમ હું દઢપણે માનતો હતો, અને તેથી કરીને જ્યારે તે વૃદ્ધ પુરુષે નીચે પ્રમાણે મને વચનો કહ્યાં ત્યારે હું દિઙ્મૂઢ બની ગયો, અને મારા પૂર્વના નિશ્ચયોની ઇમારત છેક પાયામાંથી હચમચી ગઈ.

'હા તમારો એ વિચાર પણ ખરો છે. તમારે હજી પ્રતિષ્ઠા સંપાદન કરવાની છે, પણ પૂર્વે મેં તમને કહ્યું છે, તેમ તમારે સંપત્તિ મેળવવાની હવે રહી નથી. કારણ હું તમને અને યોગિનીને એટલું દ્રવ્ય આપતો જાઉં છું કે હજાર જન્મ ધરો તોપણ તેટલું તમે સંપાદન કરી શકો તેમ નથી. તમારા સુધરેલા વિચારપ્રમાણે યોગિનીના સ્વભાવ વગેરેની પરીક્ષા કર્યાવિના તેની સાથે લગ્ન કરવું તમને અયોગ્ય ભાસતું હોય તો તેમાં સંકોચ ધરવાનું પ્રયોજન નથી. કારણ તમારૂં ખરૂ લગ્ન તો પાંચ વર્ષ પછી જ થનાર છે. આજે તો માત્ર તમારા લગ્નની ક્રિયા એક પ્રકારના કરાર જેવી છે. પાંચ વર્ષ પછી એ કરાર કરવામાં તમે ભુલ કરી છે, એમ તમને ભાસે તો યોગિનીની સાથે પતિભાવે ન રહેવા તમે સ્વતંત્ર છો. નિશ્ચય માનજો કે જેવું તેનું સૌંદર્ય નિરૂપમ છે, તેવું જ તેનું હૃદય નિરૂપમ છે. તેનું વર્તન અને વિચાર કેવળ નિર્દોષ છે. મેં તમારા અને તેના ગ્રહ મેળવ્યા છે, અને મને નિર્ભ્રાંતપણે સ્પષ્ટ થયું છે કે તમે અન્યોન્ય માટે યોગ્ય છો. ચાલો સત્વર ઉત્તર આપો, તમે તેનો સ્વીકાર કરો છો કે નહિ ?

---

## પ્રકરણ ૩.

### લગ્ન અને તેનો લેખ.



હું ઉત્તર આપવા જતો હતો, એટલામાં પેલી નાની ઘંટડી પાછી વાગી. જાણે ભીંત ખસી જતી હોય તેમ તેમાં એક માર્ગ થયો, અને પેલી બાળા અંદર પ્રવેશી. પેલા વૃદ્ધ પુરુષે તેને પોતાની શય્યાપાસે આવવા કહ્યું.

મારા તરફ જોઈને તેણે કહ્યું, તરુણ પુરુષ! આ બાળાને

નિહાળીને જુઓ. તમારી પત્ની થવાને તે યોગ્ય છે, એમ શું તમને નથી લાગતું ?

તે જ ક્ષણે ઓરડીમાં જે શાંત, ઝાંખો આસ્માની પ્રકાશ વ્યાપી રહ્યો હતો, તે એકદમ અત્યંત તેજસ્વી થઈ ગયો. વિજળીના દશવિશ દીપક પ્રકટ્યા હોય તેમ આખી ઓરડી ઝળાંઝળાં થઈ ગઈ. અને આ પ્રકાશમાં તે બાળાનું સોંદર્ય અદ્ભુત પ્રકારે દીપવા લાગ્યું. તેનું સમગ્ર શરીર અને વદન, પ્રકાશના મંડળથી છવાઈ ગયેલું જણાવા લાગ્યું. જાણે ભૂલોકઉપર ચંદ્ર ઉતરી આવ્યો હોય તેવું મને ભાન થયું. હું આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયો. દંતકથામાં દેવીઓ અને અપ્સરાઓવિષે મેં અનેકવાર શ્રવણ કર્યું હતું. મારા સંમુખ ઉભેલી આ બાળા શુ કોઈ દેવી કે અપ્સરા તો નહિ હોય, એવા એવા વિચારો મને આવવા લાગ્યા. બાણ કવિએ કાદંબરી અને મહાશ્વેતાના અનુપમ લાવણ્યનું અને સૌન્દર્યનું વર્ણન કરેલું મેં વાંચ્યું હતું, પણ તે સર્વ આ બાળાનું સૌન્દર્યસાથે સરખાવતાં મને ઝાંખુ જણાવા લાગ્યું. કોઈ દેવલોકની દેવાંગના મારા સંમુખ આકાશમાંથી ઉતરી આવી હોય એમ મને ભાન થયું, અને તેથી એક અક્ષર પણ બોલ્યા વિના મૌનપણે પૂજ્ય ભાવથી ઇચ્છા ન છતાં પણ મેં મારૂં મસ્તક નમાવ્યું.

તે વૃદ્ધ પુરુષ બોલ્યો, યોગિની ! આ તરુણ પુરુષસાથે તું લગ્ન કરીશ, અને આ લેખમાં સહી કરી આપીશ ?

તેણે ઉત્તર આપ્યું, હા ગુરો ! આપ મને જ કંઈ આજ્ઞા કરશો તે કરવા હું સર્વદા તત્પર છું.

હું શું ઉત્તર આપું છું તે જાણવાને તે વૃદ્ધ પુરુષે મારા તરફ જોયું. મારે હવે ઉત્તર આપવો જ જોઈએ એવું મને લાગ્યું, પણ મારી જીભ તાળવે ચોંટી ગઈ હતી. હા, એવો ઉત્તર આપવા મેં પ્રયત્નપૂર્વક મારૂં મોં ઉઘાડયું, પણ કશો અવાજ નીકળ્યો નહિ. મારો ભાવ તે વૃદ્ધ પુરુષ સમજી ગયો, અને બોલ્યો,

'બહુ સારૂં, પેલી ભીંતમાં જડેલા પેલા પાટીયાપાસે જાઓ, અને તેના ઉપર જડેલા ચંદ્રકાંતમણિના વર્તુલની મધ્યમાં પેલું મોટું જે માણિક્ય ચળક ચળક થાય છે, તેના ઉપર તમારી આંગળી દાબો.'

સ્વપ્નમાં હોઉં તેની પેઠે તેની આજ્ઞાપ્રમાણે તે પાટીયાપાસે હું ગયો, અને પેલા માણિક્યને દાબ્યું. તરત જ તે પાટીયું ખસી ગયું, અને મારી દૃષ્ટિએ એક મોટું ભંડારીયું પડયું. તેના એક ખાનામાં હીરા તથા રત્નનો એક મોટો ઢગલો મારી મૂકયો હતો. બીજામાં આંમળા જેવડાં મોટાં મોતીઓથી ભરેલા દશ સોનાના મોટા થાળ

હતા. ત્રીજામાં સોનાની મોટી મોટી ઈંટો હારબંધ ખડકી લીધી હતી. ચોથા ખાનામાં આશરે વિશેક ભરેલી થેલીઓ હતી, અને મેં અનુમાન કર્યું કે તે સર્વ રૂપૈયાથી કે મ્હોરોથી ભરેલી હોવી જોઈએ. સઉથી નીચેના ખાનામાં એક રૂપાની પેટી હતી, અને પાછળથી મને જણાયું હતું કે તે અત્યંત મૂલ્યવાન્ અલંકારોથી ભરેલી હતી. એ પેટીઉપર એક લેખ પડયો હતો. જે અનર્ગલ દ્રવ્ય મારી દૃષ્ટિસમીપ પડયું હતું, તેને હું દિઙ્મૂઢ થઈને જોતો હતો, એટલામાં તે વૃદ્ધ પુરુષ બોલ્યો:

પેલી રૂપાની પેટીઉપર પડેલો કાગળ લાવો. હું તે કાગળ તેની પાસે લેઈ ગયો. પછી તેણે પેલી બાળાને ખડીઓ તથા કલમ લાવવા કહ્યું. તે વૃદ્ધ પુરુષ પછી પથારીમાં બેઠો થયો, અને મને તે લેખ મોટેથી વાંચવા કહ્યું. આ પ્રસગે મારાથી બોલાયું, અને મેં નીચે પ્રમાણે વાંચ્યું:—

## लग्ननो लेख.

अमे नीचे सही करनार आ लेखमां लखेली शरतोने अक्षरशः पाळवाने परमेश्वरने समक्ष जाणी अंतःकरणपूर्वक प्रतिज्ञा लेइए छीए. अमे उभय जीवनपर्यंत पतिपत्नी भावथी रहेवाने आजथी बंधाईए छीए. हुं योगिनी मारा स्वामिने ईश्वरसमान गणीश अने हुं......मारी पत्नीने मारा गृहनी देवीतुल्य गणीश. आ समयमां स्त्रियोने घणा मंदमतिना पुरुषो जेम पशुतुल्य गणे छे, तेम हुं......मारी पत्नीने कदी पण गणीश नहि; पण जे घरमां पत्नीने गौरव आपवामां आवे छे, तथा तेनुं अंतःकरण सर्व प्रकारे प्रसन्न राखवामां आवे छे, त्यां लक्ष्मी, ऐश्वर्य तथा सुखनो वास थाय छे, एम जाणी हुं योगिनीनुं अंतःकरण प्रसन्न रहे, ए प्रकारे ज सर्वदा वर्तीश. विशुद्ध प्रेम ए गृहस्थाश्रममां कल्पतरु अथवा स्पर्शमणि छे, एम जाणी अमे उभय अन्योन्यमां अपूर्व विशुद्ध प्रेमने धरशुं. गृहस्थाश्रम ए केवळ विषयभोगने अर्थे ज नथी; पण धर्म, अर्थ, काम, तथा मोक्ष ए चतुर्विध पुरुषार्थनी उत्तम प्रकारे सिद्धि करवा अर्थे छे, एम जाणी अमे उभय न्यायमार्गे प्राप्त थतां विषयसुखोने भोगवतां अन्योअन्यने धर्मादि पुरुषार्थनी सिद्धिमां सर्व प्रकारे साहाय्य आपीशुं.

अमने मळनार संपत्तिउपर अमारुं उभयनुं सरखुं स्वामित्व अमे स्वीकारवा बंधाइए छीए. घणे प्रसंगे पुरुषो पोताने जरूरना पदार्थो प्राप्त करवामां स्वतंत्रपणे धननो उपयोग करे छे, परंतु पोतानी पत्नीनिमित्ते द्रव्यनो उपयोग करतां तेओ अत्यंत संकोच धरे छे. आ अधर्म होवाथी हुं......जेम मारा पोताना सुख अर्थे द्रव्यनो उपयोग करुं ते ज प्रमाणे योगिनीना सुखने अर्थे पण द्रव्यनो उपयोग करतां लेश पण संकोच धरीश नहि.

घणा मंदमतिना मनुष्यो स्त्रियोने पोतानी विषयकामना तृप्त करवाना साधनरूपे ज आ सृष्टिमां सरजायली माने छे. अने तेथी तेवा मंदमतिओ पोतानी सुशील अने आज्ञाधीन धर्मपत्नीने पोतानी दुष्ट इच्छा तृप्त करवा अमर्यादपणे संतापे छे. ते ज प्रमाणे घणी मंदमतिनी स्त्रियो विषयेच्छानी तृप्तिने ज गृहस्थाश्रमनुं सर्वस्व समजे छे, अने तेथी अविवेकी थई पोताना धर्मनिष्ठ, सन्मार्गगामी पतिने अनेक प्रसंगे तेनी इच्छाविरुद्ध त्रास आपे छे. आ प्रकारनुं पतिपत्नीनुं वर्तन प्रसंगे राक्षसस्वभावनी, अने घणे प्रसंगे मननी तथा तननी अत्यंत दुर्बळ शक्तिओवाळी प्रजाने उत्पन्न करनार होवाथी देशनी अधोगति करनार छे, अने तेथी करीने आ संबंधमां अमे उभय परस्परनी इच्छाविरुद्ध कदी पण वर्तन न करवा प्रतिज्ञा ग्रहण करीए छीए.

पतिपत्नी उभयनो विशुद्ध प्रेम, अने विशुद्ध आचरण आ भूलोकने देवलोक बनावे छे, अर्थात् उभयना संबंधथी थनार प्रजा जो पतिपत्नी सद्गुणवाळां होय छे, तो सर्वोत्तम सद्गुण-वाळी थाय छे, जो पतिपत्नी ज्ञानवाळां होय छे, तो सर्वोत्तम ज्ञानवाळी थाय छे, जो पतिपत्नी वीरत्ववाळां होय छे, तो सर्वो-त्तम वीरत्ववाळी थाय छे, जो पतिपत्नी कलाकौशल्यमां निपुण होय छे, तो कलाकौशल्यमां सर्वोत्तम निपुणतावाळी थाय छे, जो पतिपत्नी देशभक्त होय छे, तो सर्वोत्तम देशभक्तिवाळी थाय छे, अने ए ज प्रमाणे जे जे गुणलक्षणादिवडे पतिपत्नी युक्त होय छे, ते ते गुणलक्षणादिवाळी अवश्य थाय छे, माटे अमे

उभय मनुष्यऋणनी निवृत्तिअर्थे परस्परना विशुद्ध प्रेमनुं सर्वदा रक्षण थाय एवी सर्वदा सावधानता राखीशुं.

उपर लखेली सर्व शरतो संपूर्ण प्रकारे पाळवाने अमे उभय, परमेश्वरने संनिध जाणी, आ लेखमां स्वेच्छाथी सावधानता-पूर्वक सही करीये छीये.

लि. ______________________

लि. ______________________

જ્યારે હું લેખ વાંચી રહ્યો ત્યારે તે વૃદ્ધ પુરુષે મને પૂછ્યું, કેમ, તમે આ લેખમાં સહી કરો છો ?

મેં મારૂં માથું હલાવી મારી પ્રસન્નતા સૂચવી. તેણે પાસે પડેલા ખડીયામાં કલમ બોળી મને આપી. મેં તે લીધી અને લેખતળે સહી કરવાની જગાએ મારી સહી કરી, તથા લેખમાં જ્યાં જ્યાં મારા નામની જગા ખાલી હતી ત્યાં મારૂં નામ લખ્યું, તેણે ફરીને ખડી-યામાં કલમ બોળી, અને યોગિનીને તે આપી. તેણે પણ પોતાની સહી મારી સહીતળે કરી. પછી તેણે પોતે લેખ પોતાના હાથમાં લેઈ અમારી સહીની ડાબી બાજુએ **सुरेश्वराचार्य** એ પ્રમાણે સહી કરી, અને નીચે લખ્યું કે,

आजे श्रावण शुक्ल पंचमीये मारी समक्ष योगिनी अने मणिधररायनां लग्न थयां छे. विश्वेश्वर अने विश्वेश्वरी दंपतीने अखंड सुख अर्पो. "ॐ"

આ લખી રહ્યા પછી બે ત્રણ ક્ષણ તે વૃદ્ધ પુરુષ શાંત રહ્યો. પછી તેણે યોગિનીને કંઈક સંજ્ઞા કરી કે તેણે તે વૃદ્ધ પુરુષના પલં-ગનીચે જમીનઉપરની એક ચાંપને દાબી. તત્કાળ પલંગની સંમુખની જમીન જાણે ખસતી હોય એમ મને જણાયું; અને તે સ્થળે દોઢ હાથ લાંબો તથા તેટલો જ પહોળો એક ખાડો થઈ રહ્યો. તેમાં અગ્નિ પ્રકટાવવા માટે જોઇતાં સાહિત્યો મુકેલાં મને જણાયાં. પલંગ નીચે રાખેલા ઘીના પાત્રમાંથી તે કુંડમાં ઘી નાંખવા તે વૃદ્ધે યોગિ-નીને આજ્ઞા કરી. તે પ્રમાણે તે બાળાએ તેમાં ઘી નાંખ્યું. પછી કંઈક મંત્ર ભણતો હોય તેમ તે વૃદ્ધ પુરુષે પોતાના બે ત્રણ ક્ષણ હોઠ ફફડાવ્યા કે પેલા કુંડમાં અત્યંત તેજસ્વી અગ્નિ પ્રકટયો. હું આશ્ચર્યથી જોતો રહ્યો હતો એટલામાં તે વૃદ્ધે યોગિનીનો દક્ષિણ હસ્ત ગ્રહણ કરી મારા દક્ષિણ હસ્તમાં મૂક્યો, અને પાંચેક મિનિટ-

સુધી કંઈક વેદના મંત્રોજેવું તે બોલ્યો. પછી અમારા ઉભયના મસ્તકે પોતાના હસ્ત સ્થાપ્યા, અને એવી વિલક્ષણ કોમળ દૃષ્ટિથી અમારા સંમુખ જોયું કે તે સમયે હું જાણે કોઈ અત્યંત શાંતિના સમુદ્રમાં પડ્યો હોઉં એમ મને ભાન થયું.

આ વિધિ સમાપ્ત થયા પછી તે વૃદ્ધ પોતાની શય્યામાં પૂર્વની પેઠે પાછો લાંબો થઈને સુતો, અને નેત્ર મીચીને પાંચેક મિનિટ શાંત પડી રહ્યો. આ સમયમાં યોગિનીએ પલંગપાસેની પેલી ચાંપને ફેરવી ને અગ્નિના કુંડને સ્થાને, પ્રથમ જેવું હતું તેવું જ પાછું કરી દીધું હતું.

પાંચેક મિનિટ પછી તે વૃદ્ધ પુરુષે પોતાનાં નેત્ર ઉઘાડ્યાં, અને મારા તરફ જોઈને નીચે પ્રમાણે બોલવા માંડ્યું:—

"મિત્ર ! હજી મારે તમને કેટલીક બાબતો કહેવાની બાકી છે. આ ક્ષણે જે ઘરમાં તમે બેઠા છો, તે ઘરનું ખત તમારા નામનું મેં કરી દીધું છે. તમે તેને રાખવા અથવા વેચી નાંખવા સ્વતંત્ર છો. પેલાં પુસ્તકો ઘણાં જ જૂનાં અને દુર્લભ છે. એમાં જે તાડપત્રઉપર લખેલાં પુસ્તકો છે, તે બે હજાર વર્ષઉપરનાં છે, અને તે મને મારા પ્રાણથી પણ અધિક પ્રિય છે. તેઓ સાંકેતિક ભાષામાં લખેલાં છે, અને તેથી તમારા જેવા અંગ્રેજી વિદ્યાના સંસ્કાર પામેલાને તે મૂર્ખ મનુષ્યોના પ્રલાપજેવાં ભાસે એમ છે, પરંતુ ઈશ્વરના અનુગ્રહથી સંકેતને સમજવાનું જેમને સામર્થ્ય પ્રાપ્ત થાય છે, તેમને તે અત્યંત ગૂઢ રહસ્યથી પૂર્ણ ભાસે છે. તમે અંગ્રેજી ભણેલાઓ આજે આર્યશાસ્ત્રોની અનેક ક્રિયાઓને, વિવિધ મંદિરોમાં સ્થાપેલી ગણપતિ, મહાદેવ, નંદી, પાર્વતી, કૃષ્ણ, લક્ષ્મી આદિની મૂર્તિઓને તથા તેમની પૂજાના વિધિ વગેરેને બાળચેષ્ટાઓ માનો છો. તમે ગણપતિની લાંબી સૂંઢને તથા મોટા પેટને મૂર્તિપૂજકોની ક્લિષ્ટ મતિએ ઈશ્વરનું કલ્પેલું બેડોળરૂપ માનીને તેનું હાસ્ય કરી કાઢો છો. તમે મહાદેવનો સ્મશાનમાં નિવાસ, શરીરે ભસ્મનું લેપન, તથા સાપ વગેરેનું વીંટાળવું, આદિ વર્ણનો વાંચી આર્યશાસ્ત્રકારોની બુદ્ધિનો તિરસ્કાર કરો છો. તેઓનાં શાસ્ત્રોમાં અગ્નિ તથા સૂર્યની ઉપાસનાનાં વિધાન વાંચી તેઓને મંદમતિના તથા ઈશ્વરના સ્વરૂપવિષે અત્યંત અજ્ઞાન ગણો છો, અને આ વિના તેઓનાં પુરાણાદિની અનેક વાતોને અસંભવિત અને અસંબદ્ધ કલ્પનાના ઘોડા ગણી કાઢો છો, પરંતુ આ વિવિધ હસવા લાયક ગણાતી મૂર્તિઓમાં, ક્રિયાઓમાં, કથાઓમાં, અને વર્ણનોમાં જગતના કલ્યાણને અર્થે કેવાં ઉતમ રહસ્ય તેઓ ગુંથી ગયા છે, એ જો કે હાલ તમને સ્પષ્ટ થતું નથી, પણ

હવે તે સ્પષ્ટ થવાનો સમય બહુ સમીપ આવ્યો છે. તમે વિચાર કરો છો કે તે ઉત્તમ રહસ્ય જગતને જ્યારે જણાવવાનું હતું ત્યારે સ્પષ્ટ જણાવતાં તેમને શું થતું હતું કે આવી અસંભવિત અને હાસ્યજનક વાતોમાં તે જણાવવું પડ્યું ? પરંતુ પ્રિય ભાઈ! તમે જો વિચાર કરીને જોશો તો તમને સ્પષ્ટ થશે કે અસાધારણ ચમત્કારિક સામર્થ્યને આપનાર રહસ્યો જો સામાન્ય અજ્ઞાન પ્રજામાં છૂટે હાથે વહેંચવામાં આવે તો કેટલો અનર્થ થવાનો સંભવ આવે ? એક દારૂ વેચનાર અથવા બંદુકો બનાવનાર પોતાનાં લડવાડીયાં સમજણવિનાનાં બાળકોને દારૂ અને બંદુકો આપે, અને તેમને કેમ છોડાવી તે શીખવે તો શું તમને નથી સમજાતું કે એ છોકરાં સહજ કલહ થતાં બંદુક લેઈ ગોળી ભરી માંહોમાંહે એક એકનો જ પ્રાણ લે ? આ સમયની અજ્ઞાન પ્રજા જે રાગદ્વેષથી ભરેલી છે, જેનો મોટો ભાગ સંસારનાં સુખોમાં અમર્યાદ મોહવાળો છે, અને તેથી કરીને તે મેળવવા અસખ્ય પ્રકારનાં છળકપટ રચવામાં જરા પણ પાછી પાની કરે એવો નથી, જેનાથી વાતચીતમાં કોઈ જરા કઠોર વચન કહે તો સહજ પણ સાંખી રહેવાનું સામર્થ્ય નથી, જે વાણીએ કરીને, મને કરીને અને શરીરે કરીને દિવસના ચોવીશ કલાકમાં ન ગણાય એટલી હિંસા કરે છે, અને જે કેવળ સ્વાર્થલંપટ, અનાચારી અને પશુકરતાં પણ અધમ સ્થિતિને પામેલો છે, તેના હાથમાં અસાધારણ સામર્થ્યને આપે એવાં રહસ્યો આપવાં, એ કયો બુદ્ધિમાન્ પુરુષ યોગ્ય ગણે તેમ છે ? પ્રિય ભાઈ! આવાં આવાં અનેક કારણો જેનો વિસ્તાર કરવા આ ક્ષણે સમય નથી, તેવાં કારણોથી પૂર્વ પુરુષોએ ઉત્તમ રહસ્યોનો નાશ ન થાય માટે તેમને વિવિધ સંકેતોમાં, વિવિધ મૂર્તિઓના રૂપમાં, વિવિધ કથાઓમાં, વિવિધ પુરાણોનાં આખ્યાનોમાં, અને વિવિધ ધર્મની હસવા જેવી જણાતી ક્રિયાઓમાં સામાન્ય બુદ્ધિનાં મનુષ્યોને ન સમજાય એવી રીતે મિશ્રણ કર્યાં છે. એમ છતાં શોધક બુદ્ધિના અધિકારી મહાપુરુષોને આ રહસ્ય પ્રત્યેક પદે સમજાય તેવી વ્યવસ્થા તેઓએ રાખી છે. ભવિષ્ય કાળમાં જોવાનું મનુષ્યમાં સામર્થ્ય નથી, એમ તમે અંગ્રેજી ભણેલાઓ માનો છો, પણ તેવું સામર્થ્ય મનુષ્ય યોગ્ય ક્રિયાઓથી પ્રાપ્ત કરી શકે છે, અને તેથી કરીને તેવું સામર્થ્ય જેમણે પ્રાપ્ત કર્યું છે, એ પુરુષો કહે છે કે હવે થોડાં વર્ષ પછી જે સમય આવનાર છે, તેમાં કેટલાક મનુષ્યોની અસાધારણ આધ્યાત્મિક ઉન્નતિ થનાર છે; અને તે સમયે ઘણા મનુષ્યોને આ રહસ્ય સમજવાનો સંભવ પ્રાપ્ત થનાર છે. આજે અસંખ્ય મનુષ્યો કીડાની સ્થિતિ ભોગવે છે. તેઓ જમીનસાથે પેટ ઘસડીને

ચાલે છે. તેમને ઉંચે રહેલા આકાશનું અને તેની ખુલ્લી હવાનું ભાન નથી. પણ હવે પછીનાં આ પંદરવિશ વર્ષમાં સૃષ્ટિના સત્ત્વરૂપ કેટલાકને પાંખો ફુટી તેઓ પતંગીયાના રૂપમાં આવનાર છે. કેટલાક એ સ્થિતિમાં આવી પણ ચુક્યા છે, પરંતુ તેઓની સંખ્યા હજી બહુ ન્યૂન છે. આ ઉત્તમ અધિકારીઓવડે આવતી વીશીમાં અને તે પછીનાં વર્ષોમાં પૂર્વોક્ત રહસ્ય પ્રકટ થનાર છે. પરંતુ તે સમયે પણ આખી સૃષ્ટિનાં સર્વ મનુષ્યોમાં તે પ્રકટ થશે, એવો મારા કહેવાનો ભાવ ગ્રહણ કરશો નહિ. મારે કહેવાનો ભાવ એટલો જ છે કે સૃષ્ટિના બુદ્ધિમાન્ મનુષ્યોમાં આર્યશાસ્ત્રના સિદ્ધાન્તો સ્વીકારાશે. પુરાણોની વિવિધ આખ્યાયિકાઓ કયા મુખ્ય રહસ્યઉપર ગુંથાઈ છે, તે શોધી કાઢવામાં આવશે. વિવિધ દેવદેવીઓ, તેઓનાં વિવિધ કૃત્યો, તેઓની વિવિધ આકૃતિઓ શું સૂચવે છે. તે તે ઉત્તમાધિકારિઓને સ્પષ્ટ થશે, અને તે વડે તેઓ પોતાનું તથા અન્યનું અસાધારણ હિત સાધશે. દૃષ્ટાંતરૂપે કહીએ તો સમુદ્રમંથનની ક્રિયા એ એક એવા પ્રકારનું વર્ણન છે કે જેને આજે ઉંચી કેળવણી લીધેલા તમારા જેવા પુરુષો અતિશયોક્તિ અથવા અદ્ભુત કલ્પાનાનો વિલાસ જ સ્વીકારે છે. કાચબાની પીઠઉપર મંદર પર્વતો મૂકવો, સાપનું દોરડું કરવું, સુર અને અસુરોએ તેનો એક એક છેડો પકડીને અર્થાત્ મુખ અને પૂછડું પકડીને સમુદ્રને વલોવવો, અને તેમાંથી અમૃત વગેરે ચૌદ રત્નો નીકળવાં, આ સર્વ એવી કથા છે કે તે સાંભળી તમારામાંથી કોઈને પણ આજે અસંભવિતપણાનું ભાન થયા વિના રહે તેમ નથી. છતાં આ કથા ગુંથનારે તેમાં એવા તો ગૂઢ રહસ્યને યુક્તિપૂર્વક ગુંથ્યું છે અને સૂક્ષ્મ બુદ્ધિમાન્ શોધકને અર્થે સર્વૈશ્વર્યસંપન્ન થવા એવાં તો સાધનનો પ્રકાશ કર્યો છે કે જેનું અનુમાન ઈશ્વિરના અનુગ્રહવિના અથવા તો તેવા રહસ્યના વેત્તા કોઈ મહાપુરુષના પ્રસાદવિના અનંત પરિશ્રમે પણ થવાનો સંભવ નથી. તમારામાંથી કોઈ વિચક્ષણ મતિવાળા આ સમુદ્રમંથનની ક્રિયામાંથી આર્યશાસ્ત્રકારોએ સમુદ્રપ્રવાસના અસંખ્ય લાભનો બોધ યુક્તિથી કર્યો છે એમ સમજાવે છે. પરંતુ અસાધારણ બુદ્ધિવિભવસંપન્ન શાસ્ત્રકારો આવી સામાન્ય વાતને વર્ણવામાં કલ્પનાનો આવો ઉપયોગ કરે એ સંભવતું નથી. વસ્તુતઃ રહસ્યના અજ્ઞાનથી તેઓ આવાં અનુમાનો કરે, એ સ્વભાવિક છે. હશે, આ સ્થળે તેઓના અજ્ઞાનઉપર આપણે પ્રહાર કરવાનું ખાસ પ્રયોજન નથી. આ સ્થળે આટલો વિસ્તાર કરવાનું પ્રયોજન એ જ છે કે મારાં આ પુસ્તકો તમારા હાલના વિચારથી તમને નિર્માલ્યજેવાં અને પાણીમાં બોળી કાઢવા જેવાં લાગે તો પણ તમે તેમ કરવા પૂર્વે આ મારી આજ્ઞાનું સ્મ-

રણ કરજો કે આ પુસ્તકોમાં વર્ણેલી ગપજેવી જણાતી વાતો બહુ ગૂઢ રહસ્ય સૂચવનાર છે અને તેથી તમે તેમનું ઉત્તમ પ્રકારે રક્ષણ થાય એવી વ્યવસ્થા કરજો. તેમને એક પેટીમાં બહુ સંભાળથી વ્યવસ્થાથી બાંધીને મૂકજો, અને મારે માટે એક ઘર તૈયાર કરવાની જે સૂચનાઓ મેં લખી રાખી છે, અને જે હું તમને આ દેહ છોડવા પૂર્વે આપી જનાર છું તે સૂચનાપ્રમાણે ઘર તૈયાર થાય ત્યારે તે પુસ્તકો તેમાં સુરક્ષિતપણે મૂકાવજો. એ ઘરમાં હાલ તમે જે ઓરડીમાં બેઠા છો, તેવી જ એક ઓરડી તમારે રચાવવાની છે.

મારા પલંગની તળે એક ગુપ્ત ભોંયરૂં છે. તેમાં મેં એક ચોરસ સુવર્ણનો સિંહાસનના આકારનો બાજઠ ગોઠવ્યો છે. તેના ઉપર આ મારૂં વૃદ્ધ શરીર તમારે સંભાળથી મૂકવાનું છે. એ ભોંયરામાં પ્રવેશ કરવા માટે આ પલંગને ખસેડી નાંખજો. પછી આ ખૂણાઆગળથી શેતરંજી ઉંચી કરતાં તમને ત્યાં જમીનમાં જડેલો એક હાથી દાંતનો ધોળો દટ્ટો જણાશે. તેના ઉપર તમે તમારા પગનો અંગુઠો દાબજો, એટલે આ જગાએ રચેલું એક ગુપ્તદ્વાર તરત ઉઘડી જશે, અને તમને ભોંયરામાં ઉતરવાનાં પગથીઆં દષ્ટિએ પડશે. આ શરીરને ઉચકી તે ભોંયરામાં મધ્યે મૂકેલા બાજઠઉપર મૂકજો, અને તેને મથાળે જે મોગરો છે તેને જમણી બાજુ ચાર વાર ફેરવજો. અને પછી જે થાય તે શાંત ચિત્તે જોયા કરજો. પા કલાક પછી બાજઠ ઉપર તમારા જોવામાં જે કંઈ આવે તેને કાળજીથી લઈને, ત્યાં એક ખુણે પડેલી સુવર્ણની બરણીમાં ભરજો, અને તેને યોગ્ય પ્રકારે મજબુત બંધ કરજો. એ બરણીને મારે માટે તૈયાર કરવામાં આવનાર પેલા ઘરમાં મારાં આ પુસ્તકોવાળી ઓરડીમાં મારા બીજા સામાનસાથે મૂકજો. અને હવે પ્રિય ભાઈ! આ દેહને હું ત્યજું છું. આ કહેલી મારી સર્વે સૂચનાઓનું પ્રાતઃકાળ થયા પૂર્વે પાલન કરજો; અને તમે જ્યારે પ્રાતઃકાળે તમારે ઘેર પાછા જાઓ ત્યારે યોગિનીને તમારી સાથે તેડતા જજો."

કોઈ વિલક્ષણ સ્વપ્નમાંથી હું જાગ્રત્ થતો હોઉં એમ મને ભાન થયું. પણ યોગિનીના હૃદયઉપર આ સર્વની કશી પણ અસર થતી ભાસતી ન હતી. તે આ વૃદ્ધ પુરુષ પ્રતિ દષ્ટિ સ્થાપી શાંત ઉભી રહી. તત્કાળ તે વૃદ્ધ પુરુષ બેઠો થયો, પોતાની શય્યામાં આસન વાળ્યું, અને નેત્ર મીચ્યાં. મેં તેની નાડી જોઈ. તે પ્રત્યેક ક્ષણે અધિક અધિક ધીમી પડતી હતી, અને થોડી ક્ષણોમાં તો કેવળ બંધ પડી ગઈ. તેના નાકઆગળ હાથ ધરી જોતાં મને જણાયું કે

શ્વાસ બિલકુલ ચાલતો ન હતો. હું ચકિત થઈને યોગિનીતરફ ફર્યો, અને તેને કંઈ કહેવા જતો હતો, એટલામાં તેણે મને પોતાની આંગળીની ઇશારત કરીને બોલતો અટકાવ્યો, અને ઘણા જ મંદ સ્વરે કહ્યું, શાંત રહો, ગુરુ આ દેહ ત્યજી, જુઓ આ ચાલ્યા.

તેણે બતાવેલી દિશાતરફ મેં દૃષ્ટિ નાંખી. સહજ આસ્માની રંગનું ધોળું વરાળનું વાદળું તે સ્થળે ધીરે ધીરે જામતું મને જણાયું. તે થોડી ક્ષણોસુધી આમ તેમ હાલતું રહ્યું, પછી તેનો મનુષ્યની આકૃતિજેવો ઘાટ બંધાતો ગયો, અને હું હજુ તો જોયા કરૂં છું, એટલામાં પેલા વૃદ્ધ પુરુષના જેવું જ પ્રત્યેક અવયવમાં સંપૂર્ણ પ્રકારે મળતું, એક શરીર તે સ્થળે ઉભું રહેલું મને જણાયું.

હું આશ્ચર્યથી દિઙ્મૂઢ બની ગયો. મારૂં મગજ ભમતું તો નથી, હું જાગું છું કે ઉંઘું છું એવા એવા વિચાર મને આવવા લાગ્યા. મેં મારાં નેત્ર ચોળ્યાં, અને પુનઃ જોયું. શય્યામાં આસનયુક્ત તે વૃદ્ધ પુરુષનું શરીર બેઠું હતું. બીજી દિશાએ તેવું જ વૃદ્ધ શરીર ઉભું હતું.

મારા હૃદયના ઉંડા વિચારોને જાણે વાંચતો હોય તેમ તે વૃદ્ધ પુરુષ મારા પ્રતિ જોતો હતો. તેના મુખપર સહજ સ્મિત હતું. પ્રેમથી મધુર દૃષ્ટિવડે તે આકૃતિ થોડી વાર મારા પ્રતિ જોઈ રહી. પછી તે ધીરે ધીરે વિલાવા માંડી, અને પાંચ સાત ક્ષણોમાં તો અદૃશ્ય થઈ ગઈ. શોકમય સ્વરથી યોગિની પ્રથમ બોલી:

'ગુરો! આપનાં કલ્યાણકારક દર્શન પુનઃ થવાનો યોગ આવે ત્યાં આપની આ રંક પુત્રીના પુનઃ પુનઃ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સ્વીકારજો.'

અને હવે હું સ્વસ્થ થઈ વિચાર કરવા લાગ્યો. આ મેં શું જોયું, આ તે સ્વપ્ન છે કે સાચું છે, હું ગાંડો તો નથી થયો, મારી જ મનોમય કલ્પનાઓ મને આ વિચિત્ર આભાસો તો નથી જણાવતી, એવા એવા અનેક તર્કવિતર્ક મને ઉઠવા લાગ્યા. મેં મારૂં માથું તપાસી જોયું; મારાં આંગળાં ગણી જોયાં. તેમની સંખ્યા બરાબર હતી. મારાં વસ્ત્ર જોયાં; તેમાં પણ મને કાંઈ ફેરફાર જણાયો નહિ. મેં નિશ્ચય કર્યો કે મારા નેત્રમાં તો કશો વિકાર થયો નથી. મેં મારા શરીરઉપર જોરથી એક ચુંટી ખણી. મને દુઃખનું ભાન થયું. નિશ્ચય હું ઉંઘતો ન હતો. આ સ્વપ્ન ન હતું. મારૂં મગજ ઠેકાણે હતું.

તે વૃદ્ધ પુરુષ પોતાનું શરીર છોડીને બીજા શરીરમાં પ્રવેશ કરનાર છે, એ વાર્તા જે તેણે મને કહી હતી, તે મને ખસી ગએલા

મગજનો બુટ્ટો જણાયો. જો કે તેણે પોતાની ચમત્કારિક શક્તિ મને એ ચાર વાર પ્રત્યક્ષ દર્શાવી હતી તો પણ તેટલાથી મારા અંતઃકરણમાં પાશ્ચાત્ય વિદ્યાના જામેલા દૃઢ સંસ્કાર નિર્મૂળ થાય એમ ન હોતું. તે મને પુનઃ સ્ફુરી આવ્યા. શરીરથી ભિન્ન જીવજેવી કોઈ વસ્તુ છે, એમ હું માનતો ન હતો. આ શરીર વિવિધ તત્ત્વોનો સંયોગ છે, અને તે તત્ત્વોનો જ્યાં સુધી સંયોગ રહે છે, ત્યાં સુધી તે જીવતું જણાય છે. સયોગ છૂટતાં તે મરેલું પ્રતીત થાય છે, જૂદો જીવ હોવાનું કશું જ કારણ નથી. આ પ્રકારના મારા વિચારો, પાશ્ચાત્ય વિદ્યાના અભ્યાસથી બંધાઈ ગએલા હોવાથી કોઈની નજરે કદી પણ ન જણાયલી તથા જેનું સ્વરૂપ કોઈ પણ હજી જાણતું નથી એવી એક દેહથી જૂદી જીવ નામની અજ્ઞાની લોકોએ ઠોકી બેસાડેલી વસ્તુ, દેહનું પૃથક્કરણ થયા પછી પાછી પૃથ્વીઉપર આવે, અને અન્ય શરીરમાં પ્રવેશ કરે, અને તે પણ વળી એક બાળકના શરીરમાં પ્રવેશ કરે, આ સર્વ વાર્તા, પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારથી આજસુધી નિરંતર પોષાયલું મારૂં મગજ શી રીતે સ્વીકારે ? હું વિચાર કરવા લાગ્યો કે બુદ્ધિ સ્વીકાર કરી ન શકે એવો, તથા જેને માટે કશું પણ પ્રત્યક્ષ પ્રમાણ નથી એવો આ નિશ્ચય અંધ શ્રદ્ધાવાળા મંદમતિ મનુષ્યો ભલે સ્વીકારે, પરંતુ મારા જેવા સાયન્સ ( વિદ્યા ) ના જ્ઞાનવાળાએ પણ તે માનવો એ શી રીતે સંભવે ? અને એમ છતાં, આ વૃદ્ધ પુરુષે મારી દૃષ્ટિઆગળ હમણાં જ પોતાનું શરીર છોડયું છે, અને તેનું વાયુમય નવું શરીર મેં આ મારાં નેત્રવડે હમણાં જ જામેલું તથા થોડી ક્ષણોમાં અદૃશ્ય થતું જોયું છે ! શું મેં અધ્યયન કરેલા પાશ્ચાત્ય મહા વિદ્વાનોના નિશ્ચયો ખોટા હશે ? મરણપછી કશું જ રહેતું નથી, એ સંબંધના તેઓએ સ્થાપેલા આજસુધીના વિવિધ પ્રમાણોવાળા નિશ્ચયો શું દોષવાળા હશે ? ખરે, મારૂં મગજ આજે અવ્યવસ્થિત થઈ ગયું છે. આ ચાર પાંચ કલાકમાં મારા પૂર્વના નિશ્ચયોની દૃઢ ઇમારત પાયામાંથી હચમચી ગઈ છે, અને એમ છતાં મરણપછી જીવજેવી કોઈ વસ્તુ રહે છે, એવું મારૂં મન સ્વીકારી શકતું નથી. કોણ જાણે, આ વૃદ્ધ પુરુષે મને ભોળવવાને કંઈ ઇંદ્રજાળ કદાચ રચી હોય, અને તેથી મને તેનું અન્ય શરીર જણાયું હોય !

હું આ પ્રકારના વિચારના વંટોળીયામાં તણાયો જતો હતો, એ સંધિમાં જે સ્થળે અમે હતાં, તે સ્થળે પૂર્વે જ્યારે તે વૃદ્ધ પુરુષ જીવતો હતો અને જે આશ્ચર્યકારક દિવ્ય પ્રકાશ કોઈ અગમ્ય દ્વારથી આવતો હતો, તે પ્રકાશ ક્રમે ક્રમે ઓછો થતો જતો હતો, અને

હવે તો માત્ર એક દીવેલનો ઝાંખો દીવો બળતો હોય તેટલો તે પ્રકાશ થઈ રહ્યો હતો, પરંતુ મારા વિચારોમાં મારૂં તે પ્રતિ લક્ષ ગયું ન હતું. પણ હવે તે પ્રતિ મારૂં લક્ષ જતાં મને ભય થયું કે કદાચ આ ઓરડીમાં થોડી વારમાં કેવળ અંધકાર થઈ જશે, અને જો તેમ થયું તો જે કાર્ય મને સોંપવામાં આવ્યું છે તે હું ભાગ્યે જ કરી શકીશ. તેથી મેં પેલી બાળાપ્રતિ દૃષ્ટિ નાંખીને કહ્યું કે આ શબની હવે આપણે વ્યવસ્થા કરી નાંખીએ તો સારૂં, નહિ તો થોડી વારમાં અંધકાર થતાં આપણને શું કરવું તે સૂઝશે નહિ.

તેણે ઉત્તર આપ્યું, ગુરુ પોતાની આજ્ઞાનું પાલન અંધકારમાં આપણી પાસે કદી કરાવે જ નહિ. જ્યાં સુધી જેટલા પ્રકાશની આ-પણે અગત્ય છે, ત્યાં સુધી તેટલો પ્રકાશ રહેશે જ.

મેં તેને પૂછ્યું, આ પ્રકાશ ક્યાંથી આવે છે, તે તું જાણે છે? તેણે તેનું મસ્તક ધુણાવ્યું, અને ઉત્તર આપ્યું, હું તે કહી શકતી નથી. એ વાર્તા માત્ર ગુરુ જ જાણે છે. આ ઓરડીમાં હમેશાં આવો જ પ્રકાશ રહેતો. જ્યારે પ્રકાશની જરૂર પડતી ત્યારે ગુરુ તેવો સંકલ્પ કરતા, અને તત્કાળ પ્રકાશ થઈ જતો.

મેં પેલો પલંગ યોગિનીની મદદથી સંભાળીને ખસેડ્યો; અને વૃદ્ધ પુરુષે કહ્યું હતું તે પ્રમાણે ખુણેથી શેતરંજી ખસેડતાં મને એક નાનો ધોળો દટ્ટો જણાયો. તેના ઉપર મારા પગનો અંગુઠો દાબતાં પૂર્વે જ્યાં તે પલંગ હતો તે સ્થળેથી એક પાટીયું સરી ગયુ, અને નીચે ઉતરવાનો એક દાદર દૃષ્ટિએ પડ્યો. તળે પુષ્કળ અંધારૂં હતું. નીસરણીનું ઉપરનું એકાદ પગથીયું ઝાંખા પ્રકાશમાં જણાતું હતું. મેં યોગિનીને એક ફાનસ સળગાવી લાવવા કહ્યું. તેણે ઉત્તર આપ્યું, ફાનસની કશી જરૂર નથી. જ્યારે તમે નીચે ઉતરશો ત્યારે તમારે જેટલો પ્રકાશ જોઈશે તેટલો આપોઆપ પ્રકટ થશે.

મારૂં મન છગડગ થવા લાગ્યુ. તે બાળા સત્ય જ બોલતી હતી, એ વિષે મને કશો સંશય ન હતો, પણ કોઈ અદૃશ્ય દ્વારથી પ્રકાશ આવશે એવી તેની શ્રદ્ધા સફળ થશે, એવો મને વિશ્વાસ બધાયો નહિ; અને આજ રાત્રિના મગજને ભ્રમિત કરી નાંખે એવા વિલક્ષણ પ્રસંગો બન્યા પછી, એક શબને ઉંચકીને આવા મેશજેવા દારુણ અંધકારમાં પ્રવેશ કરવો, એ મને નિર્ભયતાભરેલું લાગ્યું નહિ. આથી તે બાળાના વચનની પરીક્ષા કરવાને મેં તેને તે ભોંયરામાં મારી સાથે પ્રવેશવા માટે કહ્યું. તેણે કિંચિત્ પણ ભયવિના તત્કાળ તેમાં ઉતરવા માંડ્યું.

ભોંયરાની નીસરણીને પ્રથમ પગથીએ જેવો તેણે પગ મૂક્યો કે તત્કાળ આખું ભોંયરૂં જે ઓરડીમાં અમે હતાં તે ઓરડી પૂર્વે જેવા દિવ્ય પ્રકાશથી ઝગઝગી રહી હતી, તેવા આશ્માની દિવ્ય પ્રકાશથી ઝગઝગી રહ્યું. હું ઉભો હતો તે સ્થળેથી ભોંયરાની અંદરનો સર્વ ભાગ સ્પષ્ટ દેખાવા લાગ્યો. ભોંયરાના મધ્યમાં અને એક સુવર્ણનો બાજઠ દૃષ્ટિએ પડ્યો. તે વૃદ્ધ પુરુષે પોતાનું શબ જે બાજઠઉપર મૂકવા મને આજ્ઞા કરી હતી તે જ તે બાજઠ હતો. બીજો કશો સામાન તે ભોંયરામાં ન હતો. માત્ર એક ખુણે એક વિચિત્ર આકૃતિની સુવર્ણની બરણી પડી હતી. તેનું તળીયું પ્યાલાના ઘાટનું હતું; અને તેની બન્ને બાજુએ તેને ઉચકવાના હાથા હતા. તેનું ગળું ઉપરથી એટલું સાંકડું થતું ગયું હતું કે તેમાં કોઇનો હાથ ભાગ્યે જ પેશી શકે. તેની પાસે તેનું ઢાંકણું પડયું હતું, અને તેના હાથાતરીકે તેની મધ્યમાં ગુંચળું વળીને તથા ફણા ઉચી કરીને એક કાળો નાગ બેસાડ્યો હતો. તેના માથામાં બે મણિ જડી લીધા હતા, તે તેની આંખોની પેઠે દિવ્ય પ્રકાશમાં ઝગઝગતા હતા. સ્વરૂપમાં આ નાગ આબેહુબ જીવતા નાગજેવો જણાતો હતો, અને તેથી મારૂં હૃદય ભયથી સહજ ધડક ધડક થતું મને જણાયું.

યોગિની પેલા બાજઠપાસે ઉભી હતી. વૃદ્ધ પુરુષે સ્વેચ્છાથી પોતાનું શરીર છોડયું તે સમયે જેવી તેની વિચારશીલ મુખમુદ્રા મેં જોઈ હતી તેવી આ પ્રસંગે પણ તેની મુખમુદ્રા ઉંડા વિચારમાં ડુબી ગયેલી મેં જોઈ. એકાએક તે બોલી ઉઠી:

'સૂર્યોદયપૂર્વે આ કાર્ય સમાપ્ત થઈ જવું જ જોઈએ, એવી ગુરુ આજ્ઞા કરે છે. આ વિલંબથી તેમને અપ્રસન્નતા થાય છે.'

તેનું આ વાક્ય સમાપ્ત થતાં જ પૂર્વે જે વાયુમય શરીર તે વૃદ્ધ પુરુષનું મેં તે ઓરડીમાં જોયું હતું તે અકસ્માત્ મારા સમક્ષ પ્રકટ થયેલું મેં જોયું. તે સીધું, સુઘટિત અવયવવાળું તથા પાંત્રિશેક વર્ષની ઉમરનું હોય એવું જણાતું હતું. આર્યશાસ્ત્રકારો જેને સૂક્ષ્મ શરીર કહે છે, અને જે વિષે મેં એક પ્રસંગે મારા કોઈ 'થિયોસોફિસ્ટ' મિત્રપાસેથી સાંભળ્યું હતું, પરંતુ જેના અસ્તિત્વમાં મને શંકા હતી, તે જ આ હશે, એવું મને સ્ફુરણ થયું. મને સ્પષ્ટ થવા લાગ્યું કે આ હાડકાં તથા માંસનું શરીર એ જેમ નાળિયેરઉપર કાચલાં તથા છોડાં હોય છે, તેવું ખરા જીવઉપર એક જાડું આચ્છાદન છે; અને સૂક્ષ્મ શરીર એ જીવઉપર કોઈ પાતળું આચ્છાદન હશે, અને તે વાયુમય હશે.

પછી તે આકૃતિએ પોતાના હાથની ઈશારત કરીને મને જ-ણાવ્યું કે એકદમ તમે તમારે કરવાનું કરો, તેથી મારા આ વિચા-રોનો અંત આવ્યો. પલંગપાસે તત્કાળ જઈને મેં પેલા નિશ્ચેષ્ટ શબને ઉચકવા માંડ્યું, અને એક પીંછાને જેમ કોઈ ઉચકે તે રીતે સહેલાઈથી મારાથી તે ઉચકાતું જોઈને મને આશ્ચર્ય થયું. મેં તેને પેલા બાજઠઉપર તેની આસનયુક્ત સ્થિતિમાં મુક્યું, અને યોગિનીને કહ્યું કે તારા દાદાનાં છેલ્લાં દર્શન કરવાં હોય તો કરી લે. તેણે આશ્ચ-ર્યથી મારા તરફ ઉંચી દૃષ્ટિ કરી, અને કહ્યું, મારા દાદા !

મેં કહ્યું, થોડા વખતઉપર થયેલી વાતચીતમાં શું તેમણે નહોતું કહ્યું કે આ કન્યા મારી પૌત્રી થાય છે?

તેણે ઉત્તર આપ્યું, હા કહ્યું હતું, પણ તે કહેનાર શું આ શરીર હતું? શું તમે ઘરનો અને ઘરમાં રહેનારનો કશો જ ભેદ સ્વીકારતા નથી?

શું ઉત્તર આપવું તે મને સુઝ્યું નહિ, અને હું મૌન રહ્યો. તે પુનઃ બોલી, સામી દિશાએ પેલા ગુરુ ઉભા છે, અને સત્વર કર્તવ્ય કરવા તમને આજ્ઞા કરે છે.—હું ધારૂં છું કે આ કાર્યમાં આપણે હદ-ઉપરાંત વિલંબ કર્યો છે.

મેં બાજઠની પીઠે જે મોગરો હતો તેને પકડ્યો, અને ફેરવવા માંડ્યો. તેનો એક આંટો ફેરવતાં મને બહુ શ્રમ થયો. યોગિનીએ તે જોયું, અને પોતાને તે ફેરવવા દેવા માટે મને કહ્યું. તેણે બાકીના ત્રણ આંટા ફેરવ્યા, અને અર્ધો ક્ષણ ગઈ નહિ, એટલામાં તો એક વિલક્ષણ અગ્નિનો ભડકો શબની ચારે બાજુએ ફરી વળ્યો. આશ્ચર્ય-જેવું એ હતું કે તે ભડકો તે શબની ચારે બાજુ સમાનપણે એક વહેંતજેટલી જાડાઈમાં વ્યાપી રહ્યો હતો. તેની જવાળા આજુ-બાજુ કે ઉંચે ક્યાંહિ પણ જતી ન હતી. અને તેમ છતાં તેની નાશ-કારક ઉષ્ણતાથી શબ સત્વર બળી જતું હોય તેમ મને જણાયું. પાંચેક મિનિટ જતાં તે વૃદ્ધ પુરુષની આકૃતિને બદલે ત્યાં અસ્થિના ઢગલાવિના બીજું કશું જણાયું નહિ. અને બીજી દશેક મિનિટ જતાં અગ્નિ શમીને ત્યાં રાખના એક ઢગલાવિના બીજું કશું જ દૃષ્ટિએ પડ્યું નહિ. મુડદાં બળે છે અને જેવી દુર્ગંધ નીકળે છે, તેમાંનું કશું આ વિલક્ષણ દહનક્રિયાપ્રસંગે જણાયું નહિ, ઉલટો એક પ્રકારનો વિલક્ષણ સુવાસ ભોંયરામાં પ્રસરી રહેલો પ્રતીત થયો. હું શાંત સ્તબ્ધ થઈ ઉભો રહ્યો. અગ્નિ શાંત થયે રાખને બરણીમાં ભરવા યોગિની પેલા ખુણામાં પડેલી બરણીને લેઈ આવી. મેં કહ્યું, એટલી ઉતા-વળની જરૂર નથી. હજી બાજઠ ઉનો હશે, અને તેથી તું દાઝીશ.

તેણે કહ્યું, તેની તમે ચિંતા કરશો નહિ. ગુરુએ પ્રકટાવેલો અગ્નિ બીજા અગ્નિજેવો હોતો નથી. તે જેને માટે પ્રકટાવ્યો હોય છે, તેને જ સ્પર્શ કરે છે, અને તેને જ માત્ર દહન કરે છે. બાજઠને અગ્નિનો સ્પર્શ થવાનો સંભવ નથી.

બાજઠની પાસે એક રૂપાનો મોટો ચમચો પડ્યો હતો, તે વડે યોગિનીએ સઘળી રાખ પેલી ભરણીમાં ભરી અને પેલું નાગવાળું ઢાંકણું સાવધાનતાથી અડકાવ્યું. મને નાગને જોઈને પુનઃ ભય થયું, અને મારા મુખઉપર તેનાં ચિહ્નો જણાયાં. યોગિનીએ મારું મુખ જોઈ મને પૂછ્યું, તમારી પ્રકૃતિ ઠીક નથી? તમારું મુખ કેમ ફીકું પડી ગયેલું લાગે છે?

મારું મુખ બને તેટલું વ્યવસ્થિત કરી મેં કહ્યું, આ સર્વ ચમત્કારિક પ્રસંગો જોઈને હું ગભરાઈ ગયો છું. મને બહાર નીકળવાનું દ્વાર બતાવો તો હું જરા ખુલ્લી હવામાં જઈને સ્વસ્થ થાઉં.

અમે ભોંયરાની બહાર આવ્યાં. યોગિનીએ ઓરડીની છતસાથે લટકતી એક દોરડી ખેંચી; અને પેલું અદૃશ્ય ચમત્કારિક દ્વાર ઉઘડ્યું. હું એકદમ બહાર નીકળ્યો અને આજુબાજુ જોયાવિના વરસતા વરસાદમાં દોડ્યો.

---

## પ્રકરણ ૪.

## માટીમાં માટી.




હાર જોરમાં વરસાદ વરસતો હતો, અને પુષ્કળ ઠંડો પવન વાતો હતો, પણ મારું મન થોડા સમયઉપર બનેલા ચમત્કારિક પ્રસંગોના વિચારમાં તલ્લીન હોવાથી મને તત્કાળ તેનું ભાન થયું નહિ. પેલી અગમ્ય ઓરડી, પેલો ચમત્કારિક વૃદ્ધ પુરુષ, તેની દેહ ત્યજવાની આશ્ચર્યકારક ક્રિયા, મરણપછી દેખાયલું ભૂત, પેલું ભોયરું, અને તેમાં તે વૃદ્ધ પુરુષના જર્જર શરીરનું પા કલાકમાં ભસ્મીભૂત થવું,—આ સર્વ પ્રસંગો એક પછી એક મારી અંતરદૃષ્ટિસંમુખ તરવા લાગ્યા; અને તે પ્રસંગે પડતા સખ્ત ઝાપટાથી હું પલળી ન ગયો હોત, તો વિચારમાં ને વિચારમાં હું ક્યાં ચાલ્યો જાઉં છું, તેનું મને ભાન પણ ન આવ્યું હોત. હું શુદ્ધિમાં આવ્યો અને મને જણાયું કે ગભરાટમાં હું મારાં બુટ પહેરવાનું તથા મારે માથે મારું ખોખું (પાઘડી) મૂકવાનું પણ ભૂલી ગયો હતો. હું

તરત જ પાછો વળ્યો, અને થોડી જ ક્ષણમાં પેલા દ્વારઆગળ આવ્યો. તે ઉઘાડું હતું. મેં અંદર પ્રવેશ કર્યો, ઓરડીમાં પાથરેલા એક મૃગચર્મઉપર યોગિની બેઠી હતી. હું તેની પાસે જઈને બેઠો.

મેં તેને પૂછ્યું, યોગિની ! આજ રાત્રિએ આ સર્વે પ્રસંગો બનવાના હતા, એ તું જાણુતી હતી ?

તેણે તેનું વદન મારા પ્રતિ ઉંચું કર્યું, તેનાં મનોહર, તેજસ્વી, તથા સત્યપૂર્ણ નેત્ર મારા પ્રતિ સ્થાપ્યાં, અને ઉત્તર આપ્યો, હું જાણતી હતી કે ગુરુ આજ રાત્રે પોતાનો દેહ છોડવાના હતા, અને તમારા રક્ષણતળે મને મૂકી જવાની તેમની ધારણા હતી, પણ આપણા લગ્નવિષેની તથા તે સંબંધીના લેખવિષેની મને કશી ખબર ન હતી.

**લગ્ન અને લગ્નનો લેખ!** લગ્નના લેખઉપર સહી કર્યા પછી જે વિલક્ષણ અગમ્ય પ્રસંગો બન્યા હતા, તેથી મારા મગજમાં થયેલી અવ્યવસ્થાને લીધે યોગિનીસાથે થયેલા મારા લગ્નના પ્રસંગને હું કેવળ વિસરી ગયો હતો; અને યોગિનીના આ ઉત્તરથી મને તે સર્વે હવે તત્કાળ સાંભરી આવ્યું. મારા સંમુખ બેઠેલી સૌંદર્યના સારરૂપ આ બાળા મારી પત્ની હતી ! મારા મનમાં આ પ્રકારના વિચારો ચાલતા હતા, એટલામાં તે બાળા આગળ બોલી.

તમે મારા પાલક તથા રક્ષક થનાર છો, એ વાર્તા હું જાણતી હતી, કારણ કે ગુરુએ પ્રસંગોપાત્ત મને તમારા તથા મારા ગ્રહોનો બહુ અનુકૂળ સંબંધ છે, એમ કહ્યું હતું.

પોતાના અત્યંત પ્રિય દાદાના મરણજેવા ભારે વિપત્તિના પ્રસંગમાં આ અગીયાર વર્ષની નાની બાળા, જાણે કંઈ જ અસાધારણ ન બન્યું હોય તેમ અવિકળ અંતઃકરણથી, કોઈ તત્ત્વજ્ઞાની મહાપુરુષની પેઠે અત્યંત શાંત બેશી રહી, હતી તે જોઈને મને આશ્ચર્ય થયાવિના રહ્યું નહિ. ઘણા મોટી ઉમરના, શાસ્ત્રના જ્ઞાનવાળા તથા સમજુમાં ખપતા મનુષ્યો દુઃખના પ્રસંગે અવિકળ અંતઃકરણ રાખવાનો અન્યને બોધ આપવામાં કુશળ હોય છે, પરંતુ જ્યારે તેમના ઉપર તેવા જ દુઃખના પ્રસંગો આવે છે ત્યારે તેમનું જ્ઞાન પાતાળમાં પેશી ગયેલું મેં અનેક વાર અનુભવ્યું હતું. 'સંસાર માયાની જાળ છે, તેમાં બનતા સર્વે પ્રસંગો સ્વપ્નના જેવા મિથ્યા છે, માટે બુદ્ધિમાને તેમાં હર્ષશોક કરવો ઘટતો નથી,' એ અને એવા જ અર્થનાં અનેક વાક્યો પ્રસંગ મળ્યે જ્યાં ત્યાં ડાહ્યા થઈને બોલનાર અનેક પંડિતો મેં જોયા હતા, પરંતુ તેમનું કોઈ પ્રિય મનુષ્ય ગુજરી જતાં અથવા તેમને કોઈ ભારે ખોટ આવતાં, તેમનું પોપ-

ટીયું જ્ઞાન ઝાકળના જળની પેઠે સુકાઈ જતું હતું, અને તેઓ છાતીઓ કુટતા તથા અનેક પ્રકારના વિલાપ કરતા હતા. મેં શોપનહાઉઅરજેવા મહાન્ તત્ત્વજ્ઞાનીનું ચરિત્ર વાંચ્યું હતું. તે સર્વને નિર્ભય રહેવાનો બોધ કરતો હતો. પણ તેના ગામમાં પ્લેગ થતાં તે સર્વની પહેલાં ગાંસડાં પોટલાં બાંધીને નાશી જતો. અર્થાત્ દુઃખની વખતે ધૈર્ય ધરવાની અને અ-વિકળ શાંત વૃત્તિ રાખવાની મોટી મોટી સેંકડો વાતો મેં સાંભળી હતી, પરંતુ અંતઃકરણની તેવી સ્થિતિવાળું કોઈ પણ મનુષ્ય મેં આજ સુધી જોયું ન હતું. ઘણા મનુષ્યો દુઃખમાં ધૈર્યવાળા જોવામાં આવે છે, પરંતુ યથાર્થ નિરીક્ષણ કરી જોતાં તેઓનું તે ધૈર્ય ઉપ-રથી દેખવા માત્ર હોય છે. તેઓ ઉપરથી ડાવકું મુખ રાખે છે, પરંતુ તેઓનું હૃદય અંતરથી વિકળતાને સેવતું હોય છે, અને તેઓની ગમે તેટલી સાવધાનતા છતાં પણ તેઓના હૃદયની વ્યાકુલતા તેઓના મુખપર સહજ પણ સ્પષ્ટ થયા વિના રહેતી નથી. પરંતુ આ બાળાના વદનમાં વ્યાકુળતાનું, ભયનું, ચિંતાનું કે શોકનું સહજસરખું પણ ચિહ્ન ન જણાવાથી હું આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયો. મને તે મનુષ્ય નહિ, પણ દેવીજેવી જણાવા લાગી. એના જેવો પ્રસંગ એના જેવડી બીજી છોકરીઓઉપર ગુજર્યો હોય તો ક્યારનું તેમણે રડવા માંડ્યું હોય, તથા છાતીઓ કુટવા માંડી હોય. મારા જેવા અજાણ્યા મનુષ્યના સ્વાધીનમાં જતાં ભય, ચિંતા વગેરે થયા વિના તેમને ભાગ્યે જ રહ્યાં હોય. તેમણે એક ખુણે ઉંધુ ઘાલીને ક્યારનું મોં વાળ્યું હોય. પરંતુ આ વિલક્ષણ બાળા શાંત અને સ્વસ્થ બેઠી હતી. હું પુરુષ હતો. હું મને પોતાને હિંમતવાળો તથા શૂરવીર માનતો હતો. વળી હું ડૉક્ટર હોવાથી મેં ઘણાં માણસોને મરતાં જોયાં હતાં; તો પણ આજ રાત્રિના પ્રસંગોથી મારી શાંતિ, ધૈર્ય, તથા હિંમત સર્વ ડગી ગયાં હતાં. મારા હૃદયની સ્થિતિ એક અબળાના હૃદયજેવી થઈ હતી. અને તેથી આ બાળાનું ધૈર્ય તથા શાંતિ જોઈ હું ચકિત થઈ ગયો. મને શંકા થઈ કે કદાચ તેના દાદાઉપર તેને ખરો પ્રેમ નહિ હોય, અને તેથી મેં તેને પૂછ્યું, યોગિની ! તારા ગુરુ તને વહાલા હતા ?

આશ્ચર્યવાળી મુખમુદ્રા કરી તેણે મારા તરફ દૃષ્ટિ નાંખી, અને કહ્યું, અવશ્ય, ગુરુ મારા પ્રાણથી પણ મને અધિક પ્રિય છે. ગુરુ મને પ્રિય હતા, એવો પ્રશ્ન તમે કેમ કરો છો ? શું આ ક્ષણે પણ ગુરુ મને પૂર્વની પેઠે જ મારા પ્રાણસમાન પ્રિય નથી ?

મેં કહ્યું, પણ તે તો હવે મરી ગયા છે. હવે તે તને શી રીતે પ્રાણસમાન પ્રિય હોય ?

તે બોલી, ગુરુ મરી ગયા છે! તમે શું કહો છો તે મને સમજાતું નથી. મરી જવું તમે કોને કહો છો?

તેનો આ પ્રશ્ન સાંભળી હું આશ્ચર્ય પામ્યો. તેને અગીયાર વર્ષ થયાં હતાં, અને તો પણ 'મરણ' એ શબ્દના અર્થનું તેને હજી ભાન ન હતું. મેં કહ્યું, મરી જવાનો અર્થ પણ શું તું હજી નથી જાણુતી? જ્યારે માણસ મરણ પામે છે ત્યારે તે જેમ તારા દાદા પથારીમાં સુતા હતા તેમ સુઈ રહે છે. પછી તેનાથી હલાતું ચલાતું કે બોલાતું નથી, અને શ્વાસ પણ લેવાતો નથી. ત્યાર પછી થોડી વારે તેના શરીરનું પૃથક્કરણ થવા માંડે છે, અને જે માટીમાંથી તે બન્યો હતો તે માટીમાં પુનઃ મળી જાય છે. પૃથ્વીમાં તે હતો ન હતો થઈ જાય છે. પુનઃ કદી તે જોવામાં આવતો નથી.

મારા કહેવાનો ભાવ સમજવાને તે પ્રયત્ન કરતી હોય એમ જાણુાઈ. બે ત્રણ ક્ષણ જતા તે બોલી, હું તો ગુરુને જ્યારે તે અત્ર પધારે છે, ત્યારે જોઈ શકું છું. પથારીમાં નિરાધારપણે નિશ્ચેષ્ટ થઈ જે સુએ છે, તે કંઈ મરનાર મનુષ્ય નથી. એ તો તે મનુષ્યનું શરીર છે. તેને રહેવાનું તે ઘર છે. તેમાંથી તેના નીકળી જવાથી તે નિશ્ચેષ્ટ જણાય છે, અને તેથી જ તે હાલી ચાલી શકતું નથી, કે બોલી શકતું નથી. જેનું પૃથક્કરણ થાય છે, તથા જે માટીમાંથી ઉપજ્યુ હતું અને જે માટીમાં મળી જાય છે, તે એકલું શરીર જ છે. તેમાં રહેનારનું કંઈ પૃથક્કરણ થતું નથી, તથા તે કંઈ માટીમાં મળી જતો નથી. તમારે જાણવું જોઈએ કે શરીર એ તેમાં રહેનાર જે આત્મા તેને રહેવાનું તથા ક્રિયા કરવાનું સાધન છે; અને સાધનના નાશથી જેમ સાધનનો ઉપયોગ કરનારનો નાશ બુદ્ધિમાનો માનતા નથી તેમ શરીરના માટીમાં મળી જવાથી તેમાં રહેનાર આત્મા પણ માટીમાં મળી જાય છે, એમ તમારા જેવા બુદ્ધિમાને માનવું ઘટતું નથી. મનુષ્ય દરરોજ રાત્રે ઉંઘે છે ત્યારે એ શરીર નિશ્ચેષ્ટ પડયું છે; તે હાલતું ચાલતું નથી કે બોલતું નથી. કારણ કે નિદ્રામાં મનુષ્ય પોતાના શરીરરૂપી સાધનનો ઉપયોગ નથી કરતો. નિદ્રામાં મનુષ્ય પોતાનાં શરીરવિના ચલાવી શકે છે. તમે જેને મરણ કહો છો તે એક લાંબી ઉંઘવિના બીજું કંઈ જ નથી. અને જ્યારે દરરોજ થોડા કલાકની નિદ્રામાં મનુષ્યને પોતાના શરીરની કશી અગત્ય રહેતી નથી, તો પછી આ મરણ જે એક લાંબી નિદ્રા છે, તેમાં તેને પોતાના શરીરની કશી જ અગત્ય ન રહે, અને તેના વિના તે ચલાવી શકે, એમાં તમને આશ્ચર્યજેવું શું લાગે છે?

આ બાળાને આ પ્રમાણે વાત કરતી જોઈ મને સ્વાભાવિક રીતે આશ્ચર્ય થયુ. જે મૃત્યુથી રાજા અને રંક, પંડિત અને મૂર્ખ, નાના અને મોટા સર્વ કંપે છે, તે મૃત્યુની નિદ્રાસાથે આ પ્રમાણે સરખામણી કરી અંતઃકરણને નિર્ભય, અવિકળ, અને શાંત રાખી રહેવું, એ કંઈ સામાન્ય વાત ન હતી. મરવું એ આ બાળાને મન ઉંઘી જવા જેવું હતું. તે કહેતી હતી એમ મરણ જો વસ્તુતઃ એક લાંબી ઉંઘ જ હોય અને આ જગતમાં સર્વ મનુષ્યો તે પ્રમાણે સ્વીકારે તો મરણનો કેટલો બધો વૃથા ભય અને દુઃખ આ જગતમાંથી નાશ થાય? પરંતુ મરણ એ એક લાંબી નિદ્રા જ છે, એ તેની વાત સપ્રમાણ શી રીતે ગણાય ? મેં તેને પૂછ્યું:

પણ તું જે આ કહે છે, તે સર્વ સાચુ જ છે, એવું તું શા ઉપરથી કહી શકે છે ?

તેણે ઉત્તર આપ્યો, કારણ કે મેં તે મારી નજરે જોયું છે. શું ગુરુએ આપણા દેખતાં સ્વેચ્છાથી પોતાનો દેહ નથી ત્યજ્યો ? પૂર્વે ઘણી વખતે ઘણા દહાડા અને પ્રસંગે ઘણાં અઠવાડીયાંસુધી તેઓ પોતાનું શરીર છોડીને આ પ્રમાણે જતા. ઉંઘેલા માણસની પેઠે ગુરુ તે સમયે કશુ જ કામ કરતા ન હતા. પાછા તેમની ઇચ્છા થતી ત્યારે ગુરુ જાગ્રત્ થતા. આ વખતે ગુરુએ ઘણી લાંબી ઉંઘ લેવાનું યોગ્ય ગણ્યું છે, તથા તેમના પ્રથમના શરીરમાં તે જાગવાના નથી. પરંતુ તેથી શું થયું ? એક ઘર છોડીને બીજા ઘરમાં રહેવા શું મનુષ્યો નથી જતા ? પણ આવી વાતો કર્યા કરવાનો હાલ આપણને વખત નથી. રાત્રિ લગભગ હવે પૂરી થવા આવી છે, અને પ્રાતઃકાળ થતાં પૂર્વે આપણે સર્વ આટોપી લેવું જોઈએ.

મેં મારૂ ઘડીયાળ જોયું. તેનું કહેવું સાચું હતું. લગભગ ચાર વાગવા આવ્યા હતા. યોગિની અને હું પાછાં પેલા ભોંયરામાં ઉતર્યાં, અને પેલી રાખની ભરેલી બરણી ઉપર લઈ આવ્યાં. પછી પાસેની ઓરડીમાં પડેલી એક પેટીમાં તેને સંભાળથી મૂકી.

હવે સર્વ સરસામાનને એક જથે કરીને તેને મારે ત્યાં લેઈ જવાનો હતો. પેલા દ્રવ્યને પણ યુક્તિથી લેઈ જવાનું હતું. વળી યોગિનીને પણ મારી સાથે લેઈ જવાની હતી. એ કાર્ય સરળ ન હતું. હું આજ સુધી એકલો રહેતો હતો. લોકો મને કુંવારો જાણતા હતા. એક અગીયાર વર્ષની અત્યંત સ્વરૂપવાન્ કન્યાને મારે ત્યાં, ખરી વાત છુપાવીને રાખવી, એમાં લોકોમાં મારી ચર્ચા થવાનો સંભવ આવે, એ સ્વાભાવિક હતું. તેથી હવે શું કરવું, એ વિષે મને ચિંતા થવા લાગી. તોપણ તેને લેઈ ગયા વિના છૂટકો નહતો. મારે

ત્યાં તેને પ્રથમ મૂકી આવીને આ સામાન તથા દ્રવ્ય લેઈ જાઉં કે શું કરૂં તે મને સૂઝયું નહિ. મને ચિંતાતુર જોઈને યોગિનીએ તેનું કારણ પૂછ્યું. મેં કહ્યું, તને મારે ઘેર મૂકી આવીને પછી આ દ્રવ્ય વગેરે લેવા આવવું મને નિર્ભયતાભરેલું લાગતું નથી, તેમ આ દ્રવ્ય એટલું બધું છે કે આપણે સાથે તેને લેઈ જઈ શકીએ એમ નથી. તેણે કહ્યું, તમે ગામમાં જઈને એક ગાડું લેઈ આવો. એટલામાં આ દ્રવ્યને હું, ગુરુએ તેને ભરવાને માટે પેલી ઓરડીમાં તૈયાર રાખેલી પેટીઓમાં ભરીને તૈયાર રાખું છું. પુસ્તકો વગેરે બીજો સામાન આપણે પછી લેઈ જઇશું.

મેં કહ્યું, હું ગાડું લઈ આવું, એટલો વખત તને અહિં એકલી રહેતાં ભય નહિ લાગે ?

તેણે કહ્યું, મારી રક્ષા ગુરુ સર્વદા કરે છે, એટલે મારે ભય ધરવાનું કશું જ કારણ નથી. પૂર્વે ઘણી વાર ગુરુ મને આ સ્થળે એકલી મૂકી ગમે ત્યાં વિચરતા.

પોતાના ગુરુમાં તેની આવી અસાધારણ અચળ શ્રદ્ધા જોઈ મને સાનંદાશ્ચર્ય થયું. હું આજ સુધી એમ માનતો હતો કે નીતિ અને સદાચરણથી કોઈ મનુષ્ય ચાલે તો તેને પરમેશ્વરને માનવાની કશી જરૂર નથી. પણ આ બાળાને જોઈને મારી ખાતરી થઈ કે કોઈ પણ ઉચી સત્તાને માનવી, અને તેમાં અચળ શ્રદ્ધાને ધરવી, એ બીજું કશું ઉત્તમ ફળ નહિ પ્રકટાવતી હોય તોપણ તે અત્યંત નિર્ભયતાને તો ઉપજાવતી જ હોવી જોઈએ. પરમેશ્વર મારી સર્વદા રક્ષા કરે છે, અને તેથી મારે આ સંસારમાં કોઈ પણ પ્રકારે ભય ધરવાનું કંઈ જ કારણ નથી, એ નિશ્ચય જે મનુષ્યના અંતઃકરણમાં હોય છે, તે મનુષ્યને કેવી શાંતિ, સુખ અને નિર્ભયતાનું ભાન થતું હશે તેનો મને આજે પ્રત્યક્ષ અનુભવ થયો. આ બાળાના ગુરુ માત્ર કંઈક ચમત્કારિક શક્તિવાળા મનુષ્ય જ હતા, અને તોપણ તે મારી સર્વદા રક્ષા કરે છે, એવી આ બાળાને દૃઢ શ્રદ્ધા હોવાથી તેના હૃદયમાંથી ચિંતા, ભય, કંપ વગેરે સર્વ શમી ગયાં હતાં, તો અમર્યાદ અનંત શક્તિવાળા પરમેશ્વર સર્વદા મારૂં રક્ષણ તથા હિત કરે છે, એવી દૃઢ શ્રદ્ધા જે મનુષ્યોના હૃદયમાં વર્તતી હશે, તેઓ આશ્ચર્યકારક નિર્ભયતા, શાંતિ અને સુખને અનુભવતા હશે, એમાં કશો જ સંશય નથી. ખરે, આ જગતમાં નિર્ભયતા અને શાંતિ એ જ મેળવવા યોગ્ય વસ્તુ હોવી જોઈએ, કારણ કે બીજી અસંખ્ય વસ્તુઓ મેળવેલી હોય છે, તોપણ મનુષ્યોને જો નિર્ભયતા અને શાંતિ હોતી નથી, તો તેમનું જીવન દુઃખમય જ હોય છે. એથી ઉલટું જો નિર્ભ-

યતા અને શાંતિ હોય છે તો બીજી કોઈ વસ્તુ ન મળી હોય તોપણ મનુષ્યનું જીવન સુખમય હોય છે. આમ હોવાથી આજે મને સ્પષ્ટ સમજાયું છે કે કોઈ ઉંચી સત્તા મારૂં સર્વદા રક્ષણ કરે છે, એ પ્રકારની શ્રદ્ધા મનુષ્યોને શાંતિ તથા નિર્ભયતા આપનાર હોવાથી, સુખમય જીવનનો અનુભવ કરવા માટે મનુષ્યોએ પરમેશ્વરને માનવાની તથા તેમનામાં અચલ શ્રદ્ધા ધરવાની અત્યંત અગત્ય છે.

જીવનને સુખમય કરી મૂકનાર આવી અચલ શ્રદ્ધા યોગિનીના હૃદયમાં વર્તતી જોઈને, મારા વિકારી અંતઃકરણના કુતર્કોથી તેનો ઉચ્છેદ કરવા મેં યોગ્ય ગણ્યું નહિ, અને તેથી તેનાં પૂર્વોક્ત વચનનો કશો પણ ઉત્તર આપ્યા વિના મેં મારૂં ખોખું મારે માથે મૂક્યું, વરસાદમાં પહેરવાનો મારો ડગલો પહેરી લીધો, અને ગાડું લઈને હમણાં આવું છું, એમ કહી હું ત્યાંથી તરત બહાર નીકળ્યો.

એક કલાક પછી ગાડું લઈ હું પાછો આવ્યો ત્યારે મને જણાયું કે યોગિનીએ સઘળું દ્રવ્ય વગેરે પેલી પેટીઓમાં ભરી દીધું હતું. ગાડામાં મૂકવા માટે મેં તેમને ઉચકવા માંડી, પણ તે એટલી બધી ભારે હતી કે મારાથી તે ઉચકી શકાઈ નહિ. યોગિનીની મદદથી અત્યંત મહેનત કરીને હું તેમને ઘરના દ્વારસુધી લાવ્યો. પછી ગાડાવાળાને બોલાવી, અમે ત્રણે જણે મળી તેમને ગાડામાં મૂકી બીજો સર્વ સામાન હાલ જેમનો તેમ રહેવા દીધો, અને બારણે તાળું માર્યું. યોગિનીને ગાડામાં બેસવા મેં બહુ આગ્રહ કર્યો, પણ તેણે વિનયથી ના કહ્યું, અને મારી સાથે ચાલવાનું જ સ્વીકાર્યું. છ વાગતા પહેલાં અમે મારા ઘરમાં દાખલ થઈ ગયાં. યોગિનીને મારા દીવાનખાનામાં બેસાડીને હું તેને માટે ચાહ તૈયાર કરવા ગયો, કારણ કે મારો રસોઈયો દરરોજ આઠ વાગે આવતો હતો.

---

## પ્રકરણ ૫.

### માંસાહાર, ચાહા, કોફી, બિસ્કિટ.




મારો 'સ્ટવ' (વિલાયતી ચુલો) મેં સળગાવ્યો, અને ચાહાદાનીમાં પાણી ભરી તેના ઉપર મૂકી દીધું. મારી સ્થિતિમાં થયેલા અકસ્માત્ ફેરફારથી મને ઉપરાઉપરી અસંખ્ય વિચારો આવવા લાગ્યા. ત્રણ પ્રહરમાં મારી સ્થિતિમાં કેવો અસાધારણ ફેરફાર થઈ ગયો હતો! ગઈ કાલે હું નિર્ધન હતો; આજે અસંખ્ય ધનનો

હું પતિ થઈ પડ્યો છું ! ગઈ કાલે હું કુંવારો હતો; આજે દેવને પણ દુર્લભ એવી અનુપમ ગુણસૌંદર્યસંપન્ન કન્યાનો હું પતિ થયો છું ! ગઈ કાલે નાસ્તિક સરખો હતો; ઈશ્વરને, આર્યશાસ્ત્રને તથા આર્યશાસ્ત્રોની સર્વ વાતોને ન માનનાર હતો; આજે તે સર્વને કેવળ સત્ય તો નહિ, તોપણ કંઇંક સત્યવાળાં છે, એમ માનનાર થયો હતો. કાલે કોઈએ મને કહ્યું હોત કે જીવ અને દેહ જૂદા છે, દેહના મરણપછી આત્માજેવી કંઇંક વસ્તુ રહે છે અને તે અન્ય શરીર ધરે છે, તો હું તેને વહેમી તથા અક્કલનો ફુટેલો કહ્યા વિના રહેત નહિ. આજે આ વિચારો હસી કાઢવા જેવા નથી, પણ લક્ષ આપવા જેવા છે, એ પ્રમાણે સ્વીકારતો હું થયો હતો. અહો ! મનુષ્યના વિચારોને બદલાતાં કેટલી થોડી વાર લાગે છે ! જે વિચારોને આજે તે ખરા માને છે, જેને માટે તે બીજાઓનો અત્યંત તિરસ્કાર કરે છે, તથા પ્રસંગે તેમનો શિરચ્છેદ પણ કરે છે, તે જ વિચારો બીજે દિવસે બદલાઈ જાય છે ! અપૂર્ણ જ્ઞાનવાળા અપૂર્ણ મનુષ્યોએ પોતાના જ વિચારો સાચા છે, અને અન્ય સર્વના ખોટા છે, એવો દુરાગ્રહ, યથાર્થ જ્ઞાન થયા વિના ધરવો, એ કેવી ભારે ભૂલ છે !

અહો ! આજે હું અનર્ગલ ધનનો પતિ થયો છું. પાંચેક માસઉપર થયેલા મારા પિતાના મૃત્યુથી હું નિર્ધનસરખો થઈ રહ્યો હતો, પણ સુભાગ્યે—અરે પરમેશ્વરની કૃપાથી આજે મારો દિવસ ફર્યો છે. મારા પિતાએ મારા અભ્યાસમાટે કરેલુ ઋણ ફેડવા હું કાલ સુધી કેટલી કરકસરથી રહેતો, પણ હવે તે દિવસો વહી ગયા છે. લગ્નમાટે પૂર્વે દ્રવ્યસંચય કરવાની મને જે ભારે ચિંતા રહેતી, તે હવે નિવૃત્ત થઈ ગઈ છે.

મારા મનમાં આ પ્રકારના વિચારો ચાલતા હતા, એટલામાં ચુલાઉપર મૂકેલું પાણી ખૂબ ઉકળવાથી તેમાં ઉભરો આવ્યો, અને તેથી મારૂં ધ્યાન તે તરફ ખેંચાયું. મેં ચાહાદાનીમાં ચાહા નાંખી, અને તત્કાળ તેને ઉતારી યોગિની જે દિવાનખાનામાં બેઠી હતી, ત્યાં તેને લાવ્યો. મારા કબાટમાંથી મેં રકાબીઓ તથા પ્યાલા કાઢ્યા, તથા વિલાયતી દુધનો ડબ્બો કાઢ્યો. વિલાયતમાં રહેવાથી મારા આચારવિચાર ઘણાખરા અંગ્રેજજેવા જ થઈ ગયા હતા. હું જાતિભેદ માનતો નહતો. જાતિભેદ રાખવો, એ એક પ્રકારનો ખોટો વહેમ છે, એવો મારો અભિપ્રાય હતો. આથી હું ચાહાની સાથે વિલાયતી બિસ્કિટ ખાતો એટલું જ નહિ પણ માંસાહાર શક્તિને આપનાર છે, એમ માનતો હોવાથી પ્રસંગે તેનો પણ છાનોછપનો ઉપયોગ કરતો.

ઇંડાંનું તથા તેવી જ બીજી વસ્તુઓનું એક સત્ત્વ જે વિલાયતમાં હું હતો ત્યારે મને ખાવાની ટેવ પડી હતી, તેનો હું નિત્ય પ્રાતઃકાળે ઉપયોગ કરતો. તેથી કરીને આ સત્ત્વનો સીસો, તેમ જ વિલાયતી બિસ્કિટનો પણ ડાબડો મેં કાઢ્યો.

નિયમપ્રમાણે ચાહાનો પ્યાલો ભરી, તેને રકાબીમાં મૂકી મેં તે યોગિનીઆગળ મૂક્યો. એક રકાબીમાં થોડાં બિસ્કીટ પણ મૂક્યાં, તથા પેલા સત્ત્વના સીસામાંથી એક ચમચો ભરીને એક પ્યાલામાં તેને નાંખી તેમાં થોડી ચાહા નાંખી, તે પણ તેના આગળ મૂક્યો. તે જ પ્રમાણે મેં મારે માટે પણ બે પ્યાલા તૈયાર કર્યા અને પછી યોગિનીને તે ગ્રહણ કરવા કહ્યું. રાત્રિના પરિશ્રમથી મને અત્યંત ક્ષુધા લાગેલી હોવાથી આડુંઅવળું જોયાવિના હું ત્વરાથી ખાવા મચી ગયો. યોગિની પણ મારી પેઠે જ રુચિથી આ સર્વ ખાશે, એવું હું ધારતો હતો, પણ ઉંચું જોતાં મને જણાયું કે તે કશાને સ્પર્શ કરતી ન હતી. તેના મુખ ઉપર શોકની તથા દયાની લાગણીઓ જણાતી હતી.

મેં તેને આશ્ચર્યથી પૂછ્યું, યોગિની ! તું કેમ ખાતી નથી, તથા ચાહા પીતી નથી? આ પ્યાલામાં જે દવા નાંખી છે, તે અત્યંત બળ આપનારી છે. તે પીવાથી રાત્રિનો તારો સઘળો થાક ઉતરી જશે. સુધરેલા દેશોમાં ઘણા બુદ્ધિમાન્ મનુષ્યો તેનો ઉપયોગ કરે છે.

તેણે કહ્યું, ગુરુએ મને દવા પીવાનું કદી કહ્યું નથી. ગુરુ સર્વદા મને કહેતા કે આરોગ્યના કુદરતી નિયમો પાળનારને દવાની કદી જરૂર પડતી નથી. આરોગ્યના નિયમોનો ભંગ કરીને માંદા પડવું, અને પછી દવા ખાવી એ એક પ્રકારનું પાપ છે, એવો ગુરુએ મને ઉપદેશ આપ્યો છે. ઇંદ્રિયોને હદઉપરાંત લાડ લડાવવું, એ આરોગ્યના નિયમોનો ભંગ છે એથી જેમ એક પક્ષે આરોગ્ય બગડે છે, તેમ અન્ય પક્ષે મનની સ્વાભાવિક નિર્દોષતાનો નાશ થાય છે. (ઇંદ્રિયોને લાડ. લડાવવાથી મન દુર્બળ થઈ જાય છે, અને દુર્બળ થયેલું મન પછી નિત્ય એવાં જ કાર્યો કર્યા કરે છે. આથી ઇંદ્રિયોને લાડ લડાવનાર મનુષ્યને નિત્ય મંદવાડ આવતો હોવાથી તેઓને નિત્ય દવા ખાવી પડે છે.) ઉજાગરાથી અને બહુ પરિશ્રમથી આપણા શરીરમાં બેચેની જણાય તો તેનો ઉપાય ઉંઘવું અને વિશ્રાંતિ લેવી એ છે, પણ દવા ખાવી તે નથી. ગુરુ નિત્ય મને કહેતા કે બહુ ખાવાથી અજીર્ણ થતાં ઘણાં મનુષ્યો ખાવાનું પચે એવી દવાઓ ખાય છે, પણ તે તેનો ખરો ઉપાય નથી. ખરો ઉપાય તો એ જ છે કે પેટમાં

ખરી ભુખ ન જણાય ત્યાં સુધી એક કણુસરખો પણ ખાવો નહિ. હું શાંતિથી ઉંઘીશ એટલે મને જણાતી થોડી બેચેની મટી જશે.

તેનો આ ઉત્તર ઘણાને બેવકુફીભરેલો લાગે, અને ગઈ કાલે આ વચનો મેં સાંભળ્યાં હોત તો મને પણ તે તેવો જ જણાત, પણ આજે હું કંઈક વિચારશીલ થયો હતો, અને તેથી મને તેનું કહેવું ઘણે અંશે ખરૂં લાગ્યું. તેથી તેના વિચારોનો સ્વીકાર કરતાં મેં તેને કહ્યું, પણ આ દવા નથી. એ એક જાતનો પૌષ્ટિક આહાર છે.

તેણે કહ્યું, મેં ખાધેલા કોઈ પદાર્થજેવો આ પદાર્થ નથી. તે કોણે શાનો બનાવેલો છે ?

મેં કહ્યું, આ ખાવાનો પદાર્થ ઇંડાંના તથા માંસના સત્ત્વમાંથી વિલાયતના કુશળ રસાયણશાસ્ત્રીઓ બનાવે છે.

મારાં આ વચન સાંભળી તેના શરીરમાં કમકમી આવી. તે રડવા જેવી થઈ ગઈ, અને કંપતે સ્વરે બોલી, ત્યારે તમે માંસ તથા ઈંડાં ખાઓ છો? હું મારાં ભાઇબ્હેનને ખાઈ શકતી નથી.

આશ્ચર્ય પામી મેં કહ્યું, ઇંડાં તથા માંસ ખાવું, એને શું તું પોતાનાં ભાઇબ્હેનનો ભક્ષ કરવા જેવું ગણે છે ?

તેણે કહ્યું, પશુ તથા પક્ષિઓ આપણાં ભાઇબ્હેન છે, એમ ગુરુ વારંવાર કહેતા, અને તેથી કરીને જેઓ માંસ ભક્ષણ કરે છે તેઓ પોતાનાં ભાઇબ્હેનનો જ આહાર કરે છે, એવો તેમનો અભિપ્રાય હતો. આહારના અસંખ્ય પદાર્થો પરમેશ્વરે જગત્માં રચેલા છતાં અને તેથી સર્વોત્તમ પ્રકારનું પોષણ મળતું હોવા છતાં, જેઓ પોષણને બહાને પોતાનાં ભાઇબ્હેન જે પશુ તથા પક્ષિઓ છે, તેમને મારી નાંખે છે, તેઓ અધમ રાક્ષસો છે, એમ ગુરુ ઘણે પ્રસંગે કહેતા. પશુઓ તથા પક્ષિઓ આપણા કરતાં નિર્બળ તથા ઓછી અક્કલવાળાં છે તેથી આપણે તેમને મારી નાંખવાં તથા આહારમાટે તેમનો ઉપયોગ કરવો, એ જો યોગ્ય ગણાય તો વધારે બળ અને બુદ્ધિવાળાં મનુષ્યો ઓછા બળ અને બુદ્ધિવાળાં મનુષ્યોનો આહાર કરવો એ પણ યોગ્ય જ ગણાય ! પણ મનુષ્યોનો આહાર કરનારને સર્વે સમજુ મનુષ્યો કેવળ જંગલી અને ઘોર કર્મ કરનાર અઘોરી જ ગણે છે. પશુ–પક્ષીનો આહાર કરનાર પણ જંગલી અને અઘોરી જ છે. વધારે બળવાળાએ ઓછા બળવાળાને મારી ખાવું, એ પશુસ્વભાવ છે, અને મનુષ્યજેવું બુદ્ધિમાન્ પ્રાણી જે પશુમાંથી ક્રમે ક્રમે ઉંચી સ્થિતિમાં આવ્યું છે, તેણે પાછા પોતાના પશુસ્વભાવમાં જવું, એ કેવળ અયોગ્ય છે.

આ વચનો યોગિનીએ અંતઃકરણની એટલી બધી લાગણીથી

કહ્યાં, કે તેથી મારા હૃદયમાં અસર થયા વિના રહી નહિ. મને જણાયું કે મારો માંસભક્ષણનો સ્વભાવ જાણીને તેના હૃદયમાં ભારે ખેદ થયો છે. તેનાં વચનોથી માંસભક્ષણ કરવું, એ સર્વે પ્રકારે દોષવાળું છે, એવી મારી ખાતરી થઈ ન હતી, તોપણ તેમ કરવામાં મનુષ્યો કંઈક ભૂલ કરે છે, એમ મને જણાયું. આવી નિર્દોષ અને શુદ્ધ અંતઃકરણની બાળાને જે ક્રિયા દોષવાળી જણાય છે, તે ખરે દોષવાળી હશે જ, એવા વિચારો મને આવવા લાગ્યા. પોતાનાં ભાઈબહેનને મારવાં, એ દોષરૂપ છે, એ સાચું છે, પણ પશુપક્ષીઓ આપણાં ભાઈબહેન છે, એ વાત મારે ગળે ઉતરી ન હતી, અને તેથી મેં તેને પૂછ્યું, પશુપક્ષીઓ આપણાં ભાઈબહેન છે, એમ તું શા ઉપરથી કહે છે ?

તેણે કહ્યું, ગુરુએ મને કહ્યું છે કે આ બધાં મનુષ્યો જે આપણે જોઈએ છીએ તે મૂળથી જ કંઈ મનુષ્ય ન હતાં. તેમાંનાં ઘણાં પૂર્વે કોઈ જન્મમાં પશુ હતાં, તો કોઈ જન્મમાં પક્ષી હતાં. આજે તમે તથા હું માણસના રૂપમાં છીએ, પણ કોઈ એવો પણ વખત હતો કે જ્યારે તમે તથા હું કોઈ પશુના અથવા પક્ષીના રૂપમાં હોઈશું. તેમ હવે પછી કોઈ એવો પણ વખત આવે કે જ્યારે આપણે માણસના રૂપમાં ન હોઈએ, પણ પશુ તથા પક્ષીના રૂપમાં હોઈએ. માણસ, પશુ, પક્ષી, જંતુઓ, દેવો વગેરે સર્વનાં શરીર એ જીવોને રહેવાનાં ચઢતાં ઉતરતાં પ્રકારનાં ઘર છે; અને મહેલમાં રહેતો રાજા, ઘરમાં રહેતો ગૃહસ્થ અને ઝુંપડામાં રહેતો રંક મનુષ્ય, જેમ માણસરૂપે સરખા છે,–મહેલમાં રહેવાથી રાજા, ઘરમાં રહેતા કે ઝુંપડીમાં રહેતા ગરીબ માણસથી માણસપણામાં ચઢતો નથી,–તેમ મનુષ્યશરીરમાં રહેતા આપણે ઉંચા શરીરમાં રહેવાથી, પશુશરીરમાં રહેતાં પશુઓથી ચઢીયાતા નથી, પણ જીવરૂપે સરખા જ છીએ. મહેલમાં રહેતા રાજાને જેમ પોતાનો મહેલ જેટલો પ્રિય છે, તેમ ઝુંપડીમાં રહેતા ગરીબને પોતાનું ઝુંપડું તેટલું જ પ્રિય છે. મહેલનો નાશ કરવાથી રાજાને જેટલું દુઃખ થાય છે, તેટલું જ દુઃખ ગરીબનું ઝુંપડું તોડવાથી ગરીબને થાય છે. મનુષ્યને જેમ પોતાનું શરીર નાશ થવાથી દુઃખ થાય છે તેમ એક કીડીને પણ પોતાનું શરીર નાશ થતાં દુઃખ થાય છે; અને કીડીના કે પશુના શરીરમાં રહેતો જીવ, અને મનુષ્યના શરીરમાં રહેતો જીવ, યોગ્ય વિચારથી સરખા હોવાથી કીડીને કે પશુને મારી નાંખવું, એ પોતાનાં ભાઈબહેનને મારી નાંખવા બરાબર છે.

અગીયાર વર્ષની એક બાળાને આ પ્રમાણે વાત કરતી જોઈને

હું ચકિત થઈ ગયો. મારા જેવા નિષ્ઠુર હૃદયના, અને અંગ્રેજ લોકોના સહવાસથી ભ્રષ્ટ થયેલા મનુષ્યને બોધ આપી સુધારવાને કોઈ દેવી, આકાશમાંથી ઉતરી આવી છે, એવું મને ભાન થયું. તેને ખેદ ઉપજે, એવી કોઈ પણ કૃતિ કદી પણ ન કરવી, એવો મેં મનમાં નિશ્ચય કર્યો, અને તેથી એક પણ અક્ષર બોલ્યા વિના પેલા સત્ત્વનો સીસો મેં લીધો, અને તેને બારીએથી ફેંકી દીધો. યોગિનીનું મુખ પ્રસન્ન જણાયું. જે મારા નિશ્ચયો, મોટાં મોટાં ટીલાં તાણી શાસ્ત્રોના શ્લોકો બોલનાર પંડિતો, ભારે હોકારા પાડી ફેરવવા અસમર્થ થયા હતા તે નિશ્ચયો, આ અગીયાર વર્ષની બાળાએ ક્ષણમાં ફેરવી નાંખ્યા. અહો ! નિર્દોષ અંતઃકરણવાળી તથા પ્રેમની સાક્ષાત્ મૂર્તિ જે સ્ત્રીઓ, તેમનામાં કેવું અદ્ભુત સામર્થ્ય રહ્યું છે !

પછી મેં તેને કહ્યું, પણ આ બિસ્કિટ તો તું ખા; અને આ ઉની ઉની ચાહા તો પી. એથી તારી સુસ્તી ઉડી જશે, અને હોંશિયારી આવશે.

તેણે કહ્યું, ગુરુ કોઈ દિવસ ચાહા પીતા ન હતા. એક દિવસ તેમણે મને કહ્યું હતું કે અંગ્રેજ લોકોના સહવાસથી આપણા લોકોમાં જે કેટલાક દુર્ગુણો આવ્યા છે, તેમાં ચાહા પીવાનો દુર્ગુણ એ પણ એક છે. ચાહા, કાફી વગેરે લાભને કરે છે, તેના કરતાં હાનિને વધારે કરે છે. ચાહામાં તથા કાફીમાં એક જાતનું વિષ રહેલું છે, તેને આપણા લોકો જાણતા નથી. એ વિષ માદક તથા ઉત્તેજક હોવાથી ચાહા તથા કાફી આપણને જાગ્રતિ તથા હોંશિયારી આણે છે, એમ આપણને લાગે છે, પણ સર્વ પ્રકારના વિષની પેઠે, તે પરિણામે હાનિ જ કરે છે. તે જ્ઞાનતંતુઓને નિર્બળ કરે છે, અને તેથી જ નિત્ય ચાહા કે કાફી પીનારને એક દિવસ ચાહા કે કાફી નથી મળતી, અથવા જરા મોડી મળે છે તો જેમ અફીણ ખાનારને અફીણ ન મળતાં બગાસાં આવે છે, તથા કશું કામ થતું નથી તેમ બગાસાં આવે છે, બેચેની લાગે છે, તથા કશું કામ થતું નથી. ચાહા તથા કાફી એ કંઈ આહારનો પદાર્થ નથી. એમાં પોષણ આપનાર તત્ત્વ એકે નથી. પીવાને માટે મનુષ્યોને સ્વચ્છ પાણીજેવો નિર્દોષ તથા ગુણકારક બીજો એકે પદાર્થ નથી. ગુરુ કોઈ દિવસ અહિં આવશે તો તમારી ખાત્રી કરી આપશે કે ચાહા પીવી એ એક મોટો દુર્ગુણ છે.

મેં કહ્યું, ત્યારે આ બિસ્કિટ ખાવામાં તને શો વાંધો છે ?

તેણે કહ્યું, એ શું છે તે હું જાણતી નથી. મેં એવું ખાતા ગુરુને કદી જોયા નથી.

મેં કહ્યું, આ ઘઉંની બનાવેલી પુરીજેવી એક વસ્તુ છે. તે બહુજ હલકાં છે, તથા પૌષ્ટિક છે. તે વિલાયતથી તૈયાર થઈને આવે છે.

તેણે કહ્યું, ટોપીવાળાની બનાવેલી વસ્તુઓ ખાવાથી આપણી બુદ્ધિ મલિન થાય છે, માટે તે ન ખાવી, એમ ગુરુ ઘણી વાર કહેતા.

મેં કહ્યું, એવી વસ્તુઓ ખાધાથી બુદ્ધિ મલિન થાય છે, તેનું કશું કારણ ગુરુએ તને સમજાવ્યું છે?

તેણે કહ્યું, ગુરુ સર્વ જાણે છે. તેમનાં વચનો સત્યથી જ ભરેલાં હોય છે. મેં તેમને કારણ પૂછ્યું નથી. તેમની વાત ન માનવાનું મને કંઈ કારણ નથી.

મેં કહ્યું, હશે; ત્યારે તું કહે તે તને લાવી આપું.

તેણે કહ્યું, મને હમણાં ભુખ નથી. હું એક જ વાર જમુ છું. ગુરુ એક જ વાર જમતા ત્યારે હું તેમની સાથે જમતી. ગુરુ કહેતા કે માણસને એકથી વધારે વાર જમવાથી વિવિધ રોગો થવાનો સંભવ આવે છે. જગત્માં જેટલા રોગો થાય છે, તેમાંથી સોએ નેવું રોગો માણસોને, જોઈએ તે કરતાં વધારે વાર ખાવાથી થાય છે. હું થોડી વારપછી મારે ખાવાનું મારી મેળે જ તૈયાર કરી લેઈશ.

અમે આ પ્રમાણે વીતચીત કરતાં હતાં, એટલામાં મારો રસોઈયો ભાનુશંકર આવ્યો. યોગિનીને જોઈને તે ચમક્યો હોય એમ જણાયું. નકામી પડપૂછ અટકાવવાને માટે મેં જ મારી મેળે કહ્યું, ભાનુશંકર! આ એક મારા મિત્રની દીકરી છે, અને તે આપણે ત્યાં થોડા દિવસ રહેનાર છે.

યોગિનીએ સખેદ મારા સામું જોયું, અને બોલવા જતી હતી, એટલામાં સુભાગ્યે નીચેથી કોઈએ બુમ મારી કે "ડાકટર સાહેબ છે કે?"

ભાનુશંકરને મેં તેને જવાબ આપવાનું તથા નીચે દવાખાનું ઉઘાડીને બેસાડવાનું કહ્યું. તે પ્રમાણે તે ગયો, એટલે યોગિનીએ મને કહ્યું, તમે તે માણસને મારા સંબંધમાં અસત્ય કેમ કહ્યું? ગુરુ કહેતા હતા કે અસત્યસમાન મહા પાપ બીજું એકે નથી.

મેં કહ્યું, મને બીજું કંઈ સુજ્યું નહિ. ખરી વાત કહેવાથી આખા ગામમાં હોહો થઈ રહે એમ છે.

તેણે કહ્યું, તો એવી વખતે તમારે મૌન રહેવું વધારે યોગ્ય હતું.

મેં કહ્યું, પણ જો હું તારા સંબંધમાં કશો જ ખુલાસો ન કરૂં તો આ રસોઇઓ ગમે તેવાં અયોગ્ય અનુમાનો બાંધે, હું કોઈ સુંદર

કન્યાને ગમે ત્યાંથી ફોસલાવીને લાવ્યો છું, એમ તે ધારે, અને પછી ગામમાં હજારો અફવા ઉડાડે, જેથી મારી પ્રતિષ્ઠાને ભારે હાનિ થાય.

તેણે કહ્યું, એવું અનુમાન તે શા માટે કરે? ખોટું અનુમાન બાંધવાનું તેને કારણ શું? તમે મારે ત્યાં રાત્રે આવ્યા હતા, અને મારી સાથે રહ્યા હતા, તેમ તમારે ત્યાં હું દિવસે આવું અને રહું, તેમાં તેને અયોગ્ય અનુમાન બાંધવાનું કારણ શું?

આ વચનો બોલીને તેણે એવા તો નિર્દોષ અને શુદ્ધ ભાવથી મારા તરફ જોયું કે તેના પવિત્ર અંતઃકરણમાટે મને અત્યંત ઉંચો વિચાર બંધાયા વિના રહ્યો નહિ. તે બિચારીને આ જગતના નટ-ખટ મનુષ્યોનો અનુભવ ન હતો. તે પોતે જેવી નિર્દોષ હતી, તેવા સર્વને માનતી. તેથી આ પ્રસંગમાં જગત્ કેવો દોષારોપ કરે તે તેને સમજાવવું મેં યોગ્ય ધાર્યું નહિ. વળી એ સાથે મારૂં લગ્ન થયું છે, એ ખરી વાત જો ભાનુશંકરને હું કહું તો તે ભાગ્યે જ તેને માને, અને લોકોમાં ગમે તેવી વાત ફેલાવે, અને તેથી સત્ય કહેવામાં પણ કેટલો વિચાર હતો, એ સર્વ આ નિર્દોષ બાળાને સમજાવવાનુ કાર્ય બહુ કઠિન હતું. હું તેનું લુલુપાંગળું સમાધાન કરવા જતો હતો એટલામાં કોઈ મને ખાસ મળવા આવ્યું છે; એવી ખબર મળવાથી હું યોગિનીને ત્યાં જ મૂકીને નીચે ગયો.

---

## પ્રકરણ ૬.

### પ્રાણકુમારી.



ને મળવા આવનાર લગભગ ૪૫ વર્ષની એક વિધવા સ્ત્રી હતી. તેનું નામ પ્રાણકોર હતું, પરંતુ કેળ-વણી લીધેલા વર્ગના અધિક પરિચયથી, પ્રાણકોર નામ તેને અશુદ્ધ ભાસવાથી, થોડાક સમયથી ‘પ્રાણકુમારી’ એ નામથી તે પોતાને સર્વત્ર ઓળ-ખાવતી હતી. તેની ત્રિશ વર્ષની વયે તેનો પતિ બાર વર્ષની એક કન્યા મૂકી મરી ગયો હતો. તેનો વ્યવહાર નીભે એટલું તેની પાસે દ્રવ્ય હતું, તો પણ વિષયના સુખોમાં મોહવાળી તેણે કેટલાક ‘સુધારા-વાળા’નું સાહાય્ય મળવાથી, પોતાના પતિના મૃત્યુ પછી ત્રણે વર્ષે એક વિલાયત જઈ આવેલા, તથા અર્ધા અંગ્રેજ થઈ ગયેલા બાબુ-સાથે પુનર્લગ્ન કર્યું હતું. આ બાબુના સહવાસથી પ્રાણકુમારીના આ-ચારવિચાર અંગ્રેજજેવા જ થઈ ગયા હતા. તેનો પોષાક લગભગ

અંગ્રેજ સ્ત્રીને મળતો હતો. તેના શરીરનો વર્ણ ગૌર હોવાથી દૂરથી જોનારને તે અંગ્રેજ સ્ત્રી હશે, એમ ઘણી વાર ભ્રાંતિ થતી હતી. પુનર્લગ્ન કરવા પૂર્વે તેની કન્યાનું લગ્ન ન થઈ ગયું હોત તો, તેને પણ કોઈ અન્ય જાતિના પુરુષસાથે લગ્ન કરવું પડત, પરંતુ લલિતાકુમારીના સુભાગ્યે તેના પિતાની હયાતીમાં તેનાં લગ્ન થઈ ગયાં હતાં.

પુનર્લગ્નને પૂરા ૭ માસ વીત્યા ન હતા એટલામાં દુર્દૈવે પ્રાણકુમારીના બાબુ પતિને 'એપોપ્લેક્સી' નો વ્યાધિ થયો, અને પા કલાકમાં તો તેનો પ્રાણ શરીરમાંથી નીકળી ગયો. બાબુની લગભગ ૪૦ હજારની સંપત્તિ પ્રાણકુમારીને મળી, અને તેના પૂર્વના પતિની દશ હજારની મિલ્કત પણ તેને જ મળેલી હોવાથી આજે પ્રાણકુમારી અમારા નગરમાં એક ધનાઢ્ય સ્ત્રી લેખાતી હતી.

પાશ્ચાત્ય વિચારના રંગથી રંગાયલી પ્રાણકુમારી પુનઃ વિધવા થયા પછી શાંત બેશી રહી નહિ. તેના વિચાર 'સુધરેલા' હોવાથી પ્રત્યેક સુધારાની સભામાં તે જવા લાગી, અને આગળ પડીને બોલવા લાગી. તેનામાં લાંબી વિદ્વત્તા ન હતી. પરંતુ એક સૌંદર્યવાળી સ્ત્રી, અને તેમાં પણ વિધવાને પુરુષોની સભામાં નિઃશંકપણે બોલતી જોઈને, સુધારાવાળાઓ તેના ઉપર ફીદા ફીદા થઈ ગયા હતા. અમારા નગરના ત્રિપુરારિશંકર મામલતદાર સુધારાના કાર્યમાં બહુ જ આગળ પડતો ભાગ લેતા હતા. વિધવાઓનાં દુઃખની તેમના અંતઃકરણમાં ખરેખરી લાગણી હતી, અને તેથી તેમણે પોતાની કારકીર્દીમાં વિધવાઓનાં, સીધી અથવા આડકતરી રીતે આઠ દશ લગ્ન કરાવ્યાં હતાં. પ્રાણકુમારીના સુધારાના વિચારોથી ત્રિપુરારિશંકર અત્યંત પ્રસન્ન થઈ ગયા હતા. પ્રત્યેક સભામાં પ્રાણકુમારીને તેઓ પોતાની ગાડીમાં બેસાડીને ખાસ તેડી લાવતા, અને પ્રસંગોપાત્ત સભામાં તેઓ તેનાં બહુ વખાણ કરતા. તેઓ ઘણી વાર કહેતા કે મૂર્ખ લોકો અણસમજથી બહુચરાજી, અંબાજી તથા કાલિકાને પૂજે છે, પરંતુ વસ્તુતઃ પ્રાણકુમારી એ જ સાચી દેવી છે, અને પથરાનાં પુતળાંને પૂજવાકરતાં, માણસ જાતનું ખરૂં હિત કરનારી, વહેમને ત્રોડનારી, અને સુધારાનો ઝુંડો હાથમાં પકડી અજ્ઞાનના રણમાં યાહોમ કરીને ઝંપલાવનારી, મહા શૂરત્વવાળી સાચી દેવી આ પ્રાણકુમારીની જ સર્વેએ પૂજા કરવી જોઈએ.

મારા સાંભળવામાં આવ્યું હતું કે એક પ્રસંગે પ્રાણકુમારીએ એક મોટી સભામાં વિધવાવિવાહનું ભાષણ કર્યું હતું. એ ભાષણ તેને કોઈ પુરુષે લખી આપ્યું હતું, એમ કહેવાય છે. પ્રમુખસ્થાને

ત્રિપુરારિશંકર વિરાજ્યા હતા. ભાષણમાં વિધવાઓનાં દુઃખો હૃદય-વેધક રીતે વર્ણવ્યાં હતાં. વિધવાઓને વૈધવ્ય પળાવવાના આગ્રહ-વાળા જુના વિચારવાળાઓની તેમાં સારી પેઠે ઝાટકણી કાઢી નાંખી હતી. કોઈ ઋષિને ગધેડો, તો કોઈને કુતરો, કોઈને તુમડો તો કોઈને ભટ્ટો, કોઈને મૂર્ખ તો કોઈને પેટભરો, કોઈને રાક્ષસ તો કોઈને નરપિશાચ, એવાં એવાં અસંખ્ય ઉપનામોથી પૂર્વના બ્રાહ્મણોને અલંકૃત કરવામાં ન્યૂનતા રાખી ન હતી! પ્રાણકુમારીના અસાધારણ વક્તૃત્વથી બે બે મિનિટે ત્રિપુરારિશંકર ઉંચા હાથ કરી તાળીઓ પાડતા અને પડાવતા હતા. વ્યાખ્યાનના અંતમાં પ્રાણકુમારીએ સુધા-રાવાળાને એવું 'ચેલેંજ,' (માગણી) કર્યું હતું કે 'હું પોતે પુન-લગ્ન કરી વિધવાવિવાહનો માર્ગ સરળ કરી આપવા તૈયાર છું. છે કોઈ માઈનો પુત કે મારી સાથે લગ્ન કરવાને તૈયાર થાય!'

મારા સાંભળવા પ્રમાણે પ્રાણકુમારીના વ્યાખ્યાનથી તે દિવસે ત્રિપુરારિશંકરને રોમે રોમ પ્રહર્ષ થયો હતો. પચાસ વર્ષ થયાં છતાં પણ તેમનાં નિસ્તેજ નેત્ર ચમકવા લાગ્યાં. તેમનું મુખ પ્રસન્નતાથી પ્રકાશવા લાગ્યું. એવું કહેવાય છે કે તે દિવસે તેમણે ઉભા થઈ પ્રમુખપદેથી જેવું વ્યાખ્યાન કર્યું હતું તેવું તેમણે તેમના જીવનમાં કોઈ વખતે કર્યું ન હતું. પ્રાણકુમારીનાં વ્યાખ્યાનમાં રહેલા ઉંડા ગંભીર અર્થવાળાં વાક્યોનું મનન કરવા તેમણે શ્રોતાઓને પુનઃ પુનઃ ભાર દેઈને કહ્યું હતું. પ્રાણકુમારીનું 'ચેલેંજ' કોઈએ તે વખતે ન સ્વીકારવાને માટે તેમણે સુધારાવાળાને, બાયલા, ફાતડા, હીજડા, વગેરે શબ્દો કહેવામાં કચાશ રાખી નહતી. વિધવાની વ્હારે ન ચઢવા માટે તેમને શ્રોતાઓને, તમે ચુડીઓ પહેરી છે, તમે ચણીયા પહેર્યા છે, તમારે મૂછો નથી, પણ બકરાનાં પુંછડાં છે, વગેરે અનેક મર્મ-વેધક વાક્યો કહ્યાં હતાં, અને અંતમાં કહ્યું હતું કે પ્રાણકુમારીની આ કલ્યાણકારણ માગણીને આજે હું પોતે આદરથી વધાવી લેત, પણ નિરુપાય છું કે મારી સ્ત્રી હજી હયાત છે. અને એક સ્ત્રી જીવતી છતાં બીજી વાર લગ્ન કરવું, એ સુધારાના નિયમથી કેવળ વિરુદ્ધ છે; એ રૈરવ નરકે લઈ જનાર છે.

એવું કહેવાય છે કે ત્રિપુરારિશંકરનાં આ છેલ્લાં વાક્યોના પડઘા વ્યાખ્યાનના સભામંડપમાં વાગતા બંધ થયા ન હતા, એટ-લામાં તો તેમના એક સિપાઈએ દોડતા આવીને તેમના હાથમાં એક તાર મૂક્યો. તાર કોનો છે, શા સંબંધી છે, એ જાણવા શ્રોતૃમં-ડળ આતુર થઈ ગયું. તેઓ ઉંચો કંઠ કરી, નેત્રને તાણીને ત્રિપુરા-

રિશંકરને જોવા લાગ્યા. તારના સમાચારનું સ્વરૂપ કેવું છે, તેનું અનુમાન બાંધવા કોઈ કોઈ બુદ્ધિમાન્ મનુષ્યો પ્રમુખના મુખના તથા નેત્રના હાવભાવનું બારીકીથી અવલોકન કરવા લાગ્યા. ત્રિપુરારિ-શંકરે ધ્રુજતે હાથે તારનું પડબીડીયું ફોડયું, અને તારના કાગળને ઉકેલી તેને પોતાનાં નેત્રથી દોઢ હાથ છેટે રાખી વાંચ્યો. તત્કાળ તેમના મુખનો ભાવ ફરી ગયો. પ્રસન્નતાને સ્થાને શોકાવેશની છાયા મુખ-ઉપર ફરી વળી. શોકના આવેગમાં પોતે ક્યાં કયી સ્થિતિમાં છે, શું કરતા હતા, તેનું અભાન થઈ ગયું, અને અન્ય મનુષ્યોના શ્રવણે પડે એમ અકસ્માત્ બોલી જવાયું કે "What! my wife suddently died of cholera!" (હેં! મારી સ્ત્રી કોલેરાથી અકસ્માત્ ગુજરી ગઈ!) એકદષ્ટિએ જોઈ રહેલા તથા કાન માંડીને સાંભળી રહેલા શ્રોતૃવર્ગમાંથી ઘણાને કર્ણે આ વાક્ય પડયું અને ક્ષણ વારમાં તો વીજળીની પેઠે, તે ચીકાર ભરાયલા વ્યાખ્યાનગૃહમાં સર્વને ખબર પડી ગઈ કે મામલતદાર સાહેબનાં પત્ની કોલેરાના વ્યાધિથી અકસ્માત્ ગુજરી ગયાં છે.

વ્યાખ્યાનગૃહમાં કોલાહલ થઈ રહ્યો. અત્યારસુધી શાંતપણે મુંગે મોઢે બેશી રહેલા રમણુનાથશાસ્ત્રી, હરગોવિંદ પુરાણી, મનસુખરામ જોશી, બચંભટ દાદા, વૈજનાથ ધનપાઠી વગેરે જુના વિચારના બ્રાહ્મણો હવે ખળભળી ઉઠયા. રાવસાહેબનાં પૂર્વોક્ત મર્મવેધક વાક્યોથી બળી ઉઠેલા, તથા રાવસાહેબને રાજી રાખવા માટે સુધારાના પક્ષમાં દાખલ થયેલા કેટલાક લોકો પણ વિવિધ મર્મવચનો ઉચ્ચારવા લાગ્યા. કોઈ કહેવા લાગ્યા કે અમે તો ચુડીઓ પહેરી છે, પણ રાવસાહેબ હવે શું કરે છે, તે જોઈએ છીએ. કોઈ પોતાના સાથીને કહેવા લાગ્યા કે અલ્યા! પ્રાણુકુમારીનું 'ચેલેંજ' ઉભો થઈને ઝટ સ્વી-કારી લે, નહિ તો રાવસાહેબ હવે સ્વીકારી લેશે તો તારૂં હીજડાપણું મરતાં સુધી પણ મટનાર નથી. આ પ્રકારનાં વિવિધ માર્મિક વાક્યો જેને જેમ ફાવે તેમ બોલવા લાગ્યા. એટલામાં આત્મારામ નામનો સુધારાનો વિરોધી એક ઉચ્છૃંખલ જુવાનીઓ ઉભો થયો, અને બોલ્યોઃ 'ગૃહસ્થો! રાવસાહેબનાં પત્નીનો દેહ પડયો તેથી ખરેખર આપણે અત્યંત દિલગીર છીએ, પણ આજે સુધારાનો કીર્તિધ્વજ દશે દિશાએ ફરકવાનો જે રુડો પ્રસંગ ઈશ્વરે આપણને મોટી કૃપા કરીને આપ્યો છે તેથી આપણે તે મહાન્ પિતાના અત્યંત આભારી છીએ. ઈશ્વર દુઃખમાંથી સુખના અણધાર્યા પ્રસંગો આપે છે, એવું જે આપણે વૃદ્ધોના મુખથી સાંભળીએ છીએ, તે આજે આપણે અનુભવસિદ્ધ કર્યું છે. રાવસાહેબનાં પત્નીનો દેહ પડવાથી રાવસાહેબનાં અને શ્રીમતી

પ્રાણકુમારીબાઈનાં પુનર્લગ્ન થશે, એ ઓછા આનંદની વાત નથી. આ લગ્નથી સુધારાના પક્ષના પાયામાં સીસાનો રસ રેડાશે, અને તેથી ભવિષ્યની પ્રજાનો વિધવાવિવાહમાં નડતી વહેમની બારે અર્ગળાઓ ત્રુટી જશે.' જુના વિચારના મનુષ્યોએ આત્મારામનાં આ વચનો ઉપર પુષ્કળ તાળીઓ પાડી, અને તે બંધ થતાં ઉમાકાંત નામના એક મનુષ્યે કહ્યું કે હું આત્મારામભાઈના વિચારને સર્વાંશે ટેકો આપું છું, અને ઇચ્છું છું કે થોડી ક્ષણો પૂર્વે કરેલી પ્રતિજ્ઞાપ્રમાણે હવે રાવસાહેબ આ અનાથ અને દુઃખના ઉંડા મહાસાગરમાં ડુબકાં ખાતાં પ્રાણકુમારીબાઈનો પાણિ, ગ્રહણ કરી સુધારાનો અને પોતાનો અચલ કીર્તિસ્થંભ રોપવામાં પાછી પાની કરશે નહિ.

ત્રિપુરારિશંકર બોલવા ઉભા થયા, પણ તેમનો સ્વર કંઠમાં જ રોધાઈ રહ્યો; તેથી તેમના એક મિત્રે, પ્રસંગનો વિચાર કરી સભા બરખાસ્ત કરી હતી. પાછળથી બે ત્રણ માસ વહી ગયા છતાં પ્રાણકુમારીસાથે રાવસાહેબે પુનર્વિવાહ કર્યો નહિ ત્યારે પ્રસિદ્ધ 'આર્યવત્સલ' વગેરે ઘણાં પત્રોમાં રાવસાહેબ હજી કેમ પુનર્લગ્ન કરતા નથી, તે વિષે અનેક ચર્ચાપત્રો છપાયાં હતાં, પણ રાવસાહેબે તેનો કશો ઉત્તર આપ્યો ન હતો. ટુંકામાં એ જ કે પ્રાણકુમારી હજી વિધવા જ હતી.

લોકોના મુખથી સાંભળેલી પ્રાણકુમારીની આ હકીકત, વાંચનારને તેનું સ્વરૂપ બરાબર સમજાય તે અર્થે, નિરુપાયે જરા વિસ્તારથી મારે કહેવી પડી છે, તેથી મારી વાત જાણવાને અત્યંત ઉત્સુક વાંચનારની હું ક્ષમા માગું છું. આ સ્થળે વાંચનારને મારે સ્પષ્ટ કરવું જોઈએ કે હું સુધારાના પક્ષનો છતાં, સુધારાવાળાના સર્વ વિચાર મને માન્ય ન હતા. વિધવાવિવાહની આપણા દેશને અત્યંત અગત્ય છે, એમ પ્રથમ હું માનતો હતો, પણ વિલાયત જઈ આવ્યા પછી તથા ત્યાંની પ્રજાની સાંસારિક સ્થિતિનો અનુભવ લઈ આવ્યા પછી મારો એ વિચાર બદલાયો હતો, અને તેથી સુધારાનાં બીજાં પ્રત્યેક કાર્યોમાં હું આગળ પડતો ભાગ લેતો હતો, તો પણ આ વિધવાવિવાહનો પ્રશ્ન જ્યારે જ્યારે નીકળતો, ત્યારે હું મૌન જ ગ્રહણ કરતો. સુધારાવાળાઓએ વિધવાઓનાં પુનઃ લગ્ન કરવાનો અયોગ્ય પ્રયત્ન ત્યજી દેઈ, સ્ત્રીઓ વિધવા ન થાય, અથવા થાય તો બહુ ઓછા પ્રમાણમાં થાય, એવો પ્રયત્ન કરવાની પ્રથમ અગત્ય છે, એમ મારું માનવું છે, કારણ કે વિધવાઓના વિવાહથી જેટલો લાભ થવાની તેઓ આશા રાખે છે, તેના કરતાં વિધવાઓ ન થાય, એ પ્રકારના ઉપાયો લેવાથી અત્યંત

લાભ થાય એમ છે. વિધવાઓના લગ્નથી, તેઓના વિચારથી, લાભ જો ગણીએ તો માત્ર એક જ છે, અને તે એ છે કે વિધવાઓને વિષયનું સુખ મળે; અને વિષયસુખની લાલસાથી તેઓ અનાચાર કરતી અટકે; પરંતુ વિધવાઓને વિષયનું સુખ પ્રાપ્ત કરી આપવાથી જ અનાચાર અટકશે, એમ માનવું બહુ બળવાન્ નથી. વિષયનાં સુખો પ્રાપ્ત કરી લેવાના જેમને સર્વ સંભવો છે, એવી સધવા સ્ત્રીઓમાં શું અનાચાર ઓછો છે? આજે આપણા દેશમાં નિંદ્ય કર્મમાં વિધવાઓ જેટલો પ્રવેશ કરે છે, તેના કરતાં સધવા સ્ત્રીઓ અધિક કરે છે. ક્વચિત્ વિધવાઓની દુષ્ટ પ્રવૃત્તિ જોવામાં આવે છે, પરંતુ સધવા સ્ત્રીઓની દુષ્ટ પ્રવૃત્તિસાથે સરખાવતાં, વિધવા સ્ત્રીઓની અયોગ્ય પ્રવૃત્તિ કંઈ હિસાબમાં નથી. આથી વિષયસુખોનો ઉપભોગ કરવાનો યોગ વિધવાઓને તેમનાં લગ્નવડે રચી આપવાથી અનાચાર અટકશે, એમ ધારવું કેવળ સત્ય છે, એમ નથી. ઉલટું અગ્નિમાં ઘી નાંખવાથી જેમ અગ્નિ વૃદ્ધિને પામે છે. તેમ ઘણે પ્રસંગે તો ઇચ્છેલાં વિષયસુખો મનને આપવાથી વિષયલાલસા વૃદ્ધિને પામે છે. આથી અનાચાર અટકાવવાને માટે જ વિધવાવિવાહ કરવો યોગ્ય છે, એવું કારણ જે સુધારાવાળા આગળ આણે છે, તે સર્વ પ્રકારે આદર આપવા યોગ્ય હોય એમ હું માનતો નથી. મેં વિલાયતમાં અનુભવથી જોયું છે કે એ દેશમાં અનાચાર આપણા દેશકરતાં ઓછો નથી. ઉલટું ઘણે પ્રસંગે તો ત્યાં જે અનાચાર નિત્ય થાય છે, તેવો અનાચાર આપણા દેશમાં લાખો મનુષ્યમાં એકાદમાં પણ જોવામાં આવતો નથી. લગ્નનું બંધન અત્યંત શિથિલ હોવાથી એ પ્રજાનો સંસાર થોડાં વર્ષોથી બગડતો ચાલ્યો છે, અને હાલ તો તેણે એવા પ્રકારનું સ્વરૂપ પકડ્યું છે કે ત્યાંના અત્યંત વિચારવાન્ પુરુષો લગ્નનું બંધન કયા ઉપાયથી સુદૃઢ કરવું, તેની અનેક યુક્તિઓ વિચારે છે. તે દેશની વિચિત્ર સ્વતંત્રતાથી છુટાછેડા કરવાના સેંકડો કેસો નિત્ય કોર્ટે ચઢે છે. જ્યારે આપણા દેશમાં હજારો સ્ત્રીઓ વિધવા અવસ્થા ભોગવે છે; ત્યારે તે પ્રજામાં હજારો સ્ત્રીઓ પરણ્યાવિનાની કુંવારી અવસ્થા ભોગવે છે; અને જેમ આપણા દેશમાં સોમાં કોઇ વિધવા દુરાચારી નીકળે છે, ત્યારે તે દેશમાં, આવી કુંવારી સ્ત્રીઓમાં સોમાં પોણોસો અથવા તેથી પણ વધારે દુરાચારી હોય છે. તાત્પર્ય એ કે વિધવાઓનાં લગ્ન ન કરવાથી જ દુરાચાર વધે છે, એમ માનવું યથાર્થ નથી. દુરાચાર અટકાવવાનો ઉત્તમ માર્ગ તો એ જ છે કે પ્રજામાં ધર્મનું તથા નીતિનું શિક્ષણ વધારવું, તથા સ્ત્રીઓ વિધવા ન થાય તે અર્થે બાળલગ્ન બંધ કરવાં. તેની સાથે કેવા વર્તનથી આરોગ્યનું સંરક્ષણ થાય છે, તથા

આયુષ્ વધે છે, અને કેવા વર્તનથી આરોગ્યનો નાશ થાય છે, તથા આયુષ્નો ક્ષય થાય છે, તે સંબંધી જાણવા યોગ્ય સઘળું સ્ત્રી-પુરુષોને શીખવવું. આવા સફળ ઉપાયો ન લેતાં—આગ ન લાગે તેને માટે સાવધાનતાના આરંભમાં ઉપાયો ન કરતાં, આગ લાગ્યે ટાંકું ઉલેચી ઉનાળામાં તૃષાના દુઃખથી મરવું યોગ્ય નથી. દશ લાડુ ખાઈને અજીર્ણ કરીને પાશેર દીવેલ પીને, લાડુનો કચરો શરીરમાંથી કાઢવા પ્રયત્ન કરી, સખ્ત જુલાબથી છ માસના મંદવાડની અશક્તિ શરીરમાં આણવી, એ બુદ્ધિમાનને ઘટતું નથી. વિધવાઓને વિષયસુખનો અભાવ થવાથી તેમનાં અંતઃકરણ સંતપ્ત રહે, અને તેથી તેમના પ્રતિ કરુણા પ્રકટે, એ સ્વાભાવિક છે, પરંતુ તેવો વિષયસુખનો અભાવ તો પાંચ વર્ષ વિલાયતમાં જઈને અભ્યાસ કરનાર વિદ્યાર્થીની સ્ત્રીને કે કોઈ પરદેશમાં વ્યાપારઅર્થે ગયેલા વ્યાપારીની સ્ત્રીને, કે કોઈ યુદ્ધે ચઢેલા યોદ્ધાની સ્ત્રીને પણ થોડો કાળ હોય છે. પણ તેથી તે સ્ત્રીપર કરુણા આણી તેને સ્વલ્પ કાળમાટે અન્ય પતિ સ્થાપવાની સલાહ આપવી શું યોગ્ય ગણાશે? વિષયની તીવ્રેચ્છાને અંકુશમાં રાખવી, એજ આવે પ્રસંગે યોગ્ય ગણાય છે. વિધવાઓને અર્થે પણ વિષયનું સેવન કરવું જેટલું યોગ્ય ગણાય તેના કરતાં વિષયનો ત્યાગ અધિક યોગ્ય ગણાય એમ છે. વિષયનું કેટલું સેવન યોગ્ય છે, તે પણ આજના અજ્ઞાન મનુષ્યો જાણતા નથી. તેઓ વિષયનું નિત્ય સવન યોગ્ય હોય એમ માનતા જણાય છે; અને તેથી આવા નિત્ય વિષયસેવનનો જેમને અભાવ થાય છે, તેમને તેઓ મહાદુઃખી ગણે છે. પરંતુ નિત્ય વિષયસેવન એ પશુથી પણ નિકૃષ્ટ સ્થિતિ સૂચવે છે. માસમાં એક વાર વિષયસેવન સુદૃઢ શરીરવાળાને યોગ્ય ગણી શકાય એમ છે, પરંતુ આજના પતિત સમયમાં તો આ નિયમ પણ હાનિને કરનાર છે અને તેથી આજના પતિત સમયના મનુષ્યોને જેમ દીર્ઘ સમયસુધી વિષયસેવનનો કરેલો ત્યાગ દુઃખરૂપ નથી, પણ સુખને સાધી આપનાર છે, તેમ વિધવાઓએ, અમુક મર્યાદાના સંરક્ષણઅર્થે, વિષયનો કરેલો ત્યાગ દુઃખરૂપ નથી,' પણ સુખને સાધી આપનાર થવો સંભવે છે. વિધવાઓને લગ્ન કરવાનો પ્રચાર પાડી, વિષયસેવનને નિષ્પ્રયોજન ઉત્તેજન આપવાના કરતાં, વિધવાઓનો દેશોન્નતિનાં કાર્યોમાં સદુપયોગ કરવો અધિક યોગ્ય છે. વિલાયતમાં અનેક સ્ત્રીઓ કુમારિકા રહીને પોતાનું આખું જીવન પ્રજાનું કોઈ પ્રકારનું કલ્યાણ સાધવામાં ગાળે છે. આપણા દેશની વિધવાઓનો પણ તેવા સત્કાર્યમાં ઉપયોગ કરવામાં આવે તો ન થઈ શકે એમ નથી. પ્રત્યેક મહોલ્લામાં એક એક વિધવા તે તે

મહેલ્લાની સ્ત્રીઓને તથા કન્યાઓને, સ્ત્રીઓને જરૂરનું શિક્ષણ આપવાના કાર્યમાં યોજાય તો સ્ત્રીશિક્ષણનું કાર્ય કેટલું સરળ થાય, તેનું અનુમાન કરવું કઠિન નથી. ખરૂં છે કે આમ કરવામાં કેટલીક વિધવાઓને પ્રથમ કેળવણી આપવી જોઈએ, પણ વિધવાવિવાહનું કાર્ય જેટલું કઠિન છે, તેટલું આ કઠિન નથી.

પ્રિય વાંચનાર ! પ્રાણકુમારીનો વૃત્તાંત કહેતાં હું આડો ઉતરી ગયો છું. આ સંબંધમાં મારે ઘણું કહેવાનું છે, પણ તમને વ્યર્થ કંટાળો ન આપતાં હવે હું મારી વાત ચલાવું છું. વિધવાવિવાહ-સંબંધમાં મારા વિચાર મેં કોઈ પ્રસંગે બહાર પ્રકટ કર્યા ન હતા, અને તેથી સુધારાનાં બીજાં કાર્યોમાં હું ભાગ લેતો હોવાથી, હું વિધવાવિવાહના પક્ષનો જ છું, એમ મારા મિત્રો વગેરે જાણતા હતા. પ્રાણકુમારી પણ મને વિધવાવિવાહના પક્ષનો જ જાણતી હતી. કોઈ કોઈ નિમિત્ત કાઢીને પૂર્વે તે મને ચાર પાંચ વાર મળવા આવી હતી. મને મળવા આવવામાં તેનો શો હેતુ હશે, એ મને પ્રથમ સમજાયું ન હતું, પણ તપાસ કરતાં પછીથી મને જણાયું હતું કે તેની પુત્રી લલિતાકુમારી પણ થોડાક માસ થયાં તેની પેઠે જ વિધવા થઈ હતી, અને શ્વસુરપક્ષમાં તેનું કોઈ રક્ષક ન હોવાથી પ્રાણકુમારીએ તેને પોતાની સાથે જ રાખી હતી. પ્રાણકુમારીનો વિચાર લલિતાકુમારીનું પણ પુનર્લગ્ન કરી દેવાનો હોવાથી તેવા કોઈ પુરુષની તે શોધમાં હતી, અને તેની દૃષ્ટિમાં કદાચ તેણે મને પોતાને રુચે તેવો યોગ્ય પુરુષ ગણેલો હોવાથી તે મારે ત્યાં મળવા આવતી હશે, એવું મેં અનુમાન બાંધ્યું હતું. એક પ્રસંગે લલિતાકુમારીને પણ તે પોતાની સાથે, તેની પ્રકૃતિ અવ્યવસ્થ હોવાનું નિમિત્ત કાઢી તેડી લાવી હતી, તેથી તેને જોવાનો પણ મને પ્રસંગ મળ્યો હતો, અને તેથી મને સમજાયું હતું કે લલિતાકુમારી મારા કરતાં કંઈ નહિ તો પાંચ સાત વર્ષ પણ મોટી હોવી જોઈએ.

મારા દવાખાનામાં નીચે પ્રાણકુમારી ખુરશીપર બેઠી હતી. મને આવતો જોઈને તે એકદમ ઉભી થઈ, અંગ્રેજ લોકોની રીત-પ્રમાણે મારી સાથે 'શેક હેન્ડ,' કરવા પોતાનો હાથ લાંબો કર્યો, અને બોલી, ડાક્ટર સાહેબ ! હમણાં ને હમણાં મારે ત્યાં પધારવા કૃપા કરો. મારી લલિતાકુમારીને ચાહા પીધા પછી ઓચિંતું કંઈક થઈ આવ્યું છે. તેના પેટમાં બહુ જ ગભરામણ થાય છે, અને તેને જરા પણ ચેન પડતું નથી. માટે જલદી પધારો, ગાડી તૈયાર છે.'

મેં કહ્યું, નોકરને તેડવા મોકલવો હતો કેની ? તમે જાતે શું

કરવા આવ્યાં ? તમારી પુત્રીની એવી ખરાબ હાલતમાં તમારે તેની પાસે રહેવું જોઈતું હતું.

તેણે કહ્યું, ડાકટર સાહેબ ! આજના નોકરોથી તમે ક્યાં અજાણ્યા છો ? બે મિનિટનું કામ હોય, ત્યાં કલાક કરે. એટલામાં તો મારી છોડીનો જીવ નીકળી જાય ! વળી તેને બહુ તાકીદ કરૂં તો રસ્તામાંથી ગમે તેવા અલફાઉ ડાકટરને તેડી લાવે. તમે જાણો જ છો કે આજે ચાર ડગલાં ચાલ્યાં કે ડાકટરનું પાટીયું મારેલું જ હોય છે. પણ મને બીજા ડાકટરોનો વિશ્વાસ નથી. તમારી હોંશિયારીઆગળ બીજા પાણી ભરે છે; તેથી તમને જ તેડી લાવવાને હું જાતે આવી.

પ્રાણકુમારીનો આ ઉત્તર મને સંતોષકારક જણાયો નહિ. મેં વિચાર્યું કે લલિતાકુમારી જો ખરેખર જ બહુ ગભરાતી હોત તો તેની મા તેને એમ ને એમ ઘેર એકલી મૂકીને આવે નહિ. મને તેડી લાવવાને એક નોકર બસ હતો. તો પણ મેં મારો સંશય પ્રકટ ન કરતાં, કહ્યું કે ચાલો, વસ્ત્ર પહેરીને આવું છું.

હું ઉપર ગયો, અને મારાં વસ્ત્ર પહેર્યાં. યોગિની ઉપર બેઠી હતી. તેને મેં મારૂં બહાર જવાનું કારણ કહ્યું, અને જણાવ્યું કે હું અર્ધા કલાકમાં આવું છું. એટલો વખત આ પુસ્તકો પડ્યાં છે, તેમાંથી તને ફાવે તે વાંચજે. યોગિનીસાથે હું આ પ્રમાણે વાતચીત કરતો હતો એટલામાં તો ડાકટર સાહેબ ! ઝટ કરો, કેટલી વાર, એમ બોલતી પ્રાણકુમારી ઉપર આવી. તેને નીસરણીઉપર ચઢતી જોઈને હું મનમાં ચીડાયો; અને તે પાપને ઉપર આવતું અટકાવવાને મેં મારી લાકડી લીધી અને તરત જ પ્રાણકુમારીની સામે દાદર પાસે ગયો. પણ તેનું ડોકું દાદરઉપર આવી ચુક્યું હતું, અને તેણે યોગિનીને જોઈ લીધી હતી. યોગિની સાથે મારાં લગ્ન થયાં હતાં, એ વાર્તા કોઈ પણ જાણતું ન હતું. મને સર્વે કુંવારો જાણતાં હતાં, અને તેથી પ્રાણકુમારી યોગિનીને જોતાં જ ચમકી. ક્ષણવાર તેની ભમર ચઢી ગઈ. તેના મુખનો રંગ ફરી ગયો. તોપણ એક અક્ષર બોલ્યા વિના તે નીચે ઉતરી. શંકાનો કાંટો તેના હૃદયમાં ભોંકાયો હતો.

દ્વારઆગળ ગાડી રાખી હતી, તેમાં એક અક્ષર બોલ્યા વિના અમે બંને બેઠાં. ગાડી ચાલી. પ્રાણકુમારીથી વધારે વાર મૌન રહેવાયું નહિ. જાણે કંઈ ઓચિંતુ યાદ આવ્યું હોય તેવું ડોળ કરી તે બોલી, અરે ડાકટર સાહેબ ! તમારા મેડાઉપર પેલું કોણ બૈરૂં બેઠું હતું ?

મારો રસોઈઓ ભાનુશંકર થોડા વખતઉપર મારી પાસે આવ્યો હતો. તે સમયે હું અસત્ય બોલ્યો હતો, અને તેથી અસત્ય

કદી પણ ન બોલવા અને સત્ય બોલવા યોગિનીએ જે ઉત્તમ બોધ મને આપ્યો હતો, તે મને તત્કાળ સ્મરણમાં આવ્યો, અને તેથી તેના પ્રશ્નનું ઉત્તર ન આપતાં મેં તેને પૂછ્યું, લલિતાકુમારીએ કાલ રાત્રે શું ખાધું હતું? કંઈક ભારે પદાર્થ ખાવાથી તેને અજીર્ણ થયું હશે, એમ મને લાગે છે.

તેણે કહ્યું, અરે એ બચારીથી ખવાય છે શું, તે ભારે પદાર્થ ખાય! તેનો આહાર કેટલો સૂક્ષ્મ છે! તમે તે દિવસ ઓછું ખાવાની સલાહ આપી હતી, ત્યારથી, બાપડી પેટ ભરીને ખાતી પણ નથી.

ઉત્તરમાં મેં 'ઘણું સારૂ' કહ્યું અને પાછું મૌન ગ્રહ્યું. પોતાના પ્રથમ પ્રશ્નનો ઉત્તર ન મળેલો હોવાથી જરા રહીને પાછી તે બોલી, અરે ડાક્ટર! તમારા મેડાઉપર પેલી બૈરી કંઈ દવા લેવા આવી હતી? મારે ત્યાં આવવાનું થવાથી ઉતાવળમાં તે બચારીની હકીકત સાંભળવાની રહી તો નથી ગઈ?

તેના એ પ્રશ્નમાંથી મેં છેલ્લા જ પ્રશ્નનું ઉત્તર આપ્યું કે ના.

તેણે વળી પૂછ્યું, ડાક્ટર! એને બચારીને શો રોગ છે? એ બચારી લપાઈને એક ખુણામાં બેશી રહી હતી તેથી મને એમ લાગે છે કે એને પગે કંઈ વા આવ્યો હશે.

મારા ખાનગી વ્યવહારમાં માથું ઘાલવાનો તેનો એવો ભારે અવિવેક જોઈ મને ઘણો ક્રોધ ચઢ્યો, અને તેને દાબી રાખવાનો પ્રયત્ન કરતાં છતાં પણ મારા મુખમાં અને વાણીમાં તે સ્વલ્પ અંશે પણ પ્રકટ થયા વિના રહ્યો નહિ. મેં કહ્યું, એને વા નથી આવ્યો, પણ કદાચ એને શરદી થઈ હશે. તેણે પુછ્યું, હેં ડાક્ટર સાહેબ! શું ખાવાથી એને શરદી થઈ છે? મેં કહ્યું રાત્રે વરસાદમાં ફરવાથી. તેણે કહ્યું, શું આવી જુવાન છોકરી એકલી રાત્રે રસ્તામાં રખડે છે? મેં કહ્યું, તે એકલી નહોતી; હું તેની સાથે હતો. તેણે પૂછ્યું, તમારે તેની સોબત ક્યાંથી થઈ? મેં કહ્યું, તે નિરાધાર છે, અને મારાં રક્ષણતળે મૂકાઈ છે. તેણે પૂછ્યું, તે કયી જ્ઞાતિની છે? મેં કહ્યું, તે મારી જં જ્ઞાતિની છે. તેણે પૂછ્યું, તે પરણેલી છે કે કુંવારી, અને કુંવારી હોય તો તેના વિવાહની તજવીજ તમે જ કરવાના હશો?

હું તેના ઉપરાઉપરી થતા પ્રશ્નોથી કંટાળી ગયો હતો. આ પ્રશ્નો પૂછવામાં તેનો શો હેતુ હતો, તેનું ઘણું ખરૂં અનુમાન મને થઈ ગયું હતું, તોપણ મેં ક્રોધને બહાર પ્રકટ ન કરતાં શાંતિને ધારણ કરી, અને કહ્યું કે હા, એ સર્વ વ્યવસ્થા મારા જ સ્વાધીનમાં છે. પણ આવા વ્યર્થ પ્રશ્નો તમારે શું કરવા, કરવા પડે છે?

તેણે કહ્યું, અરે ડાક્ટર સાહેબ! મારી લલિતાના અંતઃકરણની ખરી વાત જો તમે જાણતા હોત, તો તે બિચારીના ઉપર તમને અપાર કરુણા આવ્યાવિના રહેત જ નહિ. તે વિધવા છે, એ તમે જાણો જ છો, અને એક વિધવાને દુઃખના દરીયામાંથી ઉગારવી એનાથી વધારે ચઢતું પરોપકારનું કામ આપણા સુધારાવાળા બીજું એકે ગણતા નથી.

હું અકળાઈને બોલી ઉઠ્યો, પણ આપણી વાતને આ સાથે શો સંબંધ છે? તે બોલી, ડાક્ટર! તમે વચ્ચે બોલ્યાવિના એક વાર મારૂં કહેવાનું પૂરેપૂરૂં સાંભળો. હું જાણું છું કે તમે હિંમતવાળા છો. જુના વિચારો અને વહેમના કટ્ટા શત્રુ છો. વિધવાવિવાહથી દેશની ચઢતી થાય છે, એવું માનો છો, અને તેથી વિધવાવિવાહના કામમાં તન મન અને ધનની મદદ કરનારા છો.

મારાથી હવે બોલ્યાવિના રહેવાયું નહિ, અને તેથી બોલ્યો, પણ પ્રાણકુમારી! મારો વિચાર—

મને બોલતો અટકાવીને તે બોલી, હું તમારૂ કહેવું સમજી ગઈ છું. મારી લલિતાસાથે તમારૂં લગ્ન થાય તેમાં તમને એક જ અડચણ આવે છે, અને તે એ કે તમે હજી જોઈએ તેટલું કમાતા થયા નથી, પણ તેની ચિંતા કરશો નહિ. લલિતાસાથે લગ્ન થતાં ફરીને તમારે કમાવાની કાળજી મટી જશે. કેમ, તમારો વિચાર હું કેવો સમજી ગઈ? આમ બોલી તે પરાણે ખડખડ હસી.

મારો પિત્તો ઉછળી આવ્યો, અને આ નકામી કચકચ કરતી અવિવેકી સ્ત્રીને યોગ્ય ઉત્તર આપવા જતો હતો, એટલામાં યોગિનીની શાંત મનોહર આકૃતિ મને સ્મરણમાં આવી. પોતાને અપ્રિય પ્રસંગમાં પણ યોગિની ક્રોધ ન કરતાં કેવી શાંત રહી હતી, અને મારી સાથે પ્રેમથી વાત કરી મારી ભૂલ ટાળવા કેવી લાગણીથી પ્રયત્ન કર્યો હતો! યોગિનીને માટે લાયક થવાને મારે પણ તેના જેવું જ અંતઃકરણ કરવું જોઈએ. આ સ્ત્રી અજ્ઞાન છે, અયોગ્ય વિચારવાળા મનુષ્યોના સહવાસમાં ઉછરી છે, અને તેથી તેની મતિ અયોગ્ય વિચારોને યોગ્ય ગણે છે. એ જાતે ક્રોધને પાત્ર નથી, પણ તેના વિચારો ક્રોધને પાત્ર છે. વિવેકી મનુષ્યે આ જગત્‌માં અજ્ઞાની–ઉપર ક્રોધ કરવો યોગ્ય નથી, પણ ક્રોધ કરવો યોગ્ય હોય તો અજ્ઞાન-ઉપર માત્ર ક્રોધ કરવો યોગ્ય છે. આ વગેરે વિચારો મારા અંતઃકરણમાં સ્ફુરતાં કંઠના ઉપર આવેલા શબ્દોને મેં રોકી રાખ્યા, અને હું મૌન રહ્યો.

મને મૌન રહેલો જોઈને મેં તેનું કહેવું અંગીકાર કર્યું છે, એમ માની ઉત્સાહમાં આવી તેણે પુનઃ બોલવા માંડયુંઃ 'મેં છાની-છપની તપાસ કરી જાણી લીધું છે કે તમે હજી કુંવારા છો, તેમ જ તમારી પૈસાની સ્થિતિ સારી નથી. તમે વિલાયત જઈ આવેલા હોવાથી તમારી જ્ઞાતિનો કોઈપણ કુળવાન્ ગૃહસ્થ તમને કન્યા આપે એવો સંભવ નથી. મારી લલિતા અનુપમ રૂપગુણવાળી છે. તે તમને ખરા અંતઃકરણથી ચાહે છે. તમારૂં નામ એક પળવાર પણ તે મૂકતી નથી. એની સાથે લગ્ન કરવાથી હાલ તરત હું તમને મારી મિલ્કતમાંથી પચીસ હજાર રૂપીયા આપીશ. અને મારા મૃત્યુ પછી મારી સર્વ મિલ્કત મારી લલિતાની જ હોવાથી તે પણ તમને જ મળશે. લલિતાસાથે લગ્ન કરવાથી તમારી પ્રતિષ્ઠા અત્યંત વધશે. સુધારાના ઇતિહાસમાં તમારૂં નામ સોનાને અક્ષરે લખાશે, એટલું જ નહિ, પણ હિંદુસ્તાનની કરોડો દુઃખીયારી વિધવાઓનો તમે આશી-ર્વાદ મેળવશો. માટે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે ગંગામાં મુખ ધોવા જવા જેવી ગાંડાઈ કરવી તમારા જેવા બુદ્ધિવાળાને ઘટતી નથી. રાવસાહેબની પણ આમાં પૂરેપૂરી મદદ છે, એટલું જ નહિ, પણ આ લગ્નથી તમારી સુધારાવાળાઓમાં નામના થઈ જવાથી તમારી ઘરાકી પણ પારવિનાની વધશે.'

આખરે તે બોલતી બંધ રહી. હું શું બોલું છું, તે સાંભળવાને તે ટમટમી રહી. મારા હૃદયમાં સેંકડો વિચારો ઉછાળા મારી રહ્યા હતા. એક ક્ષણે વિધવાવિવાહ એ અનેક અનર્થનું મૂળ છે, એમ સિદ્ધ કરવા વૃત્તિમાં વેગ ઉઠતો, તો અન્ય ક્ષણે મને ફસાવવાને તેણે જે લાલચની જાળ પાથરી હતી, તેને બળવાન્ કારણોની કાતરથી કાતરીને ટુકડે ટુકડા કરી નાંખવાનો વેગ થઈ આવતો. એક ક્ષણે લલિતાની શુષ્ક, નિસ્તેજ, તથા વિષયેચ્છાથી વ્યાકુળ આકૃતિ મારી દૃષ્ટિસમીપ તરી આવતી, તો અન્ય ક્ષણે યોગિનીની સુરમ્ય, મહા-તેજસ્વી, તથા પ્રશાંત મુખમુદ્રા મારી આંતર દૃષ્ટિસમીપ સ્થિર થઈ, મને અપૂર્વ શાંતિનું ભાન કરાવતી. ક્યાં યોગિની અને ક્યાં લલિતા! ક્યાં કાંકરો, અને ક્યાં ચિંતામણિ! ક્યાં બાવળીયો અને ક્યાં સુર-તરુ! મારા કરતાં પાંચ સાત વર્ષે મોટી એક સ્ત્રીની સાથે અને તે પણ એક વિધવાસાથે મારૂં લગ્ન કરવાનો વિચારમાત્ર મારા હૃદયને કંપાવી નાંખવાને બસ હતો.

યોગિનીસાથે મારૂં લગ્ન થઈ ગયું છે, એમ સ્પષ્ટ કહી દઈને આ વાતને મૂળમાંથી કાપી નાંખવા મને વૃત્તિ થઈ આવી; પણ વળી મારી ગુપ્ત વાત આવી સદ્વિચારશૂન્ય સ્ત્રીને કહેવી એ ઉચિત નથી,

એમ મને જણાયું, તેથી મૌનને જ ધારણ કરવું મેં યોગ્ય ગણ્યું.

હું આ નિશ્ચયઉપર આવ્યો, એટલામાં **પ્રાણકુમારીનું** ઘર આવવાથી ગાડી ઉભી રહી. ગાડીવાને બારણું ઉઘાડયું, અને અમે નીચે ઉતર્યા. એટલે ચઢતાં **પ્રાણકુમારીએ** મારો હાથ પકડીને બીજું કોઈ ન સાંભળી શકે એવી રીતે ધીરેથી કહ્યું, ડાકટર સાહેબ ! આપણે આ નક્કી કરેલાં લગ્નસંબંધી, જોજો ! **લલિતાને** કહી દેતા.

હું ઉત્તર આપવા જતો હતો એટલામાં **પ્રાણકુમારીનો** નોકર આવવાથી હું બોલતો બંધ રહ્યો. **પ્રાણકુમારીએ** તેને કહ્યું, **રામા** ! ડાકટર સાહેબને બહેનપાસે લઈ જા. હું ચાહાની તજવીજ કરીને આવું છું. ડાકટર સાહેબને બહેનપાસે બેસાડી તું તરત પાછો આવજે, મારે તારૂં કામ છે.

**લલિતાકુમારી** જ્યાં સુતી હતી તે ખંડ મને બતાવીને **રામો** જતો રહ્યો. તે ઓરડો વિશાળ હતો, તથા અંગ્રેજી ફેશનથી મનોહર રીતે શણગાર્યો હતો. કોચ, ખુરશીઓ, આરામ ખુરશીઓ, ટેબલ વગેરે વ્યવસ્થાથી ગોઠવેલાં હતાં. બારી તથા બારણાંઉપર પડદા નાંખી દીધા હતા. સ્થળે સ્થળે વિવિધ વિલાયતી છોડનાં કુંડાં ગોઠવી દીધાં હતાં. ભીંતોઉપર વિધવિધ પ્રકારની નાની મોટી છબીઓ તથા ચિત્રો લટકાવ્યાં હતાં. સ્વલ્પમાં અજાણ્યા જોનારનાં નેત્ર ઝંખવાઈ જાય એવો તે ખંડનો ભભકો હતો. હું અંદર પ્રવેશ્યો, અને **લલિતાકુમારી** ક્યાં હશે તે જોવા લાગ્યો. એટલામાં એક પડદા પાછળથી કોઈ માંદા માણસના જેવો સ્વર આવ્યોઃ ડાકટર સાહેબ ! અહિં પધારો.

પડદા પાછળ એક સુશોભિત પલંગમાં **લલિતાકુમારી** સુતી હતી. વિધવા થયા છતાં, તેની માતાએ તેનો સુવાસિનીનો વેષ ઉતરાવ્યો ન હતો, તેથી અજાણ્યા માણસને તે વિધવા હશે, એવું ભાન થાય તેમ ન હતું.

પલંગપાસે પડેલી ખુરશીપર હું બેઠો, અને તેને પૂછ્યું, કેમ **લલિતાકુમારી** ! શું થયું છે ? લાવો જોઉં નાડી.

નેત્રનો તથા મુખનો વિલક્ષણ ભાવ કરતાં તેણે કહ્યું, તમે પધાર્યા એટલે હવે રોગ ક્યાં ઉભો રહે એમ છે ? દીવો ન હોય ત્યાં સુધી અંધારૂં રહે છે. આમ બોલી જાણે લજ્જા પામતી હોય તેમ તેણે નેત્ર નીચાં ઢાળ્યાં.

મેં તેના શબ્દોઉપર ધ્યાન ન આપતાં, તેની નાડી જોવા મારો હાથ લાંબો કર્યો, પણ મને નાડી બતાવવાને બદલે તેણે ઉલટો મારો હાથ પકડયો, અને શય્યામાંથી બેઠી થવાને મારા હાથની મદદ માગતી હોય તેવું ડોળ કર્યું. તેના સ્પર્શથી મને કંટાળો ઉપજ્યો, તો

પણ મેં વૃત્તિને રોકી યુક્તિથી તેની નાડી તપાસાય તેમ તેનો હાથ પકડ્યો. નાડી બરાબર ચાલતી હતી. ખાસ વિક્રિયા જણાવે એવું કશું જ ન હતું. મેં કહ્યું, તમને સામાન્ય નબળાઈવિના બીજો કશો રોગ જણાતો નથી. મને નકામો શું કરવા શ્રમ આપ્યો ?

તેણે કહ્યું, અત્યાર સુધી મને પારવિનાની બેચેની હતી, તથા પેટમાં કંઈ કંઈ થયા કરતું હતું. તમે આવ્યા ને તમને જોયા કે બધી બેચેની કોણ જાણે ક્યાં જતી રહી ! આ શબ્દો બોલી વળી તેણે નેત્રનો વિલક્ષણ ભાવ મારાપ્રતિ કર્યો.

જાણે કશું જ સમજતો ન હોઉં તેમ મેં તે પ્રતિ લક્ષ ન આપતાં, મારી ઔષધોની બૅગ ઉઘાડી. તેમાંથી હોમીયોપથીની ગોળીઓની એક નાની શીશી કાઢી, અને તેને કેવી રીતે લેવી, તે સમજાવ્યુ. આ ઔષધ લેવાથી તમને હવે બેચેની નહિ જણાય, એમ બોલી હું ઉભો થયો.

તેણે મારો હાથ પકડ્યો, અને બોલી, એટલામાં જાઓ છો શું ? થોડી વાર બેસો તો ખરા. તમારા પાસે રહેવાથી મને બહુ સારૂં લાગે છે ?

મેં ગંભીરતાથી કહ્યું, હા, પણ મારે બીજા રોગીઓ છે. તેઓ મારે ત્યાં મારી વાટ જોઈને બેશી રહ્યા હશે, અને તેથી મારાથી એક ક્ષણવાર પણ બેશી શકાય એમ નથી, એમ બોલી મેં ચાલવા માંડ્યું. તેણે એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો, અને બોલી, તમને આવા કઠોર દિલના નહોતા જાણ્યા.

હું ક્ષણવાર ઉભો રહ્યો. અને બોલ્યો, લલિતાકુમારી ! તમારે સમજવું જોઈએ કે ડાક્ટરો દરેક રોગીની પાસે એકેક કલાક તેને સંતોષ ઉપજાવવા માટે બેશી રહે, તો પછી તેનો ધંધો શી રીતે ચાલે ! તેથી ક્ષમા કરો. મેં આપેલી દવાથી તમને તરત આરામ થઈ જશે. આમ બોલી હું ત્વરાથી ઓરડાની બહાર નીકળ્યો. દ્વારઆગળ જ પ્રાણકુમારી મને મળી. મને જોઈને તે હસીને બોલી, કેમ બધું નક્કી થઈ ગયું ? મેં કહ્યું, નક્કી કરવા જેવું કશું હતું જ નહિ. તમારી પુત્રીને સહજ બેચેની હતી, તે મેં આપેલી દવાથી અર્ધા કલાકમાં મટી જશે. હવે મને પાછો બોલાવવાનો શ્રમ લેશો નહિ. તમારા નોકરને મોકલવાથી દવા જોઈતી હશે તો મળી શકશે. એમ બોલી મેં ચાલવા માંડ્યું. મને ચાહા પીવા માટે રોકવા તેણે બહુ પ્રયત્ન કર્યો, પણ મેં તે સ્વીકાર્યો નહિ. જતાં જતાં તેના મુખઉપરથી મને જણાયું કે તે મારા ઉપર અત્યંત ક્રોધાયમાન થઈ હતી.

---

પ્રકરણ ૭.

## દિવ્ય શ્રોત્ર.



અલ્પ સમયમાં હું ઘેર આવ્યો. નીચે દવાખાનામાં કેટલાક રોગીઓ બેઠા હતા. તેમને સત્વર ઔષધ આપીને હું ઉપર આવ્યો. દ્વાર બંધ હતું. ઠોકવાથી યોગિનીએ તે ઉઘાડયું. તેનું મુખ ગંભીર તથા પ્રશાંત ભાસતું હતું. નેત્રમાં વિલક્ષણ ખુમારી હતી. મેં પૂછ્યું, યોગિની ! શું તું ઉંઘી ગઈ હતી ? તેણે ઉત્તર આપ્યું, ના. મેં પૂછ્યું, હું બહાર જઈ આવ્યો, એટલા વખતમાં તેં અહિં બેઠા બેઠા શું કર્યું ? તેણે કહ્યું, આરંભમાં તો આ પડેલાં પુસ્તકોમાંથી કંઈક વાંચુ, એમ મને વૃત્તિ થઈ, પણ પછી મને આપણે સવારમાં થયેલી વાર્તા સ્મરણમાં આવી. તમે મને ટોપીવાળાએ બનાવેલાં બિસ્કીટ કેમ ન ખાવાં, તથા તે ખાવાથી બુદ્ધિ મલિન થવાનું કારણ શું, તે પૂછ્યુ હતું તે કારણ હું તમને કહી શકી ન હતી, તેથી ગુરુને પૂછી તે કારણ જાણી તમને કહ્યું હોય તો સારૂ, કે જેથી તમે ફરીને બિસ્કીટ ન ખાઓ, એવો વિચાર મને થઈ આવ્યો, અને તેથી તે પૂછવાના કાર્યમાં હું રોકાઈ હતી.

હું આતુરતાથી બોલ્યો, શું ગુરુને તેં તે કારણ પૂછ્યું ?

તેણે કહ્યું, હા.

મેં પૂછ્યું, શું ગુરુ અહિં આવ્યા હતા ?

તે બોલી, ના, ગુરુ મને પ્રત્યક્ષ જણાયા નથી, તો પણ મારા પ્રશ્નનું ઉત્તર તેમણે મને આપ્યું છે.

હું આશ્ચર્યથી બોલ્યો, યોગિની ! તું શું કહે છે તે હું સમજી શકતો નથી. તુ કહે છે કે ગુરુ અહિં આવ્યા નથી, તો પછી તારા પ્રશ્નનું ઉત્તર તને કોણે આપ્યું ?

તે બોલી, ગુરુએ પોતે જ મને કૃપા કરી ઉત્તર આપ્યું છે. ગુરુ પ્રત્યક્ષ થયાવિના પણ મને જે કહેવું હોય તે કહી શકે છે. પૂર્વે ગુરુએ જ્યારે દેહ ત્યજ્યો ન હતો, અને તેમના કોઈ કાર્યનિમિત્તે મને ઘરમાં એકલી મૂકી જ્યારે જ્યારે તે પાંચ દશ દિવસ અથવા વધારે સમય બહાર રહેતા, ત્યારે પણ મારે કંઈ તેમને પૂછવું હોય તો હું ઘરમાં બેઠી બેઠી જ પૂછતી, અને તેનું મને ઉત્તર ગુરુ જ્યાં હોય ત્યાંથી આપતા. તેમને પણ મને કંઈ કહેવું હોય ત્યારે ગમે ત્યાં તેઓ હોય ત્યાંથી કહેતા. એક વખતે તેમનો કોઈ શિષ્ય તેમનાં દર્શન

કરવા સેતુબંધ રામેશ્વરથી આવ્યો હતો. ગુરુનાં તેને પંદર વર્ષપૂર્વે દર્શન થયાં હશે. તે સમયે ગુરુ હાલ અમે જે ઘરમાં રહેતાં ત્યાં રહેતા ન હતા; પણ અન્ય સ્થળે રહેતા. તે સ્થળે ગુરુની તેણે બહુ તપાસ કરી, પણ કશો પત્તો લાગ્યો નહિ. આ સમયે ગુરુ હિમાલયમાં ગયા હતા, તેમણે તે વાત ત્યાંથી જાણી અને તત્કાલ મને તે સ્થળથી કહ્યું કે યોગિની! અમુક સ્થળે જા, અને અમુક વેષનો અમુક પુરુષ છે, તેને જણાવ કે હું હાલ હિમાલયમાં છું, તે બે દિવસપછી આવીને તમને મળીશ ત્યાં સુધી તમે આ નગરમાં ગમે ત્યાં રહો. આ પ્રમાણે અનેક પ્રસંગે ગુરુ ગમે ત્યાંથી મને કહેવાનું હોય તે કહેતા, અને હું પણ મારે પૂછવાનું હોય તે પૂછતી.

તેની આ વાર્તા સાંભળી મને આશ્ચર્ય થયું. દૂરથી વાતો કરવાની શક્તિ પૂર્વના યોગીઓમાં હતી, એવી વાતો મેં સાંભળી હતી, પરંતુ તે સાચી જ હશે, એવો મને વિશ્વાસ બંધાયો ન હતો. મેં ઈતિહાસમાં વાંચ્યું હતું કે ૧૮૫૭ ના બંડમાં દિલ્લીમાં કે કાનપુરમાં કે મીરતમાં બંડખોર સેનામાં જે કાંઈ બનતું, તથા અંગ્રેજોની જ્યારે જ્યારે કતલ થતી ત્યારે ત્યારે કલકત્તાના બજારમાં તે જ દિવસે લોકો તે સંબંધી વાતો કરતા, પરંતુ સરકારી અમલદારો તે વિષે કશું જ જાણતા ન હતા. કેટલેક દિવસે અમલદારોને જ્યારે ખાસ કાસદો-મારફતે તે વિષેનાં પત્રો મળતાં ત્યારે જ તેઓ બનેલા પ્રસંગોને જાણતા, અને તેથી તેઓને અત્યંત આશ્ચર્ય થતું હતું કે દેશી લોકોએ ઘણા દિવસઅગાઉ આ વાર્તા શી રીતે જાણી હશે. દેશીઓ કયા સાધનવડે આ સર્વ, તે ને તે જ દિવસે જાણી જતા, એ સંબંધમાં હજી પણ ઘણા અંગ્રેજોને મોટો ભેદ છે, પરંતુ આ યોગિની કહે છે તેમ હજારો ગાઉથી જો એક મનુષ્ય બીજા મનુષ્યસાથે બહારના કોઈપણ સાધનવિના વાત કરી શકવાની શક્તિ ધરાવતું હોય તો તો સત્તાવનના બળવામાં કલકત્તાના દેશીઓને દિલ્હીમાં કે કાનપુરમાં બનેલા પ્રસંગો તે ને તે જ દિવસે જાણી જવાનો ભેદ ખુલ્લો થાય છે. આ વગેરે વિચારો કરી, યોગિની પોતાના ગુરુસાથે શી રીતે વાતો કરે છે, તે જાણવાની જિજ્ઞાસાથી મેં તેને પૂછ્યું, યોગિનિ! ગુરુને તારે કંઈ પૂછવું હોય તો તુ કયી યુક્તિથી પૂછે છે? તેણે ઉત્તર આપ્યું, એ કળા ગુરુએ જ મને શીખવી છે. પ્રથમ તો મને તે બહુ કઠિન જણાઈ, પરંતુ ગુરુએ મને કહ્યું હતું કે આગ્રહથી પ્રયત્ન કર્યા કરવાથી તે તને સિદ્ધ થશે જ, તેથી મેં પ્રયત્ન કર્યા કર્યો, અને થોડા દિવસમાં તે મને સિદ્ધ થઈ ગઈ.

હું બોલ્યો, તને કહેવાને અડચણ ન હોય તો તે કળા તું મને શીખવીશ?

તે બોલી, એમાં ન કહેવા જેવું કશું જ નથી. ગુરુ ઉદારતાથી જ્યાં ત્યાં જ્ઞાનનું દાન કરતા, અને ઘણીવાર કહેતા કે આ જગત્માં જ્ઞાનના સમાન શ્રેષ્ઠ દાન બીજું એકે નથી, તેથી મનુષ્યે જ્ઞાનની આતુરતાવાળાને જ્ઞાન આપવામાં કદી પણ સંકોચ ધરવો નહિ. દૂરનાં મનુષ્યોસાથે વાત કરવાની આ કળા બહુ જ સરળ છે. અભ્યાસ ન કરનારને તે કઠિન જણાય, પણ અભ્યાસવડે તે સહજ સાધ્ય થાય છે. મારી શક્તિપ્રમાણે, સાંભળો, હું તે તમને સમજાવું છું.

(ગુરુએ મને કહ્યું હતું કે હું બીજે સ્થળે ગયો હોઉં, અને મારી સાથે તારે વાત કરવી હોય તો એકાંત સ્થળમાં નેત્ર બંધ કરીને બેસજે. ઇંદ્રિયો તથા મન બહારના વિષયોમાં ખેંચાઈ જાય, એવી ગડબડવાળી જગાએ બેસીશ નહિ. શરીરને જરા પણ શ્રમ ન જણાય એવી સ્થિતિમાં બેસજે. મતલબ કે ટટાર બેસવાથી કે એવી જ કોઈ સ્થિતિમાં થોડી વાર બેશી રહેવાથી વાંસો કે શરીરના બીજા અવયવ દુઃખે છે અને તેથી મન શરીરના તે અવયવતરફ ખેંચાઈ જાય છે. માટે સુખ ઉપજે એવી શરીરની સ્થિતિમાં સર્વ અવયવોને શિથિલ કરીને બેસજે, અથવા બેસવું ન ફાવે તો સુજે. પછી મારા તરફ એકાગ્ર વૃત્તિ કરીને મનને નાખજે. મારા વિના બીજા કશામાં મનને એક ક્ષણ પણ જવા દઈશ નહિ. અને આ પ્રમાણે ખુબ એકાગ્ર થઈને પછી મને જે કહેવું હોય તે મનથી સ્પષ્ટ શબ્દોમાં કહેજે. પા કલાક અથવા વિશ મિનિટ આ પ્રમાણે મારામાં એક-ચિત્ત થઈ કલ્પ્યા કરજે, અને હું જ્યાં હઈશ ત્યાં તું જે કહીશ તે સાંભળીશ.)

મેં પૂછ્યું, પ્રત્યેક પ્રસંગે આ પ્રમાણે માનસિક સંદેશો મોકલતાં તને વિશ મિનિટ થાય છે?

તેણે કહ્યું, ના, પ્રથમ મને ઘણો વખત લાગતો. આરંભમાં મારૂં મન ગુરુની મૂર્તિમાં સ્થિર નહોતું રહેતું; અને તેથી ગુરુને મારો સંદેશો વિલંબે પહોંચતો. પણ પછી અભ્યાસ થતાં થોડી જ વારમાં મારૂં મન એકાગ્ર થતું, અને તત્કાળ ગુરુ મારે કહેવાનું જાણી જતા.

મેં પૂછ્યું, પણ ગુરુને તને કંઈ કહેવું હોય તો શી રીતે કહેતા?

તે બોલી, ગુરુ તો મહા સમર્થ છે. તેમને કંઈ મારી પેઠે એકાગ્રતા કરવાનો પ્રયત્ન કરવો પડતો નથી. તે તો જેમાં વૃત્તિને જોડે તેમાં તરત એકાગ્ર થવાના અદ્ભુત સામર્થ્યવાળા છે. ઉભા હોય, બેઠા હોય, ચાલતા હોય, કે બીજા સાથે વાતો કરતા હોય, ગમે તેવી સ્થિતિમાં હોય ત્યાંથી તેઓ મને જે કહેવાનું હોય તે કહેતા.

મેં પૂછ્યું, તું ગમે તે કામ કરતી હોય ત્યાં તને શી રીતે સમજાતું કે ગુરુએ આ સંદેશો મોકલ્યો ?

તેણે કહ્યું, આરંભમાં મને જરા ભ્રાંતિ પડતી. પણ હવે તો ગુરુના આદેશને હું સ્પષ્ટ રીતે ઓળખી શકું છું. ગુરુનો આદેશ આવતાં જ વીજળીના ચમકારાની પેઠે મારા હૃદયમાં ભાન થાય છે. હું જે વિચારો કરતી હોઉં છું તેમાં એકદમ ગુરુનો આદેશ વિદ્યુત્‌ના ઝબકારાની પેઠે સ્ફુરે છે; અને મારૂં ધ્યાન તેના તરફ ખેંચાઈ હું તેને બરાબર ગ્રહણ કરૂં છું ત્યાં સુધી વારંવાર જાણે મને કોઈ ટોચતું હોય તેમ ટોચ્યા કરે છે. આ વાત એવી છે કે સામા મનુષ્યને શબ્દથી તે સમજાવી શકાતી નથી. અનુભવથી જ તેનું સ્વરૂપ જેવું છે તેવું સમજાય છે.

મેં પૂછ્યું, આ રીતે આપણા મનમાં એકાગ્ર થઈને કોઈ વાત સામા માણસને કહેવાથી, તે સામા માણસ સુધી તે વાત જવામાં શું કારણ છે, એ તેં ગુરુને પૂછ્યું હતું ?

તે બોલી, મેં તો પૂછ્યું નહોતું, પણ પેલા સેતુબંધ રામેશ્વરથી આવેલા મનુષ્યે ગુરુ જ્યારે હિમાલયથી આવ્યા, અને તેને મળ્યા, અને બધી વાતચિત થઈ ત્યારે ગુરુને પૂછ્યું હતું કે આ કન્યાને તમે તમારો સંદેશો જણાવ્યો, અને તેણે તે સાંભળી મને કહ્યો, પરંતુ એટલે દૂરથી તે આ કન્યાને શી રીતે સંભળાયો. તે સમયે ગુરુએ તેને સમાધાન આપ્યું હતું, અને હું પાસે હોવાથી મારા સાંભળવામાં તે આવ્યું હતું, તેમાંથી મને જેટલું સ્મરણમાં છે તે હું તમને કહું છું. ગુરુએ કહ્યું હતું કે એક મનુષ્ય બીજા મનુષ્યસાથે વાત કરે છે, ત્યારે તેના બોલેલા શબ્દો તેને સંભળાવાનું કારણ એ છે કે બોલવાની ક્રિયાથી, જેમ પાણીમાં કાંકરો નાંખવાથી પાણીમાં મોજાં થાય છે, તેમ હવામાં વાયુનાં મોજાં થાય છે, અને તે મોજાં કાનને અથડાવાથી, આપણને શબ્દ સાંભળવામાં આવે છે. આ વાયુ જેમ બધે ભરી રહ્યો છે, તેમ આકાશ નામનું એક સૂક્ષ્મ તત્ત્વ પણ બધે વ્યાપી રહ્યું છે. આપણા શરીરમાં પણ તે વ્યાપી રહ્યું છે. એ તત્ત્વમાં જ્યારે આપણે કોઈ માનસિક વિચાર કરીએ છીએ ત્યારે મોજાં થાય છે, અને તે ચારે બાજુએ ફેલાય છે. (એકાગ્ર થઈને જ્યારે કોઈ મનુષ્ય કોઈ વિચાર કરે છે, ત્યારે તે વિચારનું મોજું બહુ બળવાળું થાય છે, અને તેને પછી જે દિશામાં મોકલે છે ત્યાં તે બહુ વેગથી જાય છે. આ પ્રમાણે વિચારનાં એકાગ્રતાપૂર્વક વેગથી મોકલેલાં મોજાં સામા મનુષ્યના અંતઃકરણમાં આવીને અથડાય છે.)

અને તેથી સામા માણુસને અમુક મનુષ્ય શું કહે છે તે સમજાય છે. વળી જેમ આપણે જ્યારે........

છેલ્લું વાક્ય પૂરૂં થયા પહેલાં યોગિની અટકી ગઈ. તેના શબ્દો હું ધ્યાન દઈને સાંભળતો હતો તેથી તેના મુખના ભાવપ્રતિ મારી દૃષ્ટિ સ્થપાઈ ન હતી. પરંતુ તેને એકદમ વાત કરતાં અટકેલી જોઈને મેં તેના સામું જોયું. તેનાં નેત્ર મીંચેલાં હતાં, તથા તેનું મન ઉંડાણુમાં ઉતરી ગયું હોય એમ જણાતું હતું. મેં પૂછ્યું, યોગિની ! તું કેમ બોલતી બંધ થઈ ? તું શા વિચાર કરે છે ? મને ઉત્તર મળ્યું નહિ. મને ભ્રાંતિ થઈ કે તેને મૂર્છા તો નહિ આવી હોય ! પણુ મૂર્છાનું તેના મુખઉપર કશું ચિહ્ન હતું નહિ. મારે શું કરવું, એવા વિચારમાં હું હતો, એટલામાં તેણે નેત્ર ઉઘાડયાં, અને સાવધાન થઈ મારાપ્રતિ જોયું. મેં પૂછ્યું, કેમ તને શું થયું હતું ? તેણે ઉત્તર આપ્યું, મને કંઈ જ થયું નથી; પણુ હું તમારી સાથે વાત કરતી હતી, એટલામાં મને ગુરુતરફથી કંઈક સંદેશો આવતો હોય એવો ચમકારો થયો. તેથી તે ગ્રહણ કરવા મેં વાત બંધ કરી, ગુરુપ્રતિ વૃત્તિ સ્થાપી હતી. પણુ મને કહો કે તમે શરીરશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે તો તેમાં 'પિનીયલ ગ્લેન્ડ' (Pineal gland) એવો કોઈ શબ્દ આવે છે ?

'પિનીયલ ગ્લેન્ડ' એ શબ્દ આ અગીઆર વર્ષની બાળાના મુખથી સાંભળી હું ચકિત થઈ ગયો. આટલી નાની બાળાએ આ શબ્દ ક્યાં સાંભળ્યો ! આ ચાલતી વાતમાં એ શબ્દનું શું પ્રયોજન, વગેરે અનેક વિચારો ઉપરાઉપરી મને આવવા લાગ્યા. મને કશો ઉત્તર ન આપતો જોઈને તે પુનઃ બોલી, કેમ 'પિનીયલ ગ્લેન્ડ' એ શબ્દ તમે નથી સાંભળ્યો ?

મેં કહ્યું, હા સાંભળ્યો છે. મૂર્ધ અથવા યોગશાસ્ત્ર જેને બ્રહ્મરંધ્ર કહે છે, તેની નિકટના પ્રદેશમાં એ એક નાની માંસમય ગ્રંથિ છે. પણુ એ શબ્દસાથે આપણી વાર્તાને શો સંબંધ ?

તેણે કહ્યું, હું તમને દૂરના માણસસાથે કોઇપણુ બહારના સાધનવિના વાત થવી કેવી રીતે શક્ય છે, એ સંબંધમાં ગુરુએ આપેલું સમાધાન કહેતી હતી, એટલામાં 'પિનીયલ ગ્લેન્ડ' 'પિનીયલ ગ્લેન્ડ' એવા શબ્દો વીજળીના ચમકારાની પેઠે મારા મગજમાં અથડાવા લાગ્યા. આથી મેં નેત્ર બંધ કર્યાં, અને વૃત્તિ ગુરુસંમુખ સ્થાપી. તરત જ ગુરુએ મને નીચેપ્રમાણે તમને કહેવાનું કહ્યું. 'જેમ તારનો સંદેશો એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવા માટે માર્ગમાં

તારનાં દોરડાં નાંખ્યાં હોય છે, તેમ એક મનુષ્યનો માનસિક સંદેશો બીજા મનુષ્યને પહોંચાડવા માટે માર્ગમાં આકાશ નામનું તત્ત્વ જેને હાલનું સાયન્સ 'ઇથિર' કહે છે, તે તારના દોરડારૂપ છે. તાર ઓફીસોમાં સંદેશો મૂકવા તથા લેવા જેમ એક સોય હોય છે, અને તેને હલાવવાથી જેમ સંદેશા મૂકાય છે તથા ગ્રહણ કરાય છે, તેમ મનુષ્યના માથામાં 'પિનીયલ ગ્લેન્ડ' નામની એક માંસલગ્રંથિ છે, તેની સાથે 'ઇથિર' નાં મોજાં અથડાવાથી તે ગતિમાન્ થાય છે, અને તેથી મનુષ્યને જે સંદેશો આવ્યો હોય છે, તેનું ભાન થાય છે.' ગુરુતરફથી આવા ભાવનો સંદેશ આવવાથી તેને યથાર્થ રીતે ગ્રહણ કરવા માટે હું બોલતી બંધ થઈ હતી.

મને સ્વાભાવિક રીતે અત્યંત આશ્ચર્ય થયું. યોગિનીની વાત સાંભળતાં મને વચમાં શંકા થઈ હતી કે એકાગ્રતાથી તેના મનમાં કલ્પનાના તરંગો ઉઠતા હશે, અને તેને તે ભોળી બાળા ગુરુથી આવેલો સંદેશો માની લેતી હશે, અને આ તેનું માનવું કોઈ પ્રસંગે 'હાડનુ બેસવું, અને તાડનુ પડવું,' એ ન્યાયે સાચું પડી ગયેલું હોવાથી તેને દૃઢ થઈ ગયુ હશે. પણ આ 'પિનીયલ ગ્લેન્ડ'સંબંધી કહેલી તેની વાતથી મારો સંશય નિર્મૂળ થયો. મને ખાતરી થઈ કે યોગિની સત્ય જ કહે છે; અને સૂક્ષ્મ અથવા માનસિક સૃષ્ટિમાં થતાં શબ્દોનાં મોજાંને ગ્રહણ કરવા માટે, દિવ્ય શ્રોત્ર, અભ્યાસ કરનારાઓને પ્રાપ્ત થતા હશે. અહો! જ્યારે દિવ્ય શ્રોત્ર મનુષ્યને હોવા સંભવિત છે, ત્યારે દિવ્ય ચક્ષુ પણ મનુષ્યોને હોવાં અસંભવિત કેમ મનાય? ખરે! યોગશાસ્ત્રની અદ્ભુત વાતો, જેને આજના સુધારાવાળા બ્રાહ્મણોની ભ્રમણા ગણી કાઢે છે, તે સત્ય કેમ નહિ હોય? અહો! અલ્પ જ્ઞાનવાળા મનુષ્યો કેટલું થોડું જાણે છે, અને તોપણ પોતે જાણે સર્વ જાણતા હોય તેમ અમુક સાચું, અને અમુક ખોટું, એવો અભિપ્રાય આપતાં તથા તેવો સર્વને પ્રબોધ કરતાં જરા પણ સંકોચ પામતા નથી!

આ વગેરે વિચારો મારા મનમાં ચાલતા હતા એટલામાં બિસ્કિટ ન ખાવા સંબંધમા ગુરુએ તેને શું સમાધાન આપ્યું હશે, તે જાણવાની જિજ્ઞાસા મારા મનમાં થઈ આવી, અને તેથી મેં યોગિનીને પૂછ્યું, ગુરુએ બિસ્કિટ ન ખાવાસંબંધમાં તને કહેલાં કારણો મને કહેવાનું શું તું વિસરી ગઈ કે? તેણે ઉત્તર આપ્યું, મને તે સ્મરણમાં જ છે, પરંતુ તમે મને બીજા પ્રશ્નો પૂછ્યા, એટલે તે કહેવાનો મને અવકાશ મળ્યો નહિ. એ સંબંધમાં ગુરુએ મને જે કહ્યું

છે, તે હું તમને કહું છું. બિસ્કિટ ન ખાવાનું કારણ ગુરુ મને જણાવી રહ્યા. અને હું નેત્ર ઉઘાડતી હતી, એટલામાં ગુરુએ મને કહ્યું કે તમે બિસ્કિટ ન ખાવાનું કારણ સાંભળી તરત એક બીજી શંકા કરશો, માટે તેનું સમાધાન પણ કહું છું, તે જાણી લે, એમ કહીને તેમણે તે તમારી બીજી શંકાનું સમાધાન પણ આપ્યું છે.

મેં કહ્યું, મારી એ બીજી શંકા, કહે જોઈએ, શી છે ?

યોગિનીએ કહ્યું, તે તમને હું હમણાં કહું તો તો કદાચ તમે તે ન પણ પૂછો. પણ તમે કહો તો એક કાગળમાં તેને હું હમણાં લખું, અને આપણી વાત પૂરી થયે તે તમને બતાવું.

મેં તેનું કહેવું સ્વીકાર્યું. ટેબલ ઉપર પડેલા નોટપેપરોમાંથી તેણે એક નોટપેપર લીધો અને તે ઉપર કંઈક લખીને, એક પડબીડીયામાં તેને બંધ કરીને મને તે પડબીડીયું આપ્યું, અને કહ્યું કે આ પડબીડીયું તમે પછી ઉઘાડજો.

મેં તે પડબીડીયું મારા ગજવામાં મૂક્યું. પછી યોગિનીએ તેના ગુરુતરફથી મળેલું સમાધાન મને નીચે પ્રમાણે કહેવા માંડ્યું:

તે બોલી, આ જગતમાં જડ અને ચેતન સઘળી વસ્તુઓમાંથી એક પ્રકારનું નજરે ન દેખાય, એવું સૂક્ષ્મ દ્રવ્ય વહ્યા કરે છે. કેટલીક વસ્તુઓમાંથી વહેતા એ દ્રવ્યને આપણે આપણી સુંઘવાની ઇંદ્રિયથી જાણી શકીએ છીએ, કારણ કે તે દ્રવ્યનો આપણી સુંઘવાની ઇંદ્રિય જાણી શકે એવો વાસ હોય છે. કપૂર અથવા હીંગ આપણાથી દશ હાથ છેટે પડ્યાં હોય તોપણ આપણે ઘણી વખતે જાણીએ છીએ કે આ જગાએ તે પદાર્થો પડ્યા છે, તેનું કારણ એ કે તેમાંથી વહેતું સૂક્ષ્મ દ્રવ્ય આપણા નાકમાં આવે છે, અને વાસને જાણનારા આપણા નાકમાં રહેલા જ્ઞાનતંતુઓ તેને જાણે છે. વનમાં ઉગેલાં પુષ્પનાં વનની વાસ બે બે ગાઉથી ઘણીવાર મનુષ્યોના જાણવામાં આવે છે, તેનું કારણ પુષ્પમાંથી વહેતું એ સૂક્ષ્મ દ્રવ્ય વાયુવાટે તણાતું આવે છે, અને મનુષ્યોના નાકસાથે તેનો સંબંધ થાય છે, એ જ છે. જેમ કપૂર, હીંગ અને પુષ્પમાંથી આ પ્રમાણે સૂક્ષ્મ દ્રવ્ય નીકળે છે, તે જ પ્રમાણે બીજી સર્વ વસ્તુઓમાંથી નીકળ્યા કરે છે. લાકડું, લોઢું, પથ્થર કે ગમે તે વસ્તુ હોય તોપણ તેમાંથી તે નીકળ્યા કરે છે, પણ સર્વ પદાર્થોમાંથી નીકળતા તે દ્રવ્યને, કપૂર અથવા હીંગના દ્રવ્યને જેમ આપણું નાક જાણી શકે છે, તેમ જાણી શકવાના બળવાળું નથી. આટલીમાં ભરેલી સાકરની વાસ આપણું નાક જાણી શકતું નથી, પણ કીડીનું નાક તે જાણી શકે છે, કારણ કે સાકરમાંથી વહેતા સૂક્ષ્મ

દ્રવ્યના વાસને જાણવાનું આપણા નાકમાં બળ નથી, પણ કીડીના નાકમાં છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આપણું નાક જાણી શકે, એટલા જ પદાર્થોમાંથી સૂક્ષ્મ દ્રવ્ય વહે છે, અને બીજામાંથી નથી વહેતું એમ કંઈ નથી. સર્વ વસ્તુમાંથી તે વહ્યા જ કરે છે, અને તે તે દ્રવ્યને આપણે નહિ તો બીજાં પ્રાણિઓ અથવા જંતુઓ જાણે છે. જેમ જડ પદાર્થોમાંથી આવું સૂક્ષ્મ દ્રવ્ય વહ્યા કરે છે, તે જ પ્રમાણે ચેતનવાળાં પ્રાણિઓમાંથી પણ તે વહ્યા જ કરે છે. માણસ, ઘોડો, ગાય, બિલાડી, કુતરો, પોપટ, અને જંતુઓ વગેરે સર્વમાંથી તે આખો દિવસ વહ્યા કરે છે. અરણ્યમાં આપણાથી અર્ધ ગાઉ છેટે એક મનુષ્ય, કે બળદ કે ઘોડો હોય તો આપણે તેને જાણી શકતા નથી, કારણ તેના શરીરમાંથી વહેતા દ્રવ્યને ઓળખવાનું આપણા નાકમાં બળ નથી. પણ એક વાઘ કે સિંહ તત્કાળ તે જાણે છે, કારણ કે મનુષ્ય તથા બળદના શરીરમાંથી વહેતા આવતા સૂક્ષ્મ દ્રવ્યને પારખવાનું તેના નાકમાં બળ હોય છે. વાઘના શરીરમાંથી વહેતા દ્રવ્યને આપણી સુંઘવાની ઇંદ્રિય જાણી શકે છે, અને તેથી જ જંગલમાં, વાઘના વાસથી, વાઘને જોયાવિના પણ મનુષ્યો, આટલામાં વાઘ છે, એવું અનુમાન બાંધે છે. આ સર્વ કહીને તમને, ગુરુએ જે કહેવાનું કહ્યું છે તે એ જ છે કે મનુષ્યોમાંથી એક પ્રકારનું સૂક્ષ્મ દ્રવ્ય વહ્યા કરે છે. આ દ્રવ્યને આપણા લોકો ઓજસ્ કહે છે, અને તમે અંગ્રેજી જાણનારાઓ તેને 'મૅગ્નેટિક ફ્લ્યુઇડ' ( Magnetic fluid ) અથવા 'એનિમલ મેગ્નેટિઝમ' ( Animal magnetism ) કહો છો.'

થોડા વખત થયાં મેં 'હિપ્નોટિઝમ' અથવા ઘણા લોકો જેને 'મેસ્મેરિઝમ' કહે છે, તે વિષેના ગ્રંથો વાંચવા માંડ્યા હતા. 'મેસ્મેરિઝમ'ને પ્રવર્તાવનાર મેસ્મર, મનુષ્યશરીરમાંથી 'એનિમલ મેગ્નેટિઝમ' એવા નામનું એક સૂક્ષ્મ દ્રવ્ય વહે છે, એમ કહેતો, પરંતુ તેની પછી થયેલા ડૉ. બ્રેડે અને તેના સિદ્ધાંતઉપરથી ચારકોટે કાઢેલી પદ્ધતિ જે 'પારિસ સ્કુલ' એ નામથી ઓળખાય છે, અને બીજી લીબોલ્ટે ( Liebault ) કાઢેલી પદ્ધતિ, જે 'નૅન્સી સ્કુલ' એ નામથી ઓળખાય છે, તે ઉભય સંપ્રદાયના અનુયાયીઓએ 'મેગ્નેટિક ફ્લ્યુઇડ' એ નામનો કોઇપણ સૂક્ષ્મ દ્રવ્યનો પ્રવાહ શરીરમાંથી વહેતો નથી, એવું અનેક પ્રયોગોથી પોતાના ગ્રંથોમાં સ્થાપિત કર્યું છે. અને મેસ્મરના સિદ્ધાંતનું ખંડન એક અઠવાડીયાઉપર જ મેં વાંચેલું હોવાથી મને તરત જ શંકા થઈ કે યોગિનીના ડોસા ગુરુએ

મનુષ્યશરીરમાંથી વહેતા સૂક્ષ્મ પ્રવાહનું વર્ણન આપી બિસ્કિટ ન ખાવામાં જે કારણ બતાવવા ધાર્યું છે, તેમાં એ ડોસાએ સજ્જડ થાપ ખાધી છે. 'હિપ્નોટિઝમ'ના સંબંધમાં જે અનેક નવા ગ્રંથો મેસ્મર–પછી લખાયા છે, તે એ વૃદ્ધ પુરુષને ખબર હોત તો આવી ભૂલ ન કરી બેસત. આથી મારો જય થશે જ એવી આશા રાખીને મેં યોગિનીને કહ્યું, મનુષ્યના શરીરમાંથી એક પ્રકારના સૂક્ષ્મ દ્રવ્યનો પ્રવાહ અર્થાત્ 'મેગ્નેટિક ફ્લ્યુઇડ' વહે છે, એવું જે ગુરુએ તને કહ્યું છે તે સપ્રમાણ નથી. આજના સાયન્સથી તે સિદ્ધ થતું નથી. આવો પ્રવાહ વહે છે, એવો મેસ્મરનો સિદ્ધાંત હતો, પણ તેનું તો બ્રેડે, ચારકોટે, લિએૉલ્ટે અને બીજા ઘણાઓએ ખંડન કરી નાખ્યું છે.

મેં ધાર્યું હતું કે યોગિની આ શંકાથી ગભરાશે; પરંતુ તે તો મારી આ શંકાને માટે તૈયાર જ હતી. વાત ચાલતાં હું એક બીજી શંકા કરીશ, એવું જે તેણે મને ચાર પાંચ મિનિટઉપર કહ્યું હતું, અને તેથી મેં મારા મનમાં શંકા ન કરવા નિશ્ચય કર્યો હતો, એ પ્રસંગ મારા વિચારોના તર્કમાં હું વિસરી ગયો હતો, અને તેથી જ્યારે તેણે મને કહ્યું કે તમારા ગજવામાં મૂકેલું પેલું પડીકીડીયું ઉઘાડો, ત્યારે હું ચમક્યો, અને મારી અસાવધાનતાને માટે ખિન્ન થયો. પણ હવે પશ્ચાત્તાપ નિરર્થક હતો. ગજવામાંથી મેં પડીકીડીયું કાઢ્યું અને અંદરનો કાગળ વાંચ્યો. હું શું જોઉં છું? મોતીના જેવા અક્ષરથી તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

**શંકા**—મનુષ્યના શરીરમાંથી એક પ્રકારના સૂક્ષ્મ દ્રવ્યનો પ્રવાહ અર્થાત્ 'મેગ્નેટિક ફ્લ્યુઇડ' વહે છે, એવું જે ગુરુએ તને કહ્યું છે, તે સપ્રમાણ નથી. આજના સાયન્સથી તે સિદ્ધ થતું નથી. આવો પ્રવાહ વહે છે, એવો મેસ્મરનો સિદ્ધાંત હતો, પણ તેનું તો બ્રેડે, ચારકોટે, લિએોલ્ટે અને બીજા ઘણાઓએ ખંડન કરી નાખ્યું છે.

હું આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયો. યોગિનીના ગુરુના સામર્થ્ય–સંબંધમાં મારી રહી સહી સર્વ શંકા હવે નષ્ટ થઈ ગઈ. મેં તેમના જ્ઞાનમાં સંશય કર્યો માટે મને ખેદ થયો, અને મેં મનથી તેમની ક્ષમા માગી. આવા અસાધારણ સામર્થ્યસંપન્ન પુરુષોમાં સંશય કરવો એ એક પ્રકારનું પાપ છે, એમ મને ભાસ્યું, અને પુનઃ સાવધ રહેવા મં નિશ્ચય કર્યો. યોગિનીજેવી બાળામાં જે આવું સામર્થ્ય છે, એ તેની શ્રદ્ધાનો પરિણામ છે, એ હવે મને સ્પષ્ટ થયું. બાળકના જેવું નિર્દોષ અંતઃકરણ અને શ્રદ્ધા, એ જ જ્ઞાનની પાત્રતા આણે છે, એવું જે ધર્મપુસ્તકોમાં લખ્યું છે, તે સાચું જ છે. I thank thee,

O Father, Lord of heaven and earth, because thou hast hid these things from the wise and prudent and hast revealed them unto babes.* ' એવો એક પાશ્ચાત્ય મહાપુરુષે જે ઉદ્‌ગાર કાઢ્યો છે, તે કેવળ યથાર્થ જ છે, એમાં કશો સંશય નથી.

હું આ પ્રકારના વિચારમાં લીન થયો હતો, એટલામાં યોગિની બોલી, તમારી શંકાનું સમાધાન ગુરુએ જે કર્યું છે તે હવે સાંભળો. મેસ્મેરિઝમનો પ્રયોગ જેના ઉપર કરવામાં આવે છે, તેને કૃત્રિમ નિદ્રા આવે છે. તે આવવાનું કારણ માત્ર 'મેગ્નેટિક ફ્લ્યુઇડ' છે, એવું મેસ્મરે પ્રતિપાદન કર્યું છે, તેમાં તેની ભૂલ છે. તે જ પ્રમાણે કૃત્રિમ નિદ્રાનું કારણ 'મેગ્નેટિક ફ્લ્યુઇડ' નથી, પણ પ્રયોગ કરનારે સામા મનુષ્યના અંતઃકરણમાં દૃઢપણે બેસાડેલો સંકલ્પ અથવા સૂચના (suggestion) જ **માત્ર** છે, એમ જે 'પારિસ સ્કુલ'ના અથવા 'નૅન્સી સ્કુલ' ના અનુયાયીઓ કહે છે, તેમાં પણ તેમની ભૂલ છે. ઢાલની બંને બાજુઓ જોયાવિના જેમ બે ઘોડેસ્વારો, આ ઢાલ રૂપાની છે અને આ ઢાલ સોનાની છે, એવો વિવાદ કરી વૃથા લઢી મુઆ હતા, તેમ આમાં પણ થયું છે. એકલા 'મેગ્નેટિક ફ્લ્યુઇડ' જ નિદ્રા આવે છે, અને બીજી કોઈ રીતે નથી આવતી એવું મેસ્મરનું કહેવું ખોટું છે. સામા મનુષ્યઉપર પ્રેરેલા સંકલ્પથી અથવા સૂચનાથી પણ કૃત્રિમ નિદ્રા આણી શકાય છે. પણ એવો સંકલ્પ પ્રેરવા માત્રથી અને 'મેગ્નેટિક ફ્લ્યુઇડ'નો ઉપયોગ કર્યાવિના પણ નિદ્રા આણી શકાય છે, એ ખોટું છે. 'નેન્સી સ્કુલ'વાળાને કોઇના ઉપર હિપ્નોટિઝમ કરતાં તમે જોશો તો તમને જણાશે કે તે પ્રથમ સામા માણસનો હાથ ઝાલે છે, પછી તેના નેત્રસામું એકી નજરે ટગર ટગર જુએ છે, અને તે સઘળો વખત તે સામા માણસને 'તને ઉંઘ આવે છે, તને આ ઉંઘ આવી' વગેરે વાક્યોવડે ઉંઘ આવવાનું સૂચન કરે છે. તેની આ ક્રિયાથી સામા મનુષ્યને ધીરે ધીરે નિદ્રા આવે છે, અને તેથી પ્રયોગ કરનાર માને છે કે 'મેગ્નેટિક ફ્લ્યુઇડ'નો આમાં લેશ પણ ઉપયોગ થયો નથી. પણ એ માનવું ભૂલભરેલું છે. પણ મનુષ્યના શરીરમાંથી સ્રવતા આ સૂક્ષ્મ દ્રવ્યનો

---

* હે ભૂલોક, અને સ્વર્ગલોકના પ્રભો ! પિતા ! હું આપનો ઉપકાર માનું છું, કારણ કે આપે આ બાબતો (રહસ્ય જ્ઞાન) પોતાને ડાહ્યા અને સમજદાર માનનાર મનુષ્યોથી ગુપ્ત રાખી છે, અને નિર્દોષ નાનાં બચ્ચાંઓને તે પ્રકટ કરી છે.

અને તેના નિયમોનો જેમણે અભ્યાસ કર્યો છે, એવા યોગસાધકો અને યોગવિત્ પુરુષો સારી રીતે જાણે છે કે 'નૅન્સી સ્કુલ' ના અનુયાયીના આ પ્રયોગમાં 'મેગ્નેટિક ફ્લ્યુઈડ' નો ઉપયોગ થયો જ છે. તેઓ અનુભવપૂર્વક જાણે છે કે આ સૂક્ષ્મ દ્રવ્યને મનુષ્યશરીરમાંથી બહાર નીકળવાનાં બે મોટાં દ્વાર અથવા નળ, નેત્ર અને હાથ છે; અને પ્રયોગ કરનારના આ બે દ્વારથી વહેતા બળવાન્ સૂક્ષ્મ દ્રવ્યનો (Animal magnetism) સામા મનુષ્યના નિર્બળ સૂક્ષ્મ દ્રવ્યસાથે સંબંધ થયો છે, અને તેથી તે નિદ્રા આણવામાં સાહાય્યભૂત થયું છે. જેમ કોઈ લોહચુંબકની 'બેટરી' ના નિર્બળ (negative) અને સબળ (positive) છેડા એકઠા કરવાથી તેમાંથી આકર્ષક દ્રવ્ય (magnetism) નો પ્રવાહ ઉત્પન્ન થયાવિના રહેતો જ નથી, તેમ સબળ મનવાળા પ્રયોગ કરનારના હાથનો અને નેત્રનો, નિર્બળ મનવાળા મનુષ્યસાથે સંબંધ થતાં તેમાંથી 'એનિમલ્ મેગ્નેટિઝમ્'નો પ્રબળ પ્રવાહ વહ્યાવિના રહેતો જ નથી.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે કૃત્રિમ નિદ્રા, પ્રયોગ કરનાર મનુષ્યના શરીરમાંથી વહેતા સૂક્ષ્મ દ્રવ્યના સંબંધવિના આવતી જ નથી. એક જડ વસ્તુ જેવી કે એક રુપીઓ તેના સામું પણ ટગર ટગર જોઈ રહેવાથી કૃત્રિમ નિદ્રા આણી શકાય છે. પણ તે અને એવા જ બીજા પ્રયોગો કૃત્રિમ નિદ્રા આણવાનાં સાધનો છે. એકની એક વસ્તુ સિદ્ધ કરવાના અનેક માર્ગો હોય છે, અને તે જ પ્રમાણે કૃત્રિમ નિદ્રા આણવાના અનેક માર્ગો પણ છે, પણ તેથી કૃત્રિમ નિદ્રા આવવામાં 'મેગ્નેટિક ફ્લ્યુઈડ' કારણ છે, એવો મેસ્મરનો સિદ્ધાંત ખંડન થતો નથી.

પરંતુ આ બધા તર્કો, જે પ્રમાણવડે સાચા છે, એમ યોગતત્વવિત્ પુરુષો સિદ્ધ કરે છે, તે પ્રમાણ તે અનુભવપ્રમાણ છે. અનુભવપ્રમાણ અથવા પ્રત્યક્ષપ્રમાણઆગળ સર્વ પ્રમાણો લુલાં પડી જાય છે. મનુષ્યોના શરીરમાંથી 'મેગ્નેટિક ફ્લ્યુઈડ' અર્થાત્ એક પ્રકારનું સૂક્ષ્મ તત્ત્વ વહે છે, એ તર્કથી સિદ્ધ નથી, પણ અનુભવથી સિદ્ધ છે; અને આવો અનુભવ યોગ્ય પ્રકારના પ્રયત્નથી અને સાધનથી ગમે તે મનુષ્ય સિદ્ધ કરી શકે એમ છે.

મેં પૂછ્યું, તું જે આ સૂક્ષ્મ દ્રવ્યનું વર્ણન કરે છે, તે દ્રવ્ય મારે મારાં આ નેત્રવડે જોવું હોય તો તે મારાથી જોઈ શકાય ખરૂં?

તેણે કહ્યું, હા, અને તેટલા જ માટે ગુરુએ તે જોવાનો વિધિ પણ તમારી ખાતરી માટે તમને વર્ણી બતાવવા મને કહ્યું છે. ગુરુએ

કહ્યું છે કે આ સૂક્ષ્મ દ્રવ્ય તમારે જોવું હોય તો ત્રણ અથવા ચાર હાથ પહોળો અને છ કે સાત હાથ ઉંચો, પૂર્ણ કાળા રંગનો પડદો તૈયાર કરાવજો. તે પડદાને સંધ્યાકાળે મળગુગળુ અજવાળુ રહે ત્યારે એક ભીંતસાથે ટાંગજો, અને તે પડદાની આગળ ત્રણ અથવા ચાર હાથને છેટે એક નીરોગ સુદઢ શરીરના માણસને ઉભો રાખજો. તે માણસને પડદાના મધ્ય ભાગે એવી રીતે ઉભો રાખવો કે જેથી તેની બધી બાજુએ એક અથવા દોઢહાથ જેટલી પડદાની કાળી ભોંય, જોનારને દેખાતી રહે. તમારે તે મનુષ્યથી પંદર અથવા ત્રીશ હાથને છેટે એવી રીતે ઉભા રહેવું કે તેની આકૃતિ પડદાની કાળી ભોંયઉપર આલેખાયલી તમને જણાય. પછી કેટલીક ક્ષણ સુધી તમારાં નેત્ર તેની આકૃતિઉપર પલકારો માર્યાવિના દઢપણે સ્થાપજો, અને તમારૂં ધ્યાન તેની આકૃતિની મર્યાદા, પડદાથી કાળી ભોંયસાથે જે જગાએ મળે છે, તે લીટીઉપર નાંખજો. થોડો સમય જતાં તે મનુષ્યની આકૃતિની બાજુબાજુ પ્રકાશનાં આછાં કિરણો તમને જણાવા માંડશે. જેમ જેમ અધિક તમે જોતા જશો, તેમ તેમ તે પ્રકાશ અધિક અધિક સ્પષ્ટ થતો જશે, તે એટલે સુધી કે અંતે તે મનુષ્યની આકૃતિ, શરીરમાંથી ફુટી નીકળતાં પ્રકાશનાં કિરણોના મંડળથી સર્વત્ર છવાઈ રહેલી તમને જણાશે. આ પ્રકાશનાં કિરણોનું મંડળ એ જ શરીરમાંથી વહેતું સૂક્ષ્મ દ્રવ્ય અથવા ‘ એનિમલ મેગ્નેટિઝમ, ’ અથવા ‘ મેગ્નેટિક ફ્લ્યુઇડ ’ છે. આ સત્ત્વ પ્રાણિઓનાં શરીરમાંથી નિરંતર વહ્યા કરે છે. એ જ તેમનું જીવનતત્ત્વ છે. મનુષ્ય જ્યારે જાગ્રત્ અવસ્થામાં હોય છે, અને વિવિધ ક્રિયાઓ કરે છે ત્યારે એ સત્ત્વનો તેના શરીરમાંથી બહાર વહીને નિરંતર વ્યય થતો જ રહે છે. નિદ્રામાં, ધ્યાનમાં, સમાધિમાં અને એવી જ શરીરની તથા મનની નિશ્ચેષ્ટ સ્થિતિમાં આ સત્ત્વનો વ્યય થતો નથી, પણ તે સમયે શરીરયંત્રમાં આ સત્ત્વની ઉત્પત્તિ અને સંચય થાય છે, અને તેથી જ સારી નિદ્રા આવે. છે, ત્યારે અથવા યથાર્થ ધ્યાન કે સંયમકાલે આપણને સારી વિશ્રાંતિનું ભાન થઈ શરીરમાં બળ આવેલું જણાય છે. આખી રાત નાટક જોવાથી કે એવી જ બીજી કોઈ નેત્ર તાણીને જોવાની ક્રિયા કરવાથી આપણાં નેત્રમાંથી એ સત્ત્વ અધિક પ્રમાણમાં વહી જાય છે, અને તેથી જ તેવા ઉજાગરા પછી આપણું માથું દુઃખતું તથા આપણું શરીર શિથિલ અને નિઃસત્ત્વ થયેલું આપણને જણાય છે. યથાર્થ નિદ્રાની, વિશ્રાંતિની, અને સંયમની જીવનતત્ત્વની રક્ષા કરવા ઇચ્છનાર મનુષ્યોને કેટલી અગત્ય છે, તે આથી સ્પષ્ટ થયાવિના રહેતું નથી.

આટલું બોલી યોગિની જરાક શ્વાસ ખાવા મૌન રહી. ગંભીર અર્થવાળાં અને સત્યથી ભરેલાં તેનાં વચનોથી હું સાનંદાશ્ચર્ય પામ્યો, અને યોગિનીજેવી યોગ્ય પત્ની મળવાથી હું મને મહાભાગ્યવાન્ તથા પરમેશ્વરની મોટી કૃપાનું પાત્ર માનવા લાગ્યો. તેને જરા શ્વાસ ખાવા, દેઈ, મેં તેને પુનઃ પૂછ્યું, યોગિની ! આટલા બધા સૂક્ષ્મ તથા ગંભીર અર્થવાળો ગુરુનો ઉપદેશ તને શી રીતે સ્મરણમાં રહ્યો ? હું તારા કરતાં વયે ઘણો મોટો છું, તથા વિલાયતની પાઠશાળામાં ઉંચી કેળવણી પામ્યો છું, એમ છતાં આ તેં જે મને હમણાં કહ્યું, તે સર્વ મારે કોઈ બીજાને કહી બતાવવું હોય તો મારાથી તે, તેં કહ્યું તેથી ઉત્તમ પ્રકારે ભાગ્યે જ કહી શકાય.

તેણે ઉત્તર આપ્યો, તમારી સાથે હું આ વાત કરૂં છું ત્યારે તમને એમ લાગે છે કે હું બોલું છું, પણ ખરૂં જોતાં બોલનાર તો ગુરુ જ છે. હું તો એક યંત્ર છું, અને તેના ચલાવનાર ગુરુ છે. ગુરુ તરણાનો મેરુ, અને કીડીનો કુંજર કરવા સમર્થ છે. ગુરુપાસેથી મેં સાંભળ્યું હતું કે કોઈ મહાત્માએ એક પાડાના મુખેથી વેદ બોલાવ્યા હતા, તો મારા જેવા મનુષ્યના મુખથી આવી સારી વાતો બોલાવવી, એમાં ગુરુને કઠિન શું છે ? પણ મારી અધુરી રહેલી વાત હવે મારે ઝટ પૂરી કરી દેવી જોઈએ. તમને થોડો અવકાશ છે કે વળી તમારે કોઈ રોગીને જોવા જવું છે ? જો કોઈ રોગીને જોવા જવું હોય તો તે કાર્ય પ્રથમ કરો, કારણ કે ગુરુ કહેતા હતા કે રોગીનો વ્યાધિ ઉત્તમ વૈદ્યના દર્શનમાત્રથી જ અર્ધો મટી જાય છે. તેથી ઉત્તમ વૈદ્યે રોગીની મુલાકાતે જતાં જરા પણ વિલંબ કરવો ન જોઈએ. પણ દ્રવ્ય મળવાનો સંભવ હોય કે ન હોય તોપણ પોતાના સુખનો ભોગ આપીને પણ તેણે વ્યાધિથી પીડાતા રોગીને પોતાના દર્શનથી, નેત્રથી, વાણીથી અને અંતે ઔષધથી બનતું સુખ ઉપજાવવું જોઈએ.

મેં કહ્યું, હું પ્રથમ બહુ લોભી હતો, અને મારી નિર્ણય કરેલી ફી આપે તેને ત્યાં જ જતો, પણ આ દશ બાર કલાકથી ગુરુનો અને તારો સમાગમ થવા પછી મારી બુદ્ધિમાં ઘણો મોટો ફેરફાર થઈ ગયો છે; અને મને લાગે છે કે ભવિષ્યમાં હજી પણ મારામાં ઘણો ઉંચો ફેરફાર થશે. ગુરુના ઉત્તમ બોધપ્રમાણે મારા પોતાના સુખની કાળજી કર્યા કરતાં હવેથી હું રોગીઓની વધારે કાળજી કરીશ. ઈશ્વરે મને ઉદારતાથી મારે જોઈએ તે કરતાં અને મારી યોગ્યતાથી અધિક આપ્યું છે, તો હું આપણા જાતિબંધુઓનાં રોગનાં તથા

બીજાં દુઃખો ટાળવામાં યથાશક્તિ પ્રયત્ન કરવામાં પ્રમાદ સેવીશ નહિ. આજે મારે તત્કાળ ક્યાંહિ જવાનું નથી, માટે તારી રહેલી વાત પૂરી કહી દે. પછી આપણે સ્નાન તથા ભોજનાદિ દેહનિર્વાહક કાર્યોમાં યોજાઈએ.

યોગિનીએ કહ્યું, પ્રાણિઓ તથા પદાર્થોમાંથી નિકળતું આ સૂક્ષ્મ દ્રવ્ય તે તે પ્રાણીપદાર્થની જાતિપ્રમાણે વિવિધ ગુણધર્મવાળું હોય છે. કપૂરમાંથી નીકળતું આ સત્ત્વ આપણા મનને પ્રસન્નતા ઉપજાવે છે, તથા આપણા શરીરમાં રહેલા રોગના જંતુઓનો નાશ કરે છે. છાણ વગેરે મલિન પદાર્થોમાંથી નીકળતું સત્ત્વ આપણા મનને અપ્રસન્નતા ઉપજાવે છે, અને પ્રસંગે શરીરમાં વ્યાધિના જંતુઓને પોષે છે, અથવા નવા ઉત્પન્ન કરે છે. કેટલાક પદાર્થોના આ સૂક્ષ્મ દ્રવ્યનો આપણને સંબધ થતાં આપણને ચક્કર આવે છે, મસ્તક દુઃખે છે, અને પ્રસંગે ઉલટી પણ થાય છે. કેટલાક વૃક્ષોમાંથી વહેતા આ સત્ત્વના સંબધથી આપણું આયુષ્ વધે છે અને કેટલાક વૃક્ષોના સત્ત્વથી મૃત્યુ થાય છે. જેમ જડ વસ્તુઓ અને વનસ્પતિમાંથી વહેતા સત્ત્વના ગુણમાં ભેદ હોય છે, તે જ પ્રમાણે મનુષ્યોમાંથી વહેતા આ સૂક્ષ્મ દ્રવ્યના ગુણમાં પણ તે તે મનુષ્યોના ભેદપ્રમાણે ભેદ હોય છે; અર્થાત્ તમોગુણવાળા મનુષ્યોના શરીરમાંથી વહેતા આ સૂક્ષ્મ દ્રવ્યનો ગુણ તમસ્‌ને ઉત્પન્ન કરનારો હોય છે, રજોગુણવાળા મનુષ્યના સત્ત્વનો ગુણ રજસ્‌ને ઉત્પન્ન કરનારો હોય છે, સત્વગુણવાળા મનુષ્યના શરીરમાંથી વહેતા દ્રવ્યનો ગુણ સત્ત્વને ઉત્પન્ન કરનારો હોય છે, અને શુદ્ધ સત્ત્વ ગુણવાળા મહાપુરુષના તનુમાંથી વહેતા એ સૂક્ષ્મ દ્રવ્યનો ગુણ શુદ્ધ સત્ત્વગુણને ઉત્પન્ન કરનારો હોય છે. પૂર્વે તમને કહ્યું જ છે કે નેત્રમાંથી તથા હસ્તમાંથી આ દ્રવ્ય અધિક પ્રમાણમાં વહે છે, અને એ કારણથી જ મહાપુરુષોને કોઈ નમન કરે છે, ત્યારે તેમને મસ્તકે હસ્ત સ્થાપવાનો નિયમ પ્રચલિત છે, તથા તેમની કૃપાદૃષ્ટિની મનુષ્યો યાચના કરે છે. જેમ હસ્તના તલમાંથી તથા નેત્રમાંથી એ દ્રવ્ય વહે છે, તેમ ચરણના તલમાંથી પણ અધિક પ્રમાણમાં વહેતું હોવાથી મહાપુરુષોને ચરણે મસ્તકનો તથા હસ્તનો સ્પર્શ કરવાનો તથા તેમના ચરણ ધોઈને પીવાનો નિયમ સ્થપાયો છે. આ પ્રમાણે હોવાથી હવે તમને સ્પષ્ટ થયું હશે કે બિસ્કિટ કરનારના શરીરમાંથી જે સત્ત્વ વહે છે, તે બિસ્કિટ બનાવતાં બિસ્કિટમાં પણ પ્રવેશે છે, અને બિસ્કિટ બનાવનાર જેવા ગુણવાળો હોય છે, તેવો ગુણ તે બિસ્કિટમાં આવે છે, અને તેથી તે ખાનારને તે બનાવનારના ગુણની અસર થવાનો સંભવ આવે છે.

આથી જ બ્રાહ્મણોએ બ્રાહ્મણોનું અર્થાત્ સાત્વિક ગુણુવાળાનું, અને તેમનાથી ઉતરતા ગુણુવાળા ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રોનું રાંધેલું અન્ન ન ખાવાનો તથા ઉતરતા ગુણુવાળા ક્ષત્રિય તથા વૈશ્યાદિએ ઉંચા ગુણવાળા બ્રાહ્મણોનું રાંધેલું અન્ન ખાવાનો નિયમ ધર્મશાસ્ત્રમાં સ્થપાયો છે. ખરૂં છે કે આજે કોઈ બ્રાહ્મણમાં બિસ્કિટ બનાવનાર અંગ્રેજકરતાં વધારે દોષો હોય પણ તેથી બ્રાહ્મણે અંગ્રેજનું ખાવું, યોગ્ય નથી. કારણ કે એથી સ્થાપિત મર્યાદા તુટે છે. મનુષ્યો સર્વત્ર પરીક્ષા કરવા સમર્થ હોતાં નથી. અને બંધનને શિથિલ કરવાથી સ્વચ્છંદપણું વધી અનાચારનો અને અનર્થનો સંભવ આવે છે. તેથી બ્રાહ્મણે દોષવાન્ હોય તો નિર્દોષ થવા પ્રયત્ન સેવવો એ જ યોગ્ય છે. પરંતુ સ્થાપિત મર્યાદાનો ભંગ કરી ભ્રષ્ટતાના સંભવો ઉભા કરવા યોગ્ય નથી. આ સંબંધમાં ઘણાં કારણો આપી પુષ્કળ વિસ્તાર થઈ શકે, પણ કાર્યપૂરતાં કારણો અપાઈ ગયાં હોવાથી હવે વિસ્તારનું પ્રયોજન નથી.

યોગિની હવે મૌન રહી, અને મને પણ તેનું કહેવું ઘણે અંશે સપ્રમાણ જણાવાથી મેં નવીન શંકા કરી વાતનો વિસ્તાર કર્યો નહિ.

આ પછી યોગિનીએ સ્નાન કરી પોતાનું ભોજન તે દિવસે પોતાની મેળે જ તૈયાર કર્યું, તથા હું પણ ભાનુશંકરે તૈયાર કરેલી રસોઈ મારી મેળે એકલો જ બેશીને જમ્યો, એ વગેરે બાબતોમાં વાંચનારને કંઈ જણાવવા જેવું ન હોવાથી ભોજન પછી બનેલા અમારા વૃત્તાંતઉપર સદ્વિવેકી વાંચનારનું હું લક્ષ ખેંચું છું.

---

## प्रकरण ८.

### ગુરુની આજ્ઞાઓ.




મ્યા પછી અમે થોડી વિશ્રાંતિ લીધી. પછી ગઈ રાત્રે આણેલી પેટીઓનો સામાન તપાસવા હું તથા યોગિની બેઠાં. જે દ્રવ્ય ગુરુએ અમને આપ્યું હતું તે કેટલું હશે, તેનું અનુમાન થઈ શકે તેમ ન હતું. રત્ન, હીરા, માણિક્ય, મોતી વગેરેની કિંમત હું અટકળી શકું તેમ ન હતું, કારણ કે મારો એ વિષયમાં લેશ પણ અનુભવ ન હતો. સન્મુખ પડેલો રત્નાદિનો તથા સુવર્ણનો મોટો ઢગલો, જાણે કાચના કકડા અને પીતળના ચોરસ કકડા પડ્યા હોય તેમ યોગિની તેમના પ્રતિ અસ્પૃહાથી જોઈ રહી હતી. આ અસંખ્ય

ધન તેને મન જાણે માટીજેવું જણાતું હોય તેમ ભાસતું હતું. પણ મારા અંતઃકરણની સ્થિતિ તેવી ન હતી. મને એક પક્ષથી અપાર હર્ષ તથા બીજા પક્ષથી ભારે ચિંતા તથા ભય થતાં હતાં. અસંખ્ય ધન મળવાના આનંદસાથે, આ સર્વ ધનને હું કયાં મૂકીશ, આટલું બધું ધન મારી પાસે છે, એવું કોઈ જાણશે, તો હું શું કરીશ, તે કયાંથી આણ્યું, વગેરે તપાસ થશે તો હું શો ઉત્તર આપીશ, વગેરે વિચારોએ મને ભયભીત તથા ચિંતાતુર કરી મૂક્યો. મારો હર્ષ જતો રહ્યો, અને હું અંતરથી ધ્રુજવા લાગ્યો. ધન દુઃખના કારણરૂપ છે, એવું મેં સાંભળ્યું હતું, પણ તે કેવી રીતે કારણરૂપ છે, તે અનુભવથી મેં આજે જાણ્યું. ગઈ કાલ મારી પાસે ધન ન હતું, ત્યારે હું કેવો શાંત અને નિર્ભય હતો; આજે હું કેવો વ્યાકુળ અને ભયભીત થઈ રહ્યો છું?

યોગિનીએ મારા મનની સ્થિતિ જાણી, અને પૂછ્યું, તમને શું થાય છે? તમારૂં મુખ ભયથી વ્યાકુળ થયેલું કેમ ભાસે છે?

મેં કહ્યું, આ ધનનું કોઈ ન જાણે એમ હવે શી રીતે સંરક્ષણ કરવું, તેની ચિંતાથી વ્યાકુળતા પ્રકટી છે.

તેણે કહ્યું, ગુરુ આપણું સર્વદા રક્ષણ કરે છે, તો પછી ચિંતાનું શું પ્રયોજન છે? જેમણે ધન આપ્યું છે તે તેનું સંરક્ષણ કેમ કરવું, તે પણ શીખવશે જ.

મારી અશ્રદ્ધાને માટે મને ગ્લાનિ થઈ. મારે માથે સબળ રક્ષક છે, એનું મને સ્મરણ થવાથી મારૂં અંતઃકરણ પુનઃ સ્વસ્થ થયું. પરમેશ્વર પ્રાણિમાત્રના પિતા છે, અને તે તેમનું નિત્ય સંરક્ષણ કરે છે, તથા હિત સાધે છે, એ શાસ્ત્રવચનમાં મનુષ્યોની શ્રદ્ધા જો દૃઢ થાય, તો કેટલાં બધાં દુઃખ, ચિંતા, અને ભયથી તેઓ સત્વર મુક્ત થાય.

પછી મેં યોગિનીને પૂછ્યું, આપણા કર્તવ્યસંબંધી જે સૂચનાઓ ગુરુએ લખી રાખી છે, અને જે તેમણે આપણને આપી જવાનું દેહ છોડવાપૂર્વે કહ્યું હતું, તે સૂચનાઓ કયાં છે તે તું જાણે છે?

તેણે ઉત્તર આપ્યું, હા. પછી જે પેટીમાં ગુરુનાં પુસ્તકો હતાં, તે પેટી તેણે ઉઘાડી, અને તેમાંથી સુંદર રેશમી રૂમાલે બાંધેલી કાગળની એક નાની પોટલી કાઢી, તેના કોમળ કરવડે તે તેણે છોડી. તેમાં ઉપર એક મોટા પડખીડીયામાં કેટલાક કાગળ હતા. અને તેની નીચે બહુ સંભાળથી રેશમી પીળા વસ્ત્રથી બાંધેલી એક પોથીજેવું કંઈક હતું. પડખીડીયા ઉપર 'કર્તવ્યની સૂચનાઓ' એમ મોટા અક્ષરે

લખ્યું હતું મેં તે પડખીડીયું લીધું, અને તેમાંથી કાગળો કાઢ્યા, અને યોગિનીને તે મારા આગળ મોટે સ્વરે વાંચવા કહ્યું. તેણે મધુર સ્વરે નીચે પ્રમાણે વાંચ્યું:—

"મારાં પ્રિય બાળકો—મણિધરરાય અને યોગિની !

"મારૂં શરીર જર્જર થવાથી અલ્પ સમયમાં હું તેને ત્યજીશ. આના આ જ શરીરને ટકાવી રાખવા, અને પુનઃ યુવાવસ્થા પ્રાપ્ત કરવા હું સમર્થ છું. તથાપિ કેટલાંક ગૂઢ કારણોને લીધે મારી તેમ કરવા ઇચ્છા નથી; અને તેથી આ શરીરને ત્યજી, મારૂં શેષ રહેલું કર્તવ્ય સાધવા હું નવીન દેહ ધારણ કરવા ઇચ્છું છું.

"આ વિશ્વની વ્યવસ્થા જે અનુલ્લંઘનીય નિયમોવડે ચાલે છે, તે નિયમોથી શ્રાવણ શુક્લ પંચમી ( તા. ૩૦ મી સપ્ટેંબર ) પછી મારી પૌત્રી યોગિનીના રક્ષક અને પાલક મણિધરરાય નિર્માણ થઈ ચુકેલા હોવાથી હું તેને તેમના સ્વાધીનમાં સોંપી જાઉ છું.

"જેમના રક્ષણતળે તે સોંપાય છે, તે પુરુષ તેનાપ્રતિ યથાયોગ્ય પ્રેમ દર્શાવે તે અર્થે આ સ્થળે સ્પષ્ટ કરવામાં આવે છે કે યોગિનીનો જન્મ બહુ ઉચ્ચ કુળમાં થયેલો છે. તે બાલ્યાવસ્થાથી જ મારી પાસે રહી છે, અને મોટી થઈ છે, અને આ મનુષ્યશરીર જે પરમેશ્વરનું મંદિર છે, તેને પરમેશ્વરના નિવાસયોગ્ય નિરંતર શોભાવાળું અને પવિત્ર તે રાખે, અને અયોગ્ય વિચાર અને અયોગ્ય કૃતિવડે તેને તે એક ક્ષણ પણ ભ્રષ્ટ ન કરે, એ અર્થે, જે પ્રકારનું શિક્ષણ તેને આપવું જોઈએ તેવું તેને આપવામાં આવ્યું છે. આથી મનુષ્યનું શરીર ધારણ કરનાર પ્રત્યેક મનુષ્યનું પ્રથમ કર્તવ્ય જે પોતાના પશુસ્વભાવને સંપૂર્ણ અંશે જિતવો અને ચૈતન્યસ્વભાવને અર્થાત્ બ્રહ્મસ્વભાવને જાગ્રત્ રાખવો એ છે, ને કર્તવ્યના માર્ગમાં યોગિની યથેચ્છ પ્રકારે પ્રયાણ કરી ચુકી છે. ક્રોધાદિ અયોગ્ય વિકારો, અને દુષ્ટાચરણરૂપ નિંદ્ય કૃતિઓ, જે પશુત્વથી પણ અધમ સ્થિતિને સૂચવે છે, તેનો આભાસસરખો પણ યોગિનીમાં નથી. અંતઃકરણની વિશુદ્ધિની તે સાક્ષાત્ મૂર્તિ છે. વિષયસુખોની નિઃસારતાનો તેને બોધ થઈ ચુક્યો છે, અને તેથી કરીને જે ધનાદિ વૈભવસુખોના અમર્યાદ મોહવડે મનુષ્યોનો મોટો ભાગ, સાધવાનું સાધી શકતો નથી, અને કર્તવ્યથી વિમુખ રહી ભ્રષ્ટ સ્થિતિને સહન કર્યા કરે છે, તેવો વિષયસુખમોહ યોગિનીમાં નથી.

"પોતાનો સારી રીતે સુધારો થયાવિના, અર્થાત્ પોતાના પશુસ્વભાવનો જય કર્યાવિના, આજે અસંખ્ય મનુષ્યો અન્યને બોધ આપવા અને સુધારવા પ્રયત્ન કરતા જોવામાં આવે છે, પરંતુ પોતે

ઉચ્ચ થયા વિના અન્યને ઉચ્ચ કરવાનો પ્રયત્ન નિષ્ફળ છે. પોતે પ્રકાશિત થયેલો દીપક અન્યનો અંધકાર ટાળે છે. કાળો કોયલો અન્યનો અંધકાર ટાળી શકતો નથી, ઉલટો જેના સંબંધમાં તે આવે છે તેને પોતાના જેવા કાળા કરે છે. આથી ફરીને સુખને અને જ્ઞાનને ઇચ્છનારે તથા અન્યને સુધારવાનો પ્રયત્ન કરનારે પોતાના હૃદયોદ્યાન (હૃદયરૂપી વાડી) માં સાવધાનતાપૂર્વક નિરંતર જોયા કરવું, અને પશુસ્વભાવરૂપી ઝાંખરાનો અંકુર ફુટતાં જ તરત તેને નિંદી નાંખવો. પોતાના હૃદયમાં વિકારોનાં અસંખ્ય ઝાંખરાંનું જૂથ જામવા દેઈ, અન્યની હૃદયવાટિકામાં ઝાંખરાં જોવા જવું, એ અત્યંત અનુચિત છે. એ મનુષ્યોને સ્વકર્તવ્યથી ભ્રષ્ટ કરનાર છે. અન્ય મનુષ્યોમાં મોટા દોષો જોવામાં આવે તો તેની ક્ષમા આપજો. પરંતુ તમારા પોતાનામાં એક રાઇજેવડો દોષ દૃષ્ટિએ પડે તોપણ કદી ક્ષમા આપતા નહિ.

"પ્રિય ભાઈ મણિધરરાય ! તમારી બાલ્યાવસ્થા વીતી ગઈ છે. યુવાવસ્થામાં તમે હમણાં જ પ્રવેશ કર્યો છે. વ્યવહારમાં પ્રતિષ્ઠા અને ધન સંપાદન કરવાની ઇચ્છા તમારા હૃદયમાં પ્રધાનપણે વર્તે છે. સદ્ગુણના અને સદાચારના ભોગે, પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવી, એ દુધમાં વિષના મિશ્રણતુલ્ય છે, એ નિરંતર સ્મરણમાં રાખજો. એવી પ્રતિષ્ઠાથી તમને યથાર્થ શાંતિ અને સંતોષ થશે નહિ. ધંતુરાના પુષ્પની નાળમાં ફુંક મારીને બાળકો સાબુના પાણીના પરપોટા કરે છે, તેના જેવી લોકોની સ્તુતિ છે. એ સાબુના જળના પરપોટા બહુ સુંદર દેખાય છે, પણ તેમનું આયુષ્ એક ક્ષણનું જ હોય છે. વિરુદ્ધ પવનના સહજ સ્પર્શથી તેઓ ફુટી જાય છે, અને તે સ્થળે કશું જ રહેતું નથી. ક્ષણ વાર તેની સ્તુતિ થાય છે, અને અન્ય ક્ષણે તેનું વિસ્મરણ થાય છે. જગતની આવી ક્ષણિક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે તમે તમારા વિશુદ્ધ આચાર અને વિચારનો કદી પરિત્યાગ કરશો નહિ. પરમેશ્વર અને સત્પુરુષોની દૃષ્ટિમાં જે યોગ્ય હોય તે પંથ, લોકોનાં અભિપ્રાયથી ત્યજશો નહિ.

"સંપત્તિ પણ પ્રતિષ્ઠાની પેઠે જ અસ્થિર છે. તે ઉપરથી રમણીય ભાસે છે, પરંતુ વસ્તુતઃ તે મનુષ્યના સાચા સુખનો હેતુ નથી. તે વ્યવહારમાં સ્વતંત્રતા આપનાર હોવાથી, જ્ઞાનપ્રાપ્તિનો જ જેમનો ઉદ્દેશ હોય છે, એવા વ્યવહારસ્થિત પુરુષોને ઘણે પ્રસંગે જ્ઞાન પ્રાપ્ત કરવામાં અત્યંત સાહાય્યભૂત થાય છે, તથાપિ જેમનો એ ઉદ્દેશ નથી હોતો તેમને તો તે જેટલું સુખ આપે છે, તેના કરતાં અધિક દુઃખ

આપે છે. દ્રવ્યને અર્થે જ દ્રવ્યનો સંગ્રહ કરવામાં તમારૂં આયુષ્ ગાળો, અને પરિણામમાં તમને જણાશે કે તમે જે કે રત્ન, માણિક્ય, સુવર્ણ વગેરેનો પુષ્કળ સંચય કર્યો છે તોપણ તમારી વાસ્તવિક સંપત્તિ જે તમારૂં આત્મધન છે, જે હીરા માણિક્ય આદિ આ પૃથ્વીનાં રત્નો-કરતાં અનંતગુણ મૂલ્યવાન્ છે, અને જે આ ભવાટવીના અનંત પ્રવાસમાં તમારી સાથે નિરંતર રહે છે, તેને તમે ધૂળમાં રગદોળી નાંખ્યું છે. તમને સ્પષ્ટ થશે કે તમે ખોટું ધન જે કાંકરાજેવું છે, તેનો અત્યંત શ્રમપૂર્વક સંચય કર્યો છે, અને સાચું ધન જે ખરાં રત્નોતુલ્ય છે તેની ઉપેક્ષા કરી તેને કાંકરાજેવું ગણ્યું છે.

“નીચે જે થોડી સૂચનાઓ હવે હું લખું છું, તે તમે પોતાના તેમ જ મારા હિતને અર્થે પાલન કરવામાં લેશ પણ પ્રમાદ નહિ કરો, એવો મને વિશ્વાસ છે.

“મારા પ્રિય પુત્ર મણિધરરાય! સંસારમાં નિર્ધન અને ધન-વાન્ મનુષ્યોનો સંબંધ થવાના અનેક પ્રસંગો તમને પ્રાપ્ત થશે એટલું જ નહિ, પરંતુ અજ્ઞાન અને દુર્ગુણી મનુષ્યોના સંબંધમાં પણ તમે ઘણી વાર આવશો. મનુષ્યોના શારીરિક વ્યાધિઓ ટાળવાના પ્રસંગો જેમ તમને પ્રાપ્ત થશે તે જ પ્રમાણે તેમના માનસિક વ્યાધિઓ ટાળવાના પ્રસંગો પણ તમને પ્રાપ્ત થશે. તમે જાણો જ છો કે ઔષ-ધાદિ ઉપચારોથી શરીરના વ્યાધિઓ ટળે છે, અને સત્ય જ્ઞાનના પ્રયો-ગથી મનના વ્યાધિઓ નિવૃત્ત થાય છે. શરીરના વ્યાધિઓ નિવા-રવાથી મનુષ્યનું જેટલું હિત થાય છે, તેના કરતાં મનના વ્યાધિઓ નિવારવાથી તેમનું અનંતગુણ હિત થાય છે. કારણ કે શરીરના વ્યા-ધિઓ નિવારવા, એ વૃક્ષનાં ડાળપાંખડાના વ્યાધિ નિવારવા તુલ્ય છે, અને મનના વ્યાધિ નિવારવા, એ તેના મૂળના વ્યાધિને નિવારવા તુલ્ય છે. તેથી કરીને રોગીના શરીરના વ્યાધિઓ નિવારવાના તમારા પ્રયત્નમાં, તેમના મનની ચિકિત્સા કરવાનું તમે વિસ્મરણ કરશો નહિ. મનની ચિકિત્સા કરવામાં વૈદ્યો પ્રમાદ કરે છે, તેથી જ વ્યાધિ મટવા છતાં થોડો કાળ જતાં પુનઃ પાછો થાય છે; પરંતુ મનની ચિકિત્સા-પૂર્વક જ્યારે શરીરનો વ્યાધિ ટાળવાનો પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે રોગીને સ્થાયી આરોગ્ય પ્રાપ્ત થાય છે, કારણ કે વ્યાધિઓનાં સાચાં મૂળ મનમાં રહેલાં હોય છે.

“તમારા શ્રમના બદલામાં કંઈ લાભ મેળવવાના કેવળ ઉદ્દેશથી જનસમુદાયનું હિત કરવામાં પ્રવૃત્તિ કરશો નહિ, પરંતુ લાભ મળો અથવા ન મળો પણ પ્રાણિમાત્રનું હિત કરવું એ મનુષ્યનો સ્વધર્મ

છે, એમ સમજી મનુષ્યમાત્રના હિતમાં પ્રવૃત્ત થજો. આવી નિષ્કામવૃત્તિથી તમારા સર્વ મનોરથ પૂર્ણ થશે, અર્થાત્ જે તમારે જોઈશે તે સર્વ તમને આવી મળશે.

"રોગી ગમે તેટલો નિર્ધન હોય અને તેના તરફથી તમને એક પાઈ મળવાનો પણ સંભવ ન હોય તો પણ તેની બેદરકારી કરશો નહિ. તમારા પરિશ્રમના બદલામાં તમને એક ગ્રામ આપનાર નૃપતિની જેટલી તમે કાળજી રાખો તેટલી જ તે રંક રોગીની રાખજો.

"યોગિનીને સાવિત્રીબાઈને ત્યાં તત્કાળ મૂકી આવજો. પાંચ વર્ષ સુધી સાવિત્રીબાઈના રક્ષણ અને શિક્ષણતળે તે રહેશે. પ્રસંગોપાત્ત તમે તેની સંભાળ લેતા રહેજો, તેની ગેરહાજરીમાં તમે નગરબહાર કોઈ અનુકૂળ સ્થળ ખરીદજો, અને ત્યાં તમારા નિવાસને યોગ્ય એક સુંદર ગૃહ બંધાવજો. તે ગૃહ પથ્થરનું બંધાવજો, તથા તેને બંધાવવામાં તમારી ઇચ્છામાં આવે તેટલું દ્રવ્ય ખરચજો, પરંતુ તેને પૂર્વ તથા પશ્ચિમનાં દ્વાર રાખવાની ખાસ સાવધાનતા રાખજો. સઘળા ખંડ વિશાળ તથા પ્રકાશ અને હવાની અવરજવરવાળા રાખજો, અને માળઉપર મારે નિવાસ કરવાના બે ખંડશિવાય, સઘળા ખંડો તમારી ઇચ્છામાં આવે તેવા કરજો.

"મારે નિવાસ કરવાના ઓરડાની આ પ્રકારે વ્યવસ્થા કરાવજો: એક ઓરડો મારે સુવાને માટે સ્વતંત્ર જોઈશે. તે ઓરડાની સમીપમાં જ મારે માટે સ્નાનની એક ઓરડી કરાવજો. બીજો ઓરડો મારા બેસવા ઉઠવા તથા અભ્યાસ માટે રાખજો. આ બંને ઓરડાની સઘળી બારીઓ છાપરામાં રાખજો, અને દોરીઓ ખેંચવાથી તે ઉઘડે તથા અડકાવાય એવી વ્યવસ્થા કરજો. પ્રત્યેક ખંડમાં પ્રવેશ કરવાનું માત્ર એક જ દ્વાર રખાવજો; એ વિના બીજું એક પણ દ્વાર, જાળીયું કે કાણું ભીંતોમાં રખાવશો નહિ. આખા મકાનનો પૂર્વ તરફનો અર્ધો ભાગ આ મારા ઓરડાઓમાં રોકજો. માળઉપર ચારે બાજુએ ચાર ચાર ગજનું છજું કરાવજો. એ છજામાં દક્ષિણ બાજુએ ચારે બાજુએ બંધ એવી એક છ ગજ લાંબી કોટડી કરાવજો. એ કોટડીમાં પ્રવેશ કરવાનું એક ગુપ્ત દ્વાર કરવાનું છે, અને તેમાં એક નીસરણી મૂકી, જે કાંઈ કરવાનું છે તે મારે તમને સ્પષ્ટ કરવાની અગત્ય નથી. જ્યારે મકાન બંધાઈ રહેશે ત્યારે એ સ્થળમાં જે કંઈ કરવાનું છે તેને માટે મારા તરફથી એક સુતાર આવશે, અને તે મારી ઇચ્છાનુસાર કરશે. એના ડાબા હાથની ત્રીજી આંગળીએ પહેરેલી એક વીંટી તે તમને બતાવશે. તેથી તે મનુષ્ય

મારા તરફથી આવ્યો છે, એમ તમે નિશ્ચય કરજો. એ વીંટીમાં પોતાની પૂછડીને પોતાના મુખમાં કરડતો એક ગોળાકાર સર્પ કોતરેલો હશે. મધ્યમાં ષટ્કોણ થઈ રહે એવા બે ત્રિકોણ, અન્યોઅન્યને ભેદે એવી રીતે કોતરેલા હશે, અને તેની મધ્યમાં કુંચીના આકારનું એક સાંકેતિક ચિહ્ન કોતરેલું હશે. આ આકૃતિ જે અત્યંત આશ્ચર્યકારક ગૂઢ રહસ્યને સૂચવે છે, તે ભવિષ્યમાં તમારો અધિકાર આવ્યે તમને સમજાશે. આ મનુષ્ય કોઈ પણ પ્રકારના વિધિવિના તમારી પાસે આવશે, તમને પૂર્વોક્ત વીંટી બતાવશે અને પૂછશે, તમારે સાહાય્ય જોઈએ છે? તે કોણ છે તથા ક્યાંથી આવ્યો છે, એવો કોઈ પણ પ્રશ્ન તમારે તેને પૂછવો નહિ. તે તેની ઇચ્છાથી, વગર પૂછ્યે જે કંઈ તમને કહે તે તમારે શ્રવણ કરવું. તૈયાર થએલું મકાન તેને સ્વાધીન કરજો. અંદર જે કંઈ કરવાનું છે તે તે પોતાની મેળે કરશે. તમારે માત્ર તેને જે સામાન તે માગે તે આપવો. તે વિના તેને અન્ય કશું જ કહેવું નહિ.

"મકાનને લગતા તબેલા, બાગ વગેરે જે કંઈ તમારે કરવું હોય તેમાં તમારી ઇચ્છાનુસાર કરવા તમને સ્વતંત્રતા છે. મારે માત્ર તમને એટલું જ સૂચવવાનું છે કે જે કંઈ કરો તે વિશાળ અને સગવડવાળું કરજો."

"જે દ્રવ્ય હું તમને આપી જાઉં છું, તે અપાર છે. પુષ્કળ ખર્ચ કરતાં પણ તે ખુટે એવું નથી. એમ છતાં તમારે અધિક દ્રવ્યનો ઉપયોગ પડે તો તે ક્યાંથી કેવી રીતે પ્રાપ્ત કરવું, તે સર્વ આ કાગળની સાથે જે પીળા વસ્ત્રથી બાંધેલું પુસ્તક છે, તેમાં લખેલું છે. એ તમને તત્કાળ સમજાય તેમ નથી, તો પણ જો તમે તે સમજવાનો પ્રયત્ન કર્યા કરશો, અને સદાચાર, અને ઈશ્વરભક્તિથી તમારા અંતઃકરણનો અધિકાર વધારતા જશો તો તે તમને સમજાશે."

રોકડ દ્રવ્યને તમે જૂદી જૂદી બેંકોમાં તથા મિલોમાં તમારા બંનેને નામે મૂકી દેજો. હીરા, રત્ન વગેરેને સંભાળથી અત્ર જ રાખજો, અને નવા મકાનમાં તેમને મૂકવાનું એક સુરક્ષિત સ્થળ મારો સુતાર તમને કરી આપશે ત્યાં સુધી પરમાત્મસત્તાથી તે અત્ર રક્ષાશે; માટે નિશ્ચિંત રહેશો.

"પાંચે વર્ષે યોગિની જ્યારે અભ્યાસ કરીને પાછી આવે ત્યારે તમે નવા ઘરમાં રહેવા જજો, ત્યાં સુધી તમે તમારી ઇચ્છામાં આવે ત્યાં રહેજો."

"અને હવે પ્રિય બાળકો! આ પત્ર હું સમાપ્ત કરૂં છું; પણ

તે પૂર્વે તમને થોડાં બોધવચનો કહું છું, તે હૃદયમાં કોતરી રાખજો. ઘણા પુરુષો સ્ત્રીનો ત્યાગ કરવાથી અને ઘણી સ્ત્રીઓ પુરુષનો ત્યાગ કરવાથી સર્વોત્કૃષ્ટ સુખ અથવા મોક્ષ સધાય છે, એવા નિશ્ચયને બાંધી બેઠાં હોય છે, પણ તે નિશ્ચય સર્વદા સત્ય છે, એમ તમે માની બેસશો નહિ. સ્ત્રીની સર્વદા પુરુષને અગત્ય છે, અને પુરુષની સર્વદા સ્ત્રીને અગત્ય છે. ઉભયનો અન્યોઅન્યને ન નિવારી શકાય એવો આશ્રય છે. પ્રકૃતિનો પરમાત્મા ત્યાગ કરી શકતા નથી, તેમ પ્રકૃતિ પરમાત્માનો ત્યાગ કરી શકતી નથી. આપણા મૂળ કારણમાં જ જ્યારે આ પ્રમાણે છે તો પછી સ્ત્રીપુરુષે અન્યોઅન્યનો ત્યાગ કરવાથી જ હિત સધાય છે, એમ માનવું એ ભુલભરેલું છે. પ્રકૃતિ એ પુરુષને પ્રતીત થવાનું દ્વાર છે, અને તેથી કરીને જ્યાં સુધી પુરુષે કોઈ પણ પ્રકારની પ્રતીતિમાં રહેવું હોય અથવા આવવું હોય ત્યાં સુધી તેણે સ્ત્રીનો ત્યાગ કર્તવ્ય નથી. પ્રકૃતિનો નિઃશેષ ત્યાગ થતાં પુરુષ અન્યને પ્રતીત થવા યોગ્ય સ્થિતિમાં રહેતો નથી. આથી વ્યવહારમાં રહીને જ સ્ત્રી-સહ પુરુષે સર્વોત્તમ હિત સાધવા પ્રયત્નશીલ થવું. પ્રતિકૂળ સ્ત્રી જ માત્ર હિતની સિદ્ધિમાં વિરોધી હોય છે, પરંતુ અનુકૂળ સ્ત્રીવડે ધર્મ, અર્થ આદિ પુરુષાર્થો જેવા ઉત્તમ અને સત્વર સધાય છે, તેવા સ્ત્રી-રહિત સ્થિતિમાં કદી સધાતા નથી. આથી અન્યોઅન્યના કેવળ ત્યાગને તમે સુખના ઉપાયરૂપ કદી સ્વીકારશો નહિ. વ્યવહારમાં જ રહેજો, અને તેમાં રહીને સુખને સાધજો. સ્થૂલ વિષયોના મોહપર્યંત સ્ત્રીપુરુષોએ પરસ્પરનો સ્થૂલ સંબંધ ત્યાજ્ય નથી. અધિક વિવેક પ્રકટતાં કાળે કરી સ્ત્રીપુરુષનો માનસ સંબંધ થાય છે, અને પરિણામે આધ્યાત્મિક સંબંધ થાય છે. આ માનસ અને આધ્યાત્મિક સંબંધના સ્વરૂપ તમારો અધિકાર વધ્યે તમને સ્પષ્ટ થશે. શિવપાર્વતી, વિષ્ણુ-લક્ષ્મી આદિ ઇશકોટિઓમાં આ આધ્યાત્મિક સંબંધ હોય છે, અને તે અદ્‌ભુત સામર્થ્યાદિનો પ્રકટાવનાર હોય છે. તાત્પર્ય એ કે ત્યાગના, લોકોમાં સમજાયલા ઉંધા સ્વરૂપને તમે આદર આપશો નહિ. વ્યવ-
હારમાં જ રહેજો. પ્રાણિમાત્રનું હિત સાધવું, એ વ્યવહારમાં મનુષ્યનું ૯
એક મુખ્ય કર્તવ્ય છે, તેનું વિસ્મરણ કરશો નહિ. અન્યના હિતમાં આપણું હિત રહેલું છે, એ સિદ્ધાન્તને સર્વદા સ્મરણમાં રાખજો. તમે પોતે નવું હિત નિરંતર પ્રાપ્ત કરજો, અને જેટલું જેટલું પ્રાપ્ત થાય તેટલું ઉદારતાથી અન્યને આપ્યા કરજો. અન્યને આપવા માટે જ સુખને પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ રાખજો. એથી તમે સુખને સત્વર સાધી શકશો. પોતાના જ સુખની સ્વાર્થબુદ્ધિ જેઓ રાખે છે, તેઓ સત્વર સુખને સાધી શકતા નથી. તમે જેવો અન્યને બોધ કરો, તે પ્રમાણે

જાતે આચરણ રાખજો. આપણાં પોતાનાં શુદ્ધ આચરણથી અન્યને જેવો બોધ થાય છે તેવો બોધ વેદની શ્રુતિઓવડે કે વાણીની ઉત્તમ પ્રકારની રચનાવડે કદી થતો નથી. મન, વાણી, અને કાયાવડે શુદ્ધ રહો, શુદ્ધ વિચાર સેવો, શુદ્ધ શબ્દો બોલો, અને નિર્દોષ શુદ્ધ વર્તન રાખો. નિંદ્ય વિકારોને હૃદયમાં કદી પણ પ્રવેશવા દેશો નહિ. અસત્ય બોલવાથી અને છળકપટ કરવાથી જગત્માં વ્યવહારસુખ સાધી શકાય છે, એવું ઘણા માને છે અને તેથી વ્યવહારમાં અસત્ય બોલવું, પોતાના જાતિબંધુઓને ઠગવા, અને જે તે રીતે પોતાનું ઘર ભરવું, એવો તેઓ બોધ આપે છે. આને તેઓ વ્યવહારકુશળતા કહે છે. એથી વિરુદ્ધ આચરણને તેઓ વ્યવહારની અણસમજણ કહે છે; પણ આ પ્રકારનું માનવું, એ મોટામાં મોટું અજ્ઞાન છે. તેનું ફળ દુઃખ અને સંતાપવિના બીજું કશું જ પ્રકટતું નથી. આવાં આચરણો સેવી મનુષ્યો ભલે પોતાને ડાહ્યા અને કુશળ ગણે પણ તેણને કર્મના નિયમોનું જ્ઞાન નથી. સમય આવ્યે તેમને સ્પષ્ટ થયાવિના રહેતું નથી કે જેને તેઓ શીતળ જળાશય માનતા હતા, તે અત્યંત તપાવેલા સીસાના રસનો કુંડ છે. કરેલાં કર્મનાં ફળ કોઈને પણ મળ્યાવિના રહેતાં જ નથી. પરમેશ્વરને ત્યાં પોપાંબાઈનું રાજ્ય નથી જ. વકીલો અને બેરિસ્ટરોના ખોટા પુરાવાથી ત્યાં જિતી જવાનું નથી. કર્મના ગહન અનિવાર્ય નિયમઆગળ તેઓની ચપતા અને કુશળતા જેમ બિલાડીઆગળ ઉંદરનો લપલપાટ ક્ષણમાં સાતમે પાતાળ પેશી જાય છે, તેમ અદૃશ્ય થઈ જાય છે. મારાં પ્રિય બાળકો ! આ દેહમાં મેં હજારો ચઢતી ઉતરતી સ્થિતિનાં મનુષ્યો જોયાં છે, તથા મારા પૂર્વ જન્મોના જ્ઞાનને લીધે તે જન્મોમાં જોયેલાં અસંખ્ય મનુષ્યોનું પણ મને સ્મરણ છે, તથાપિ એવો એક પણ પ્રસંગ મેં જોયો નથી કે જેમાં અયોગ્ય કૃતિનું દુઃખ અથવા સંતાપરૂપ ફળ, તે કર્મ કરનારને ન મળ્યું હોય. ગમે તે સ્થળે અને ગમે તે સમયે કર્મનું ફળ કર્મ કરનારને મળે જ છે. રાજા કે રંક, મૂર્ખ કે પ્રાજ્ઞ, વૃદ્ધ કે બાળક, સ્ત્રી કે પુરુષ, સર્વને કર્મના અપ્રતિહત ન્યાયઆગળ મસ્તક નમાવ્યાવિના છુટકો થતો જ નથી. ગામમાં અને નગરમાં, દેશોમાં અને પ્રજાઓમાં, સ્વલ્પમાં સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ સર્વ સ્થળે કર્મનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. કર્મના નિયમઆગળ વકીલાત ચાલતી નથી, અને દીનતાયુક્ત નમ્ર વિનતિનું વળતું નથી. ક્રોધથી કર્મનો નિયમ બદલાતો નથી, તેમ નેત્રમાં અશ્રુ આણી તેના આગળ રડવાથી તેનું બંધન સ્વલ્પ પણ ઢીલું થતું નથી. 'જે કોઈ જેવી કૃતિ કરે છે, તેવું ફળ તેને મળે છે' 'બાવળને વાવીને આમ્રફળ કોઈ પણ વેડશે નહિ' એ નિયમ અણ-

અણુમાં, કલ્પાંતે પણ ન ભુસાય એવા અક્ષરે કોતરાયલો છે. પ્રિય બાળકો ! આ નિયમનું પ્રત્યેક વિચાર કરતાં, પ્રત્યેક શબ્દ બોલતાં અને પ્રત્યેક ક્રિયા કરતાં નિરંતર સ્મરણ રાખજો. આ નિયમરૂપ હસ્તિને ઉથલાવી પાડવામાં તમારૂં કીડીનું બળ વાપરશો નહિ. તેનું ઉલ્લંઘન તમે કરી શકવાનાં નથી. તમે તો શું પણ મોટા મોટા દેવોથી પણ તેનું ઉલ્લંઘન થઈ શક્યું નથી અને થવાનું નથી. તે નિયમને અનુકૂળ વર્તજો, અને વિશ્વવ્યવસ્થાપક સત્તા તમને પોતાનાં પ્રિય બાળકો ગણી જે જોઈએ તે તમને આપશે. એ નિયમને અનુકૂળ વર્તતાં એવું એક પણ સુખ નથી જે તમને ન પ્રાપ્ત થાય. પૃથ્વીનું અને સ્વર્ગનું ધન તમારે ચરણે પડશે, ગુપ્ત જ્ઞાનના ભંડાર તમારા આગળ ખુલ્લા મૂકાશે, સિદ્ધિઓ તમારી દાસી થશે, નિધિઓ તમારા ચરણ સેવશે, તમે પથરાના હીરા થશો, લોહના સ્પર્શમણિ થશો, જીવના શિવ થશો.

"સુખના સ્વર્ગમાં આરોહણ કરવાની નિસરણી એક જ છે, અને તે મન, વાણી તથા શરીરનો વિશુદ્ધ આચાર છે. આ નીસરણીએ ચઢવાનું કાર્ય કઠિન છે. તેનાં પગથીયાં સરળ નથી. કોઈ ભાગેલું, તો કોઈમાં આખો પગ ગરકી જાય એવાં મોટાં મોટાં ગુપ્ત બાકાં છે. સહજ અસાવધ રહેતાં ચઢનારનો પગ સરી તે નીચે આવે છે. અસંખ્ય મનુષ્યો તેના ઉપર ચઢ્યા છે, અને અસાવધાનતાથી પડ્યા છે, અને હાડકાં ભાગ્યાં છે.

"પ્રિય બાળકો ! હવે હું અટકું છું. તમારૂં ઉભયનું જે પ્રથમ બાળક થશે તેનું શરીર મારા હવે પછીના જન્મમાં મારે નિવાસ કરવા યોગ્ય દેવાલય થશે. બાલ્યાવસ્થામાં તમે મને ઓળખી શકશો નહિ, પણ મારૂં વય જ્યારે સાત વર્ષનું થશે ત્યારે તમે મારામાં ફેરફાર થયેલો જોશો, અને ચૌદમે વર્ષે હું મારા નવા મંદિરમાં મારી પૂર્ણ શક્તિથી પ્રકાશીશ.

પુનઃ સમાગમ થતા પર્યંત જય જય. પરમાત્મા તમારૂં નિરંતર કલ્યાણ કરો."

લિ. સુરેશ્વરાચાર્ય.

યોગિની વાંચી રહ્યા પછી, કેટલીક ક્ષણસુધી અમે વિચારમાં મગ્ન રહ્યાં. પછી મેં તેને પૂછ્યું, ગુરુના આ પત્રસંબંધી તારો શો અભિપ્રાય છે ?

તેણે ઉત્તર આપ્યું, ગુરુનાં વચનો અત્યંત સત્યથી ભરેલાં હું સર્વદા સ્વીકારૂં છું, અને તેથી કરીને તેમની પ્રત્યેક આજ્ઞામાં મારૂં

હિત જ રહેલું છે એમ માની, ગુરુ જે કંઈ આજ્ઞા કરે તેનું હું તત્કાળ પાલન કરૂં છું.

મેં કહ્યું, ત્યારે કાલે તને સાવિત્રીબાઈને ત્યાં મોકલવાની સર્વ વ્યવસ્થા હું કરીશ. આજે તો તું તથા હું બંને બહુ શ્રમિત થયાં છીએ. તું આ ઓરડાને અંદરથી સાંકળ મારી નિરાંતે વિશ્રાંતિ લે; અને હું આ જોડેના ખંડમાં સ્વતંત્રપણે વિશ્રાંતિ લઉં છું. એમ કહી મેં પેલી પેટીઓમાં પાછો સર્વ સામાન હતો તેમ ભર્યો, અને તેમને બંધ કરી. પછી યોગિનીને તે ખંડમાં મૂકી હું જોડેના ખંડમાં જઈ સ્વસ્થપણે સુતો.

## પ્રકરણ ૧૦.

### મૃત્યુની તૈયારીઉપર.




દિવસના બાકીના ભાગમાં તેમ જ રાત્રિએ અત્ર લખવા જેવો કશો પ્રસંગ બન્યો ન હતો. માત્ર રાત્રિએ પુષ્કળ વૃષ્ટિ થઈ હતી, અને તેથી સવારમાં હીકળજેવું લાગતું હતું. એમ છતાં મને સ્વસ્થ નિદ્રા આવી હતી.

આજે યોગિનીને સાવિત્રીબાઈને ત્યાં મુકી આવવાની હતી. ટ્રેન સાડા દશ વાગતાં ઉપડતી હોવાથી મારે તે પૂર્વે સઘળી તૈયારીઓ કરી લેવાની હતી. આથી મેં મારે ત્યાં કામ કરનાર જીવીને સામે બારણેથી હાંક મારી બોલાવી, અને મારા રસોઇયાને સત્વર તેડી લાવવા કહ્યું. નિયમપ્રમાણે મને ચાહા પીવાની વૃત્તિ થઈ, પણ મેં તે વૃત્તિ રોકી, કારણ કે યોગિનીને દુઃખ ઉપજે, એવી કોઈ પણ કૃતિ ન કરવાનો મેં દૃઢ સંકલ્પ કર્યો હતો.

ભાનુશંકરને તેડીને જીવી તરત આવી. દશ વાગતાની ગાડીમાં મારે જવાનું છે માટે નવ વાગતાં રસોઈ તૈયાર કરી નાંખવા મેં તેને કહ્યું. તેણે પૂછ્યું, સાહેબ ! કીયે ગામ જવાના છો ? મેં કહ્યું, સુરતની નજદીકમાં જવાનું છે. તેણે કહ્યું, આપનાથી આજે જઈ શકાશે નહિ. કારણ કે ગઈ કાલના વરસાદથી નર્મદાની પેલી બાજૂની સડક ધોવાઈ ગઈ છે, અને ગાડી આગળ ચાલતી નથી. મેં પૂછ્યું, શું તું સાચું કહે છે ? તેં શી રીતે જાણ્યું ? તેણે કહ્યું, સાહેબ ! પેલા મંછારામ તારમાસ્તર મારી જોડે જ રહે છે. તે સ્ટેશનથી સવારમાં જ આવ્યા હતા, અને અમારા ફળીયામાં વાતો કરતા હતા.

ભાનુશંકરની વાત સાચી હોય તો હવે બીજો ઉપાય ન હતો. ગાડી ચાલતી થાય ત્યાંસુધી યોગિનીને મારી સાથે રાખ્યાવિના છૂટકો ન હતો. મેં તેને પૂછ્યું, કેમ હવે શું કરીશું? તેણે કહ્યું, ગુરુની ઇચ્છાપ્રમાણે થશે, ગાડી ચાલતી થયે જવાનો નિશ્ચય રાખો.

ગઈ કાલે યોગિનીએ હાથે જ રસોઈ કરી હતી, તે મને ઠીક લાગ્યું ન હતું. તેથી આજે મેં તેને પૂછ્યું, કેમ તું આજે મારી સાથે જમીશ કેની? તેણે કહ્યું, તમે શું જમો છો તે હું જાણુતી નથી. મને સાદો આહાર લેવાની ટેવ છે. વળી હું મીઠું, મરચું, હીંગ વગેરે મસાલા ખાતી નથી. ગુરુ સાત્વિક આહાર લેવાનું સર્વદા કહેતા, તેથી મને સાદું ખાવાનું મળશે તો હું ખાઇશ. મેં કહ્યું, તું કહે તે રસોઈ કરાવીએ. તું નિત્ય શું ખાય છે? તેણે કહ્યું, હું ભાખરી તથા દુધ ખાઉં છું. પ્રસંગોપાત્ત ભાતદાળ પણ કરતી હતી. કોઈ કોઈ દિવસ હું એકલાં ફળ ખાઇને પણ રહું છું. તાજાં ફળજેવો ઉત્તમ આહાર ગુરુ બીજા કશાને ગણુતા ન હતા. મેં કહ્યું, ત્યારે તને તેવો જ આહાર મળશે.

પછી મેં ભાનુશંકરને પુરી તથા દુધ કરવાનું તથા બજારમાંથી એક ડઝન સારાં કેળાં આણુવાનું કહ્યું. એટલામાં નીચેથી કોઇએ મને બુમ મારી. તપાસ કરતાં જણાયું કે મારા નામનો તાર, તારવાળો સિપાઈ લાવ્યો છે. ભાનુશંકરને તાર ઉપર લેઈ આવવા મેં કહ્યું. તેને વાંચી જોતાં જણાયું કે તે મારા મિત્રતરફથી નડીઆદથી આવ્યો હતો. તેની પત્નીની પ્રકૃતિ બગડવાથી તેણે મને તત્કાળ આવવા લખ્યું હતું. હવે શું કરવું? મેં યોગિનીને પૂછ્યું. તેણે કહ્યું, સ્વાર્થની હાનિ સહીને પણ અન્યને સાહાય્ય આપવી, એવો આપણો ધર્મ છે, એવો ગુરુનો ઉપદેશ છે, માટે જવું એ જ યોગ્ય છે. મારી કાળજી કરવાની અગત્ય નથી.

જવાનો નિશ્ચય કરી પછી હું નીચે દવાખાનામાં ગયો. આવેલા રોગીઓને દવા આપી, એક બે સ્થળે જવું હતું ત્યાં જઈ પછી યોગિનીપાસે ઉપર આવ્યો. તે એક સાદડી ઉપર સુતી હતી. તેના તરફ દૃષ્ટિ કરતાં મને જણાયું કે તેનું શરીર થોડું થોડું ધ્રુજતું હતું. બીકળથી કદાચ તે ધ્રુજતી હશે એમ અનુમાન કરી મેં તેને પુછ્યું, કેમ તને ટાઢ વાય છે? તારી પ્રકૃતિ તો સારી છે કેની?

તેણે કહ્યું, બરાબર સારી નથી. મને પાસામાં શૂલ નાંખતું હોવાથી કાલ રાત્રે મને સ્વસ્થ નિદ્રા આવી ન હતી. વળી મને ટાઢ પણ વાય છે. મારા હાથ અને પગ બહુ ટાઢા થઈ ગયા છે. પણ કંઈ ચિંતા કરવા જેવું નથી. મને થોડી વારમાં સારું થઈ જશે.

મેં કહ્યું, તને 'પ્લ્યુરિસી' (ઉરોગ્રહ) નાં ચિહ્ન જેવું મને જણાય છે. ત્યારે તો આજે આવી સ્થિતિમાં તને એકલી મૂકીને હું નહિ જાઉં.

તેણે કહ્યું, એવું ભય ધરવા જેવું કશું જ નથી. મારે માટે તમે જવાનું બંધ રાખશો નહિ.

મેં કહ્યું, ત્યારે હું તને દવા તૈયાર કરી આપું છું. તે તું અર્ધે અર્ધે કલાકે તને હોંશિયારી આવે, અને પ્રકૃતિને સ્વસ્થતા લાગે ત્યાં સુધી લીધા કરજે. એમ કહીને મેં મારી દવાની 'બેગ' ઉઘાડી.

મને દવા કાઢતો જોઈને તેના મુખઉપર વ્યગ્રતા જણાઈ, અને તે બોલી ઉઠી, અરે! મને દવા આપશો નહિ. મેં મારા આખા જન્મમાં કોઈ દિવસ દવા ખાધી નથી.

હું બોલ્યો, શું તેં દવા કદી ખાધી નથી? તું માંદી પડતી ત્યારે શી રીતે તને મટતું?

તે બોલી, હું કદી બહુ માંદી પડી જ નથી. આ પ્રકારની મારા શરીરમાં અવ્યવસ્થા તો આજે જ મને જણાઈ છે. પહેલાં મને સહજ કંઈ શરીરમાં દુઃખજેવું જણાતું તો ગુરુ બે ચાર ક્ષણમાં મને મટાડી દેતા.

મેં કહ્યું, હા, પણ ગુરુ તને કોઈ ગોળી, કે માત્રા કે એવી જ કોઈ દવા આપતા હશે. દવા આપ્યા વિના તો તને મટાડતા નહોતા કેની?

તે બોલી, ગુરુએ મને દવા કદી આપી જ નથી. તે શી રીતે મને મટાડતા હતા તે તો હું જાણુતી નથી, પણ જ્યારે જ્યારે મને કંઈ થતું ત્યારે તે મારી પાસે બેસતા અને મારા સામુ બે ચાર ક્ષણ એક દૃષ્ટિએ જોતા, અથવા મારે માથે કે પછી જ્યાં મને દુઃખ જણાતું હોય ત્યાં હાથ મૂકતા, અને તત્કાળ મને સારું થઈ જતું.

છેલ્લું વાક્ય બોલતાં તેનું મુખ બહુ દયામણું થઈ ગયેલું.મને જણાયું. તેની નિરંતર સંભાળ લેનાર તેના ગુરુ., આજે તેની પાસે નથી, અને તેથી તે આ જગતમાં હવે નિરાધાર અને એકલી રહી છે, એ વિચારથી તેનું હૃદય ભેદાયું હશે, એમ મને અનુમાન થયું, અને તેથી મેં મનમાં પ્રતિજ્ઞા કરી કે જ્યાંસુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાંસુધી આ અનાથ અને નિર્દોષ બાળાને પ્રસન્ન રાખવાનો હું પ્રયત્ન કરીશ, અને તેને પોતાની પુત્રીની પેઠે પાળનાર તેના ગુરુની ખોટ હું તેને જણાવા નહિ દેઉં. આ પ્રમાણે નિશ્ચય કરી મેં તેને કહ્યું, ગુરુ તને જે રીતે મટાડતા હતા, તે રીત તો મને આવડતી

નથી, પણ તે ઉત્તમ પ્રકારની હશે એમાં મને કશો શક નથી. તો પણ હાલ તારી આ સ્થિતિમાં તને સત્વર આરામ થાય એવા ઉત્તમ ઉપાયો મારે લેવા તો જોઈએ જ. ગુરુએ તને મારા રક્ષણતળે સોંપી છે, અને તેથી તારું સર્વ પ્રકારે રક્ષણ કરવું, એ મારો ધર્મ છે. મારી તો આજે અત્ર રહેવાની જ ઇચ્છા છે, પણ તું જવાની રજા આપે છે તો હું જઇશ. પણ આ ઝીણી ઝીણી ગોળીઓની શીશી હું તને આપતો જાઉં છું. એમાંથી તું ચાર ચાર ગોળી પા પા કલાકે લેજે. એથી મારી પૂર્ણ ખાતરી છે કે હું રાત્રે પાછો આવીશ તે પહેલાં તો તને સંપૂર્ણ આરામ થઈ જશે. એમ બોલી તેની સ્થિતિ તેને ભયભરેલી ન જણાય તથા સત્વર આરામ થઈ જવાની તેને ખાતરી થાય, એ માટે મેં તેના તરફ જોઈ જરા સ્મિત કર્યું.

આખો દિવસ તેને આ સ્થિતિમાં તથા અપરિચિત સ્થળમાં એકલા રહેવું પડશે, એ વિચારથી તેના હૃદયમાં થતી અપ્રસન્નતા મને ન જણાય એટલા માટે તેણે પણ જરા સ્મિત કરવા પ્રયત્ન કર્યો પણ તે સફળ થયો નહિ. તેણે મુખ મલકાવ્યું ખરું, પણ તે સાથે તેનાં નેત્રમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં.

તેને મસ્તકે પ્રેમથી તથા કરુણાથી હાથ મુકી મેં કહ્યું, યોગિની ! તને શું થાય છે ? તું શા માટે નેત્રમાં જળ આણે છે ?

તેને ખેદ થાય એવું હું કશું જ બોલ્યો ન હતો, છતાં જળથી તેનાં નેત્ર ભીનાં જોઈ મને લાગ્યું કે મારાં વચનોથી તેને કંઇક ઓછું આવ્યુ હશે, તેથી વળી મેં પૂછ્યું, તને દુઃખ થાય એવું મારાથી કશું કહેવાયું ?

પોતાનાં નેત્ર લોહી નાંખીને તથા સાવધાન થઈને તે બોલી, મને ક્ષમા કરો. ગુરુનો વિયોગ આજે મને અધિક સાલવાથી મને ખેદ થઈ ગયો. ગુરુનો વિયોગ આજે મને જેવું દુઃખ કરે છે, તેવું પૂર્વે કદી કરતો ન હતો. અરે ! આજે મારું મન આટલું નિર્બળ શાથી થયું તે હું જાણતી નથી. હા, મારા પાસામાં મને આ શૂલ નાંખે છે, તેથી ગુરુ મને અત્યંત સાંભરે છે. પણ મારે ગુરુની ઇચ્છાને અધીન થવું જ જોઈએ. ગુરુએ મને તમારા સ્વાધીનમાં સોંપી છે, અને તેમાં જ મારું હિત છે એમ કહ્યું છે, તો મારે આ ખેદ કરવો યોગ્ય નથી. અરે ! મને ક્ષમા કરો. હું અસાવધ થઈ ગઈ. ગુરુની ઇચ્છાને અધીન ન થવું, એ મોટો દોષ છે. પણ હવે હું સાવધ થઈ છું. હવે હું ખેદ નહિ કરું, તમે સુખેથી જાઓ. આ વ્યાધિ મને મટી જશે. મારી સ્વાર્થબુદ્ધિથી તમને મેં વૃથા ચિંતા તથા ખેદ કરાવ્યો,

તેથી હું તમારી ક્ષમા માગું છું. આમ બોલી તે નિર્દોષ બાળાએ હાથ જોડી ક્ષમા માગતી હોય એવો દીનતાનો ભાવ મારાપ્રતિ કર્યો.

તેની આ દીનતા જોઈ મારું હૃદય ભરાઈ આવ્યું. મને વિચાર આવ્યો, અહો ! આ બાળા નિર્દોષતાની કેવી અદ્ભુત પ્રતિમા છે ! પોતાના પ્રિયતમ રક્ષક ગુરુના વિયોગથી ક્ષણવાર તેને ખેદ થઈ ગયો, અને તેમ થવું કેવળ સ્વાભાવિક જ હતું. તેને માટે તે પશ્ચાત્તાપ કરે છે, તથા મારી ક્ષમા માગે છે ! પોતાના ગુરુમાં તેને કેવી આશ્ચર્યકારક શ્રદ્ધા છે ! ગુરુની ઇચ્છાને અનુકૂળ વર્તવું, પછી તે તેને પ્રિય હોય કે ન હોય, તોપણ તેને જ તે પોતાનું કર્તવ્ય ગણે છે, અને આ કર્તવ્ય સાધતાં તેને થતા ખેદને તે દોષ માને છે. અહો ! આવા નિર્દોષ અંતઃકરણવાળી સ્ત્રીઓ ઘેર ઘેર હોય તો કેટલો વ્યર્થ ક્લેશ તથા કંકાસ જગતમાંથી ઓછો થઈ જાય !

તેના અંતઃકરણનું સાંત્વન થાય એવાં મારાથી બને તેટલાં વચનો મેં તેને કહ્યાં. પછી મારે જવાનો સમય થવાથી હું જમવા ગયો. યોગિનીએ જમવાને માટે અરુચિ જણાવી, તેથી મેં તેને આગ્રહ કર્યો નહિ. કારણ કે વ્યાધિમાં જમવાથી વ્યાધિ બળવાન્ થાય છે, એ હું સારી રીતે જાણતો હતો. એમ છતાં તેને મોડેથી ખાવાની રુચિ થાય તો પુરી તથા દૂધ ઢાંકી મૂકવાની મે ભાનુશંકરને સૂચના આપી, તથા જીવીને હું આવું ત્યાં સુધી યોગિનીપાસે રહેવાની ખાસ સૂચના આપી. ટ્રેનનો સમય થવાથી, યોગિનીને મળીને તથા તેને શાંત ઉપજે એવાં પ્રેમનાં વચનો કહીને હું નડીયાદ જવા નીકળ્યો.

થોડા વખતમાં હું નડીયાદ આવી પહોંચ્યો. મારા મિત્રની પત્નીની પ્રકૃતિ જોઈ, તેને યોગ્ય સલાહ તથા ઔષધ આપી રાત્રિની ટ્રેનમાં હું પાછો ફર્યો. આખો દિવસ વરસાદ પુષ્કળ પડયો હતો, અને હજી પણ થોડો થોડો આવતો હતો. યોગિનીનું વિસ્મરણ મને આખો દિવસ એક ક્ષણ પણ થયુ ન હતું. તેની મનોહર, કરુણાપાત્ર, સજળ નેત્રવાળી આકૃતિ મારા હૃદયપટઉપર પુનઃ પુનઃ તરી આવતી. તેને મૂકીને હું આવ્યો, એ મેં ઠીક ન કર્યું, એમ વારંવાર આખો દિવસ મારા હૃદયમાં થયા કર્યું હતું. સ્ટેશનથી ઘેર આવતા સુધી ક્ષણે ક્ષણે યોગિનીસંબંધમાં મને ચિંતા વધતી ગઈ. આ પ્રકારનો ભય અને ચિંતા વધવાનું કારણ શું તે મને સ્પષ્ટ થયું નહિ. કંઈક પ્રતિકૂળ પ્રસંગ નીપજ્યો છે, એવું સ્ફુરણ વેગથી મને થવા લાગ્યું. સ્ટેશનથી માત્ર પંદર મિનિટમાં જ મારે ઘેર પહોંચાતું હતું, તથાપિ તે માર્ગ

મને સો ગાઉ જેટલો દૂર આજે જણાયો. ગાડી વેગથી ચાલતાં છતાં હું ગાડીવાનને વધારે ત્વરાથી ચલાવવા વારંવાર ટોકવા લાગ્યો. પંદર મિનિટ મને પંદર વર્ષજેવી આજે જણાઈ. ઘર ક્યારે આવે, ક્યારે આવે એમ મને થયા કર્યું. આખરે ઘર આવ્યું. હું ગાડીમાંથી નીચે ઉતર્યો. મેડાઉપર મને દીવો જણાયો નહિ. આઠ વાગતામાં યોગિની દીપક ઓલવી શું ઉંઘી ગઈ હશે? મેં જીવીને બુમ મારી. કોઈએ ઉત્તર આપ્યો નહિ. હું ઉપર ગયો. ત્યાં દીવો ન હતો. 'જીવી! જીવી! ક્યાં મરી ગઈ રાંડ! અંધારૂં ઘોર કેમ છે?' એમ બુમો મારતો અંધારામાં હું મારા ઓરડાભણી ચાલ્યો. બારણું બંધ હતું, છતાં અંદર સાંકળ ન હોવાથી ઠેલતાં ને ઉઘડી ગયું. અંદર પણ અંધકાર જ હતો. યોગિનીના સુવાના ખંડભણી દૃષ્ટિ નાંખી તો ત્યાં પણ અંધકાર જ હતો. મેં દીવો કરવા દીવાસળીની પેટી ખોળી, પણ જડી નહિ. હું આકુળવ્યાકુળ થઈ ગયો. "યોગિની! યોગિની! તું ક્યાં છે?" એમ બુમ મારી, પણ ઉત્તર મળ્યો નહિ. હવે હું ગભરાયો. આકાશ ઘમઘોર હોવાથી તથા બધાં બારણાં બંધ કરેલાં હોવાથી અંધારૂં ઘોરજેવું થઈ રહ્યું હતું. દીવાસળીમાટે હું ખોળવા જેવાં સઘળા સ્થળ શોધી વળ્યો, પણ મને તે જડી નહિ. હું બબડવા લાગ્યો, આ શું? દીવાસળીની પેટી પણ નિત્યની જગાએ નથી. રાંડ જીવી મળવા દો, એને ચાબુકે ચાબુકે માર્યાવિના આજે છોડવાનો નથી. એટલામાં યોગિનીના સુવાના ઓરડામાંથી એક કરુણાજનક અત્યંત મંદ સ્વર સંભળાયો.

"ગુરો! પ્રિયતમ ગુરો! ક્યાં છો? સત્વર આવો, હું મરી જાઉં છું."

યોગિનીનો સ્વર મેં ઓળખ્યો. દીવાસળીવિના હવે મારી અકળામણ વધવા લાગી. એટલામાં મને સાંભરી આવ્યું કે રસોડાના તાકામાં ભાનુશંકરની દીવાસળીની પેટી પડી હશે. હું રસોડાભણી દોડ્યો. અંધારામાં બારણાસાથે અફળાયો, પણ ત્યાંથી મને પેટી જડી. તે લેઈ હું ઉપર આવ્યો, અને દીપક પ્રકટાવ્યો. પ્રકાશ થતાં મને જણાયું કે યોગિની એક ખુણામાં પથારીમાં સુતી હતી. હું તેની પાસે ગયો. તેને સખ્ત જ્વર આવ્યો હતો. મેં તેને પૂછ્યું, અરે! તારી આ સ્થિતિ શી રીતે થઈ? પણ મારો પ્રશ્ન શ્રવણ કરવા જેવી તેનોમાં ગતિ હતી નહિ. મેં તેની નાડી તપાસી જ્વર લગભગ ૧૦૫ ડીગ્રી હતો. મેં તેને પુનઃ બોલાવી. તેણે બળાત્કારે નેત્ર ઉઘાડ્યાં, પણ મને ઓળખ્યો નહિ. વ્યાધિનું તેના શરીરમાં પ્રાબલ્ય વધી ગયેલું મને જણાયું. મેં મારૂં ઔષધોનું કબાટ ઉઘાડ્યું, અને તેમાંથી એક

ડોઝ તૈયાર કર્યો. તે તેને આપવા પુનઃ મેં તેને સાવધ કરવા પ્રયત્ન કર્યો, પણ હું નિષ્ફળ થયો. ચમચાવડે તેના મુખમાં ઔષધ રેડવાનો મારો પ્રયત્ન પણ સફળ થયો નહિ. તેની સ્થિતિ ઉત્તરોત્તર બગડતી ચાલી, અને હવે તે એક બે કલાક પણ ભાગ્યે જ કાઢે એમ મને ભાન થયું. આવી સ્થિતિમાં તેને મૂકીને મદદ માટે કોઈને બોલાવવા જવું પણ મને યોગ્ય લાગ્યું નહિ. હું આખી રાત્રિ તેની પાસે બેશી રહ્યો. પ્રસંગે પ્રસંગે તેના મુખમાં જળ રેડવા, તથા ઔષધ રેડવા હું પ્રયત્ન કરતો, પરંતુ મારો પ્રયત્ન નિષ્ફળ જતો, તેથી મને યોગ્ય જણાયા તેવા બાહ્યોપચારો મેં કર્યા. કોઈ કોઈ વખત તે 'ગુરુ ગુરુ' એવો ઉચ્ચાર કરતી, ત્યારે હું તેને ઘેનમાંથી જાગ્રત્ કરવા તેને બોલાવતો હતો, પણ તે મારા શબ્દો શ્રવણ કરતી હોય એમ મને લાગ્યું નહિ. સવારના સાત વાગતા સુધી તેની સ્થિતિ સુધરી નહિ. પછી મેં એક ભીનો રૂમાલ તેની નાડીઉપર ત્રણ ચાર પડ કરીને વીંટાળ્યો, તથા તે જ પ્રમાણે તેને મસ્તકે પણ એક ભીનું વસ્ત્ર મૂક્યું. હું વિલાયતમાં હતો ત્યારે જર્મનીમાં તથા અમેરિકામાં Hydro-therapy (જલોપચાર)ના જે પ્રયોગો ચાલે છે તે સબંધમાં સાંભળ્યું હતું તથા તેનું એકાદ નાનું પુસ્તક પણ વાંચ્યું હતું. તેના સર્વ પ્રયોગો મને સ્મરણમાં રહ્યા નહતા, પણ પેટઉપર ભીના ટુવાલને મૂકવાનો એક પ્રયોગ મને સ્મરણમાં રહ્યો હતો, તેથી તેની અજમાયશ કરવાનો મેં નિશ્ચય કર્યો. મેં એક ટુવાલને ઠંડા પાણીથી ભીનો કર્યો. પછી તેમાં અધિક જળ ન રહે માટે તેને સારી પેઠે ખંખેરી નાંખ્યો. પછી તેનાં ચાર પડ કરી યોગિનીના ઉદરના ભાગ ઉપર તેને મૂક્યો, અને તેના ઉપર એક ફ્લાનલના કકડાને બેવડો કરી જેટલા ભાગઉપર તે ભીનો ટુવાલ મૂક્યો હતો, તે ભાગને સારી રીતે ઢાંકી લીધો, અને આ સર્વ ખસી ન જાય માટે તેને યુક્તિથી જઠરસાથે દોરાથી બાંધી લીધું. અર્ધો કલાક આ પ્રમાણે વ્યતીત થતાં યોગિનીને કંઈક સ્વસ્થતા પ્રકટતી જણાઈ, અને તેને નિદ્રા આવતી જોઈ મને આનંદ થયો. એટલામાં દાદરઉપર કોઈ ધબડ ધબડ ચઢતું સંભળાયું. અવાજથી યોગિનીને વિક્ષેપ થશે, એ ભયથી હું તે આવનારને રોકવા દાદરપાસે ગયો. તે ડોશી હતી. મને જોતાં જ તે મોટેથી બોલી, ક્યારના આવ્યા છો, દાક્તર શાબ ! હાથની ઇશારતથી તેને બોલતી અટકાવી હું તેને નીચે લેઈ ગયો, અને આ સ્થિતિમાં યોગિનીને છોડીને જતા રહેવા માટે મેં તેને ખુબ ધમકાવવા માંડી. તેણે મને જણાવ્યું કે બપોરસુધી તો એ છોડીને હારૂં હતું, અને તેને કહીને જ હું ગઈ'તી. મારી નાતમાં મરણ થવાથી મારે જયા વિના ચાલે

એવું નો'તું, માટે ગઇ'તી. અને પછી તો તેને હાર હશે, એમ જાણી હાંજે હું તપાસ કરવા આવી નો'તી. તેની સાથે નકામી રકઝક કરવાનો આ સમય ન હોવાથી, તથા મારે તત્કાળ તો તેની જરુર હોવાથી મેં તેનું કહેવું કબુલ રાખ્યું અને યોગિનીની સારવારમાં આજ આખો દિવસ રહેવા તેને સૂચવ્યું. તેણે તે વાતની હા કહી, પણ એટલું કહ્યું કે આજે સાંજે શનિવાર હોવાથી મારે હનમાનબાપજીનાં દર્શન કરવા જવું પડશે. તમે કહેશો તો હું હનમાનબાપજીની બાધા રાખીશ તો આ છોડીને તરત હારું થશે. હું હનમાન ફરમાનને માનતો ન હતો, તેમ બાધા એ અજ્ઞાન મનુષ્યોના વહેમી ઉપાયો છે, એમ જાણતો. તેથી તેનું કહેવું તોડી પાડવા મને વૃત્તિ થઈ, તો પણ મેં તે રોકી, અને યોગિનીની પાસે જઈને શાંતપણે તેને બેસવા કહ્યું. પછી હું પણ મારા દવાખાનામાં આવેલા રોગીઓને સત્વર પતાવી દેઈ પાછો મેડાઉપર આવ્યો.

---

## પ્રકરણ ૧૦.

### જીવનશક્તિપાત.




રી પ્રિયતમ પત્નીની શય્યાસમીપ હું અને જીવી આખો દિવસ તેની સંભાળ લેતાં બેસી રહ્યાં. સાંજે જીવી માત્ર હનુમાનનાં દર્શન કરવા ગઈ હતી, અને બાધા રાખી આવી હતી, અને અમે વારાફરતી વચમાં જમવા માટે ગયાં હતાં તે વિના એક ક્ષણ પણ યોગિનીની પથારીપાસેથી અમે ખસ્યાં ન હતાં. દશ વાગતા પછી તેની સ્થિતિ પાછી વધારે બગડવા માંડી. તેના ફેફસામાં સોજો જણાવા લાગ્યો, અને 'ન્યુમોનીયા' (Pneumonia) નાં ચિહ્નો અધિક અધિક સ્પષ્ટ થવા લાગ્યાં. તેનો જ્વર વધતો ગયો. આવા વ્યાધિમાંથી ઉગરનાર મનુષ્યને જ્વર જેટલો હોય છે, તેના કરતાં યોગિનીના જ્વરની ઉષ્ણતા વધી ગયેલી જોઈને, હવે તેના ઉગરવાની મારી આશા મંદ થતી ગઈ. સ્પર્શ કરનારનો હાથ દાઝે, એટલું તેનું શરીર તપતું હતું. તેની શુદ્ધિ જતી રહી હતી. બેભાન મનુષ્યો જેવા પ્રલાપ કરે તેવા અસંબદ્ધ પ્રલાપ તે કરવા લાગી. તેનો શ્વાસ રુંધાતો હોય તેમ મુસ્કેલીથી શ્વાસ લેવા લાગી. સર્વ ચિહ્નોથી હવે અધિક અધિક સ્પષ્ટ થતું ગયું કે તે આજનો દિવસ ભાગ્યે જ કાઢે. ક્ષણમાં તે આ બાજુ તો ક્ષણમાં પેલી બાજુ માથું ફેરવવા લાગી.

શ્વાસનું રુંધન થવાથી તે પોતાના હસ્ત વારંવાર અકળામણથી ઉછાળવા લાગી, અને મોટેથી 'ગુરુ ગુરુ,' એમ બૂમો પાડવા લાગી. તેનું દુઃખ નિવારવા મારાથી બન્યા તેટલા ઉપાયો મેં કર્યા, પણ તે સર્વે નિષ્ફળ ગયા. તેનું કષ્ટ જોઈને મારૂં હૃદય દુઃખથી ફાટી જવા લાગ્યું. મારાં નેત્રમાં વારંવાર જળ ભરાઈ આવતું, પણ જીવી સમીપ હોવાથી, હું બળાત્કારથી મારા શોકના આવેગને રોકી રાખતો. અરેરે! આવું સુંદર શરીર શું મૃત્યુનો ગ્રાસ થઈ જશે? મનુષ્યોએ મોટી શોધો કરીને, વિવિધ પ્રકારની વિદ્યાકળા વધારીને શું કર્યું? મૃત્યુને તેઓનાથી જિતી શકાતું નથી, તો પછી આ મોટા મોટા સુધારા અને વધારા શા અર્થના? સુખની સર્વે આશાઓને એક ક્ષણમાં નાશ કરી નાંખનાર, મનુષ્યોના મોટામાં મોટા શત્રુ મૃત્યુને જ્યાં સુધી મનુષ્યોએ જિત્યું નથી, અર્થાત્ તેને પોતાની ઇચ્છામાં આવે ત્યાં સુધી વશ વર્તાવવાનું સામર્થ્ય મેળવ્યું નથી, ત્યાં સુધી તેઓએ આ વિશ્વમાં કશું જ કર્યું નથી, ત્યાં સુધી તેઓની સઘળી વિદ્યાકળા નકામા જેવી જ છે. મેં વૈદ્યવિદ્યાનું આટલાં વર્ષ અધ્યયન કરીને શું કર્યું! મારાથી મારી પ્રિયતમાનો વ્યાધિ આજે ટાળી શકાતો નથી, તો પછી મારી વિદ્યાનું મારે મિથ્યા ગુમાન શું કરવા ધરવું?

હમણાં યોગિનીનો દેહ પડશે, હમણા પડશે, એવા ભયમાં અને ચિંતામાં અર્ધી રાત્રિ વહી ગઇ. યોગિનીના નિર્દોષ વિશુદ્ધ આત્માને તેના સુરમ્ય શરીરગૃહમાં ટકાવી રાખવા, મનુષ્યબુદ્ધિ જેટલું કરી શકે તેટલું મેં કર્યું, તેમ છતાં રોગનાં ચિહ્નોમાં કશો સુધારો થતો જણાયો નહિ. હવે તે અધિક લવરી કરવા લાગી. 'એ ગુરુ પધાર્યા! તમને તે નથી જણાતા શું?' એવાં એવાં વિવિધ વાક્યો તે અભાનાવસ્થામાં વદવા લાગી. જીવીના તરફ જોઈને તે કહેવા લાગી, 'જુઓ! પેલા ગુરુ ઉભા. મને તેમની પાસે જવા દો. અરે! મને કોઈ ઉઠાડો, અને તેમની પાસે મને લઈ જાઓ. ગુરુ! કેમ મને તમારી પાસે આવવા દેતા નથી?" વળી જરા રહીને તે બોલવા લાગી, 'ગુરુ મને પોતાની પાસે ન આવવાનું હાથના ઇશારાથી સમજાવે છે, અને કહે છે કે હજી આ મૃત્યુલોકમાં તારું કર્તવ્ય પૂર્ણ થયું નથી. સાંભળો, તે મને અત્યંત મધુર સ્વરે કહે છે, હમણાં નહિ, હમણાં નહિ!

યોગિનીના આ શબ્દોથી જીવીના હૃદયમાં ભય ઉપજ્યો હોય, એમ તેના મુખઉપરથી મને જણાયું. તે વહેમી સ્વભાવની સ્ત્રી હતી. તેમાં વળી અર્ધ રાત્રિનો સમય હતો, અને તેથી યોગિનીના આ શબ્દોથી તેને ભય લાગ્યો કે આ ઓરડામાં કોઈ ભૂત અથવા પ્રેત

આવ્યું છે. ઉજાગરાને અને બીજાં દુઃખોને તે ગણે તેમ નહોતી, પણ ભૂતના વિચારથી તે કંપવા લાગી. એટલામાં પાછી યોગિની બોલી, 'જુઓ પેલા ખુણામાં ગુરુ ઉભા. તે મને હાથની સંજ્ઞા કરી કંઈક કહે છે.'

ફૂટારેલાં નેત્રથી જીવી, યોગિનીએ દર્શાવેલા ખુણાતરફ જોવા લાગી. 'હનમાન બાપજી મહારાજ, હનમાન બાપજી મહારાજ' બોલતી તે થરથર ધ્રુજવા લાગી. તેનું મુખ ધોળું પુણીજેવું થઈ ગયું. મને ચિંતા થઈ કે વખતે યોગિનીના કહેવા પ્રમાણે ગુરુ ખરેખર આવ્યા જ હશે, અને પ્રકટ થશે તો જીવી નિઃસંશય બીી મરશે, અને ધાસ્તીથી વખતે મરી જશે, તો મારે નકામી ઉપાધિ થશે, તેથી તેને વિદાય કરી દેવી એ મને ઠીક જણાયું. વળી યોગિનીના અંતકાળસમયે હું એકલો જ તેની પાસે હોઉં તો સારું, એમ મને ભાસ્યુ, અને તેથી મેં તેને કહ્યું, જીવી ! તું હવે ઘેર જઈને સુઈ જા, સવારે આવજે, મારી સાથે તારે નકામો ઉજાગરો કરવાની અગત્ય નથી.

જીવીને તો એટલું જ જોઈતું હતું. ભૂતવાળા ઓરડામાં રહેવા કરતાં રાત્રે ઘેર જવું જ તેણે પસંદ કર્યું, અને તેથી હું સવારે વહેલી આવીશ, એમ બોલી તે ચાલી ગઈ. તેનું ઘર મારા ઘરની સામે જ હતું.

હવે યોગિનીપાસે હું એકલો રહ્યો. જીવી હતી ત્યારે મારે બહુ સંકોચમાં રહેવું પડતું હતું, તેથી તેના જવાથી હું પ્રસન્ન થયો. મારી પ્રિય યોગિનીની પાસે તેના મૃત્યુસમયે હું એકલો જ હોઈશ, એ વિચારથી આ દુઃખના સમયમાં પણ મને આનંદ ભાસ્યો.

આખા મહેલ્લામાં સર્વત્ર શાંત હતું. તમરાંના અવાજથી રાત્રિનું અધિક ભયંકર રૂપ થયું હતું, તોપણ યોગિનીની દિવ્યમૂર્તિની સમીપતાથી મને ભયનું ભાન થતું ન હતું. વ્યાધિનું અસહ્ય દુઃખ છતાં યોગિનીની મનોરમ આકૃતિ વિરૂપ થઈ ન હતી. તેના મુખઉપર વિકળતા કે અશાંતિ ન હતી. પ્રાપ્ત દુઃખને તે ધૈર્યથી સહન કરતી હતી.

એકાએક કૂતરાં, ભય પ્રકટે તેમ રુદન કરવા લાગ્યાં. મેં ઘડીયાળમાં જોયું. રાત્રિના બે વાગ્યા હતા. રોગીઓને આ સમય ભયભરેલો હોય છે, એમ હું જાણતો હતો. બીજા સમયે જેટલા રોગીઓનું મૃત્યુ થાય છે તેના કરતાં આ સમયે વધારે રોગીઓ મરતા હોવાથી હવે યોગિનીનો અંતઃકાળ સમીપ છે, એવું મેં અનુમાન કર્યું. એટલામાં તેણે નેત્ર ઉઘાડ્યાં, અને મારા તરફ દૃષ્ટિ કરીને તથા પોતાની શય્યાની સામી બાજુએ આંગળી કરીને બોલી 'જુઓ' !

તેણે દર્શાવેલી દિશામાં દૃષ્ટિ નાખતાં, ગુરુએ તેમનું જર્જર શરીર જે રાત્રે છોડયું હતું તે રાત્રે, જેવું તેમનું વાયુમય શરીર મેં જોયું હતું તેવું જ શરીર મને ઉભેલું સ્પષ્ટ જણાયું. મારા ઓરડામાં જે દીપક ઝગઝગ બળતો હતો, તે ઓછો થતો જણાયો. કોઈ અદૃષ્ટ હાથ, તેની કળ ફેરવીને જ્યોતિને હજી પણ ઓછી કરતો હોય તેમ તે અંદર ઉતરી ગઈ; અને ગુરુના ઓરડામાં તે રાત્રિએ જે અદ્‌ભુત આસ્માની રંગનો તેજસ્વી પ્રકાશ મેં જોયો હતો તેવો જ પ્રકાશ ગુરુના વાયુમય શરીરમાંથી નીકળતો, અને મારા આખા ઓરડાને ભરી દેતો જણાયો. તે વાયુમય આકૃતિ વધારે અને વધારે સમીપ આવતી ગઈ, અને તેમાંથી નીકળતો આસ્માની પ્રકાશ વધારે અને વધારે તેજસ્વી થતો ગયો. તે પ્રકાશ યોગિનીની પથારીને સર્વ બાજુએ ફરી વળ્યો. અને યોગિની તે પ્રકાશમાં ડુબી ગયેલી જણાઈ. મેં મારાં નેત્ર મારા બે હાથથી ઢાંકી દીધાં, અને નિશ્ચયપૂર્વક માન્યુ કે ગુરુ યોગિનીને લેઈ જવા આવ્યા છે. મારું હૃદય તીવ્ર દુઃખથી વ્યથિત થયું. પુનઃ યોગિની બોલી, 'જુઓ' !

તે અમાનુષી આકૃતિ યોગિનીના શરીરઉપર વાંકી વળી હતી, અને તેના હસ્તમાંથી તેજસ્વી પ્રકાશનાં સુવર્ણમય કિરણો ફુંવારાની પેઠે યોગિનીના શરીરઉપર પડતાં હતાં. વિદ્યુતનો બળવાન્ પ્રવાહ તેના શરીરઉપર જાણે તે આકૃતિ નાંખતી હોય એમ ભાન થતું હતું, અને આથી યોગિનીની પ્રકૃતિમાં મોટો ફેરફાર થતો જણાતો હતો. જે વ્યાધિનું બળ થોડી ક્ષણોપૂર્વે તેના શરીરમાં ભાસતું હતું, તે હવે ન્યૂન થતું જતું હતું. શ્વાસ લેવા મૂકવાની ગભરામણ ધીરે ધીરે ઓછી થતી ગઈ, અને થોડી વારમાં તો નીરોગ મનુષ્યના જેવો તેનો શ્વાસ ચાલવા લાગ્યો. જ્વરની રતાશ તેના મુખઉપરથી જતી રહી. તેનાં નેત્ર ધીરે ધીરે મીચાવા લાગ્યાં, અને તે સ્વસ્થ નિદ્રામાં પડેલી જણાઈ. મને સ્પષ્ટ થયું કે તેની થોડા વખતઉપરની ભયભરેલી સ્થિતિ ટળી ગઈ છે. મારું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. તે આકૃતિમાંથી ઝરતાં, વ્યાધિને નિવારનારાં તથા આરોગ્યને આપનારાં જીવનશક્તિનાં કિરણોના પ્રપાતને હું સાનંદાશ્ચર્યથી અવલોકવા લાગ્યો. ક્રમે ક્રમે તે કિરણોનો પ્રવાહ ઓછો થવા લાગ્યો; પછી બંધ પડી ગયો, અને અંતમાં દૂરથી કોઈનો સ્વર આવતો હોય તેમ નીચેના શબ્દો સંભળાયા:

'બાપુ, નિશ્ચિંતપણે નિદ્રા લે. તારો મૃત્યુકાળ હજી આવ્યો નથી. આ સંસારમાં આ જન્મમાં તારું કર્તવ્ય હજી સમાપ્ત થયું નથી.'

પછી તે આકૃતિ ધીરે ધીરે વિલાવા માંડી, અને અદૃશ્ય થવા

પૂર્વે તેણે મારા તરફ જોયું, અને મંદહાસ્ય કર્યું. પછી તે તત્કાળ અદૃશ્ય થઈ ગઈ. ઓરડામાં લટકતો દીપક પુનઃ પોતાના પૂર્વ પ્રકાશથી પ્રકાશવા લાગ્યો. ઘડિયાળમાં જોતાં મને જણાયું કે અઢી વાગ્યા હતા.

હું મોટેથી બોલ્યો, શું આ સ્વપ્ન છે કે સાચું છે? શુ દેવલોકમાંથી ગુરુ યોગિનીનો વ્યાધિ નિવૃત્ત કરવા પધાર્યા હતા? હાલના સુધરેલા સમયના સમર્થ ઉપાયોથી જે ન બન્યુ તે માત્ર ત્રિશ મિનિટમાં તેમની ચમત્કારિક શક્તિથી તેમણે કર્યું, એ શું સાચું છે? એ દિવસ અને બે રાત્રિ, જે વ્યાધિને રોકવા વિલાયતના સમર્થ ડૉક્ટરોથી મેળવેલું જ્ઞાન અલ્પ અંશમાં પણ સફળ ન થયુ, તે આ અદ્ભુત પ્રયોગથી અર્ધા કલાકમાં મટી ગયો, એ શું સંભવિત છે?

નિ:સંશય એમ જ બન્યું હતું. યોગિની સ્વસ્થતાથી નિદ્રા લેતી હતી. વ્યાધિનું એક પણ ચિહ્ન તેના શરીરઉપર પ્રતીત થતું ન હતું. મારૂં હૃદય દ્રવીભૂત થયું. ગુરુના ઉપકારનો બદલો કેવી રીતે વાળવો, તે મને સમજાયું નહિ. તેમના પ્રત્યેની મારી ઉદ્ધતાઈનો તથા અશ્રદ્ધાનો મને પશ્ચાત્તાપ થયો. મેં પૂર્વે તેમને દીવાના ધાર્યા હતા, તથા તેમને સામાન્ય મનુષ્યજેવા ધાર્યા હતા, એ વાતનું મને સ્મરણ થતાં મારા અજ્ઞાનથી મને લજ્જા ઉપજી; તેમનાં વચનોમાં અવિશ્વાસ ધરવાથી મને ગ્લાનિ પ્રકટી. યોગિનીજેવી નાની બાળા પણ મારા કરતાં અધિક બુદ્ધિમાન્ છે, એ મને સમજાયું. અંગ્રેજી વિદ્યાના અભ્યાસથી મારામાં આવેલી નાસ્તિકતા, જેને હું અભિમાનમાં જ્ઞાન જ્ઞાન કુટી મારતો હતો, તે કેટલી અજ્ઞાનતાવાળી છે, તથા આપણા લોકોની અંધ શ્રદ્ધા છતાં પણ તેને ઓથે કેવું સાચું જ્ઞાન રહ્યું છે, તે મને સ્પષ્ટ થયું. અંગ્રેજી વિદ્યાના પરિચયથી, વિચાર કર્યાવિના તથા ઉંડા ઉતર્યાવિના, જૂનું એટલું સઘળું જ ખોટું છે, એવું માનવું એ કેવો ભારે દુરાગ્રહ છે, એ વિષે હવે મારી પૂર્ણ ખાતરી થઈ. મનુષ્યને માથું નમાવવું એ બેવકુફી છે, એ બુદ્ધિનું બુડથલપણું છે, એમ માનનાર તથા કોઈને પણ માથું ન નમાવનાર મેં અભિમાનનો ત્યાગ કરી મનથી યોગિનીના વૃદ્ધ ગુરુને પુનઃ પુનઃ પ્રણામ કર્યા. મારા દોષને માટે તેમની ક્ષમા માગી, તથા તેમના અનુગ્રહની યાચના કરી.

મારા પૂર્વના કુતર્કો નિઃશેષ નિર્મૂળ થવાથી, તથા ગુરુમાં મારી શ્રદ્ધા દૃઢ થવાથી મને અંતઃકરણમાં વિલક્ષણ શાંતિનું ભાન થયું. સ્વેચ્છાથી પોતાના દેહનો ત્યાગ કરનાર તથા મૃત્યુપછી પણ પોતાના પૂર્વના સર્વ સામર્થ્યસાથે પ્રકટ થનાર ગુરુવિષે ગુરુબુદ્ધિ સ્થપાવાથી

મને અસામાન્ય નિર્ભયતા પ્રાપ્ત થયેલી જણાઇ. પ્રસન્નતા, શાંતિ અને નિર્ભયતાના વિચારોમાં જે હું જે સ્થળે બેઠો હતો ત્યાં જ ઉંઘી ગયો.

૭ વાગતાં હું જાગ્યો. યોગિની હજુ નિદ્રામાં જ હતી. હું તેને ઉઠાડ્યા વિના જ નીચે મારાં કામમાં જોડાયો. કલાકપછી ઉપર આવ્યો ત્યારે જણાયું કે યોગિની શય્યામાં જાગતી બેઠી હતી. તેનાં નેત્ર બંધ હતાં. તેના મુખઉપર દૈવી તેજ પ્રકાશતું હતું. તે ગુરુનું અથવા ઈશ્વરનું ધ્યાન કરતી હશે એમ મેં અનુમાન કર્યું.

થોડી ક્ષણો પછી તેણે નેત્ર ઉઘાડ્યાં. મે તેને પૂછ્યું, કેમ અત્યારે પ્રકૃતિ કેવી છે ?

તેણે ઉત્તર આપ્યું, ગુરુએ મારો વ્યાધિ સંપૂર્ણ રીતે મટાડ્યો છે, તમને મારે લીધે ઘણો શ્રમ થયો છે. વ્યાધિમાં મને બીજું ભાન ન હતું, પણ તમે મારી જે સંભાળ લેતા હતા તે હું જાણતી હતી.

અમે આ પ્રમાણે વાત કરતાં હતા, એટલામાં જીવી આવી. યોગિનીને આ પ્રમાણે બેઠેલી તથા વાત કરતી જોઈને તે ચકિત થઈ ગઈ. મારી પેઠે તેણે પણ તે સવાર નહિ કાઢે એવું ધારેલું, તેથી તે એકદમ બોલી ઉઠી, 'અરે આ શું ' આને તો મારા હનમાન બાપજીએ હારું કર્યું દેખું તો ! ડાક્તર શાબ ' આ છોડીને હારૂ થાય તો મેં હનમાનબાપજીને સવાશેર તેલ ને સવાશેર વડાં ચઢાવવાનું માન્યું છે માટે ચઢાવજો.'

શાથી મટ્યું હતું, અને કોણે મટાડ્યું હતું, તેનો ખુલાસો કરવા યોગિની જતી હતી, પણ તેમ કરતાં જીવી બીહીશે, અને ઘરમાં કોઈ દહાડો કામ કરવા પણ નહિ આવે એમ ધારી યોગિનીના ઉત્તર આપવા પહેલાં મેં જ તેને કહ્યું, દૈવીબળથી જ એને મટ્યું છે, બાકી એના બચવાની આશા ન હતી. તેં બાધા રાખી છે તો ભલે આવતે શનિવારે હું તને પૈસા આપીશ, તે પ્રમાણે તું તેલ વગેરે ચઢાવી આવજે. આ પછી જીવી ઘરના કામકાજમાં રોકાઈ, અને હું તથા યોગિની પણ પોતપોતાના કર્તવ્યમાં જોડાયાં.



## પ્રકરણ ૧૧.

## પીળા વસ્ત્રથી બાંધેલી પોથી.



પછી યોગિનીને જમવાની વ્યવસ્થા તેની ઇચ્છાનુસાર મેં કરાવી. હું પણ તેની સાથે સાદું અન્ન તથા ફળ જમ્યો. જમ્યા પછી અમે ઉપર આવ્યાં, ત્યારે યોગિનીએ કહ્યું કે આજે સાવિત્રીબાઈને ત્યાં મને મૂકી આવવાની વ્યવસ્થા તમારે ગમે તેમ કરીને પણ કરવી જ જોઈએ. કારણ કે કાલ રાત્રિએ ગુરુએ મને આ કાર્યમાં વિલંબ ન કરવા ખાસ ચેતવણી આપી છે.

મેં કહ્યું, હા, પણ કાલના આવા ભારે મંદવાડપછી આજ ને આજ તારાથી પ્રવાસ થઈ શકશે ?

તેણે ઉત્તર આપ્યુ, આજે તો મારુ શરીર કેવળ સારું છે. હું માંદી હતી અથવા છું એવું મને આજે જરા પણ લાગતું નથી. ઉલટું પૂર્વના કરતાં મને મારા શરીરમાં વધારે બળ આવેલું જણાય છે. જવા જેવું મારું શરીર આજે ન થવાનું હોત તો ગુરુ મને આજે જ પ્રયાણ કરવાનું કાલ રાત્રિએ કદી ન કહેત.

મેં ઘડીઆળ જોઈ. હજી ગાડી ઉપડવાને પાંત્રિશ મિનિટનો વિલંબ હતો. યોગિનીને તત્કાળ મૂકી આવવાનો મેં નિશ્ચય કર્યો. સ્ટેશનઉપર જવા માટે મેં ગાડી મંગાવી, અને પછી જવાની તૈયારી કરવા માંડી. યોગિનીનાં વસ્ત્રની પોટલી તો તૈયાર જ હતી, મારે જરુરજેટલાં વસ્ત્રો વગેરે મેં મારી ટંકમાં ભર્યા. પછી મેં ભાનુશંકરને તથા જીવીને બોલાવ્યાં અને મારી ગેરહાજરીમાં તેમને ઘરની વ્યવસ્થા રાખવા તથા હું કયાં શા કામે જાઉં છું તે કોઈને પણ જણાવવા સૂચવ્યું. કોઈ મને પૂછતું આવે તેને તથા મારા રોગીઓને બે દિવસપછી હું આવીશ એ પ્રમાણે કહેવાનું કહીને આવેલી ગાડીમાં હું તથા યોગિની બેઠાં, અને ટ્રેનના સમયપૂર્વે સ્ટેશનપર પહોંચ્યાં. સેકંડ ક્લાસની ટીકેટ લેઈ અમે બંને ગાડીમાં સાથે બેઠાં અને યોગ્ય સમયે સાવિત્રીબાઈને ત્યાં આવી પહોંચ્યાં.

મેં સાવિત્રીબાઈને અમારા આવવાનું પત્ર લખ્યું ન હતું, તો પણ સાવિત્રીબાઈ યોગિનીને તેડવા સામાં આવ્યાં હતાં, તે જોઈ મને આશ્ચર્ય થયું. તેમણે અમને પૂર્વે કોઈ દિવસ જોયાં ન હતાં, તથાપિ અમને તત્કાળ શી રીતે ઓળખી કાઢયાં તે પણ મને સમજાયું નહિ. આ સર્વમાં ગુરુની સત્તા જ હેતુ હશે, એમ અનુમાન

કરી મેં મારા મનનું સમાધાન કર્યું. સાવિત્રીબાઈએ અમારો અત્યંત સ્નેહથી આદરસત્કાર કર્યો. તેમનું વય લગભગ ચાળીસ વર્ષનું હતું. તે વિધવા હતાં. તેમની મુખમુદ્રા તેમના પ્રશાંત અને સાત્વિક હૃદયને સૂચવતી હતી. પ્રાણકુમારીના ધાંધળીયા રાજસ સ્વભાવસાથે સરખાવતાં સાવિત્રીબાઈ સ્વભાવથી જ પૂજ્યભાવ અને માનની વૃત્તિ અંતઃકરણમાં ઉદય કરતાં હતાં. બંને વિધવા હતાં, પરંતુ એકના જીવનનો વ્યર્થ પ્રવૃત્તિમાં દુરુપયોગ થયો હતો, અને અન્યનો સફળ પ્રવૃત્તિમાં સદુપયોગ થયો હતો, તેથી જ્યારે એકનો સહવાસ ત્રાસને ઉપજાવતો હતો, ત્યારે અન્યનો સહવાસ વૃત્તિમાં શાંતિ અને સાત્વિક ભાવ પ્રકટાવતો હતો. સ્વરૂપમાં સાવિત્રીબાઈની મુખમુદ્રા, બોલવાની રીતભાત તથા અન્ય સર્વ પ્રવૃત્તિ આર્યવિધવાઓનાં ગૌરવ અને સદ્વૃત્તિનું, સંબંધમાં આવનાર સર્વને તત્કાળ ભાન કરાવે, એવાં આશ્ચર્યકારક હતાં.

યોગિનીને જેમના સહવાસમાં પાંચ વર્ષ ગાળવાનો ગુરુએ નિશ્ચય કર્યો હતો, તે બાઈ અત્યંત યોગ્યતાવાળાં છે, એવી મારી તત્કાળ ખાતરી થઈ, અને તેથી મને પરમ સંતોષ થયો. હું બે દિવસ સાવિત્રીબાઈને ત્યાં રહ્યો, તે સંધિમાં તેમના આચારવિચાર તથા વિવિધ પ્રવૃત્તિ જોવાના મને અધિક પ્રસંગો મળ્યા, તે સર્વથી તેમને માટે ઉચ્ચ અભિપ્રાય અધિક અધિક દૃઢ થતો ગયો. આ સ્થળે યોગિનીને કાંઈ પણ પ્રકારનું કષ્ટ પડે તેમ નથી, એવી મારી પૂર્ણ ખાતરી થઈ; અને તેથી પછી મેં પાછા ફરવા નિશ્ચય કર્યો. યોગિનીને મૂકીને એકલા પાછા ઘેર આવતાં, મને કષ્ટ થયા વિના રહ્યું નહિ, તોપણ મેં બળાત્કારથી નેત્રમાં આવતાં અશ્રુઓને ખાળ્યાં. યોગિનીનું પુત્રીની પેઠે રક્ષણ કરવાનું સાવિત્રીબાઈને મેં સૂચવ્યું અને ખિન્ન હૃદયે હું આવવા નીકળ્યો. સાવિત્રીબાઈએ ઘણું .ના કહ્યા છતાં નીકળતી વખતે યોગિનીના ભરણપોષણઅર્થે બસેં રૂપૈયા મેં તેમને આપ્યા, તથા પ્રસંગોપાત્ત બીજા મોકલતા રહેવાનું સૂચવ્યું.

હું ઘેર પાછો આવ્યો, પણ ઘર મને શૂન્યજેવું જણાવા લાગ્યું. હું એક આરામ ખુરશીઉપર લાંબો થઈને પડ્યો, અને વિચાર કરવા લાગ્યો. સાત દિવસઉપર યોગિની મને આ ઓરડામાં તેડવા આવી હતી, તે દિવસની મારી સ્થિતિમાં અને આજની સ્થિતિમાં કેટલો મોટો ફેર પડી ગયો છે! તે દિવસની મારી સ્થિતિનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે તે દિવસનો હું તે જાણે આજે હું છુંજ નહિ. અહો! આ સાત દિવસમાં મારી વ્યાવહારિક અને માનસિક સ્થિતિમાં કેટલો ભારે તફાવત થઈ ગયો છે? પાશ્ચાત્ય વિદ્યાના

નિશ્ચયોથી ઉન્મત્તજેવો થઈ ગયેલો સાત દિવસઉપરનો હું ક્યાં અને આર્યધર્મમાં શ્રદ્ધા રાખનારો તથા ગુરુ, મનુષ્ય છતાં તેમને પૂજ્ય ભાવથી જોનારો વિનીત સ્થિતિને પામેલો આજનો હું ક્યાં ? સાત દિવસમાં મારામાં આવો મોટો ફેરફાર થવાનું કારણ મારી પ્રિય યોગિની જ છે. મારી માનસિક સ્થિતિ જેમ ઉચ્ચ થઈ છે, તેમ મારી વ્યાવહારિક સ્થિતિમાં પણ ઘણો મોટો ફેરફાર થયો છું. હવે ઉદ્યમ ન કરૂં તોપણ ચાલે એમ છે, તોપણ મારે અનેક શ્રીમંતોની પેઠે આળસમાં આયુષનો ક્ષય કરવો યોગ્ય નથી. દ્રવ્ય વિવિધ વિષયોના ઉપભોગ અર્થે નથી. દ્રવ્યનો જો વિષયવિલાસમાં જ ઉપયોગ થાય છે, તો એ દ્રવ્યનો પરિણામ સુખમાં ન અવાતાં દુઃખમાં જ આવે છે. વસ્તુતઃ દ્રવ્ય જો દુઃખરૂપ હોય તો વિષ્ણુને લક્ષ્મી જે દ્રવ્યમાત્રની અધિષ્ઠાત્રી દેવી કહેવાય છે, તો દુઃખરૂપ જ થવી જોઈએ, પરંતુ વિષ્ણુજેવા ઈશ્વર મનાતા દેવ, લક્ષ્મીનો ત્યાગ કરવાનો પ્રત્ન કરતા શાસ્ત્રમાં વર્ણવ્યા નથી તેથી લક્ષ્મી તેમને દુઃખરૂપ ન જ હોવાં જોઈએ. મનુષ્યોને પણ લક્ષ્મી અર્થાત્ દ્રવ્યસંપત્તિ દુઃખરૂપ નથી, પરંતુ તેનો દુરુપયોગ અથવા ઉપયોગનું અજ્ઞાન, એ જ તેમને દુઃખ કરનાર થઈ પડે છે. દ્રવ્યવડે મનુષ્યોને સ્વતંત્રતા આવે છે, તેને પોતાના કુટુંબનું પોષણ કરવાની ચિંતા ટળી જાય છે, અને તેથી તેનાં શરીર તથા મન વધારે ઉપયોગી કાર્યમાં યોજવાની તેને અનુકૂળતા મળે છે. વિશ્વમાં મનુષ્યનું મહત્ કર્તવ્ય જે સર્વોત્તમ સુખ પ્રાપ્ત કરવાનું છે, તે કર્તવ્ય મનુષ્ય સ્વતંત્ર હોય છે તો ઉત્તમ પ્રકારે સાધી શકે છે. આમ હોવાથી દ્રવ્ય મનુષ્યને સ્વતંત્ર કરનાર હોવાથી સર્વોત્તમ કર્તવ્ય સાધવામાં તે તેને સહાયક છે, અને તેથી કોઈ પણ પ્રકારે નિંદ્ય નથી. પરંતુ મનુષ્ય જ્યારે તેના જ મોહમાં આસક્ત થઈ સર્વોત્તમ કર્તવ્યને વિસરી જાય છે ત્યારે જ તે નિંદાનું પાત્ર થઈ પડે છે. આથી મારે દ્રવ્ય મને દુઃખ આપનાર ન થાય પણ સુખ આપનાર જ થઈ પડે, એવી સાવધાનતા રાખવાની છે. ઘણા શ્રીમંતો દ્રવ્ય મળવાથી આળસુ થઈ જાય છે. હાથે કંઈ પણ ક્રિયા કરવી તેમાં તેઓ શરમ ધારે છે. ગાડીવિના પગે ચાલીને ક્યાંહિ જવું હોય છે તો તેમને અપાર શરમ આવે છે. શ્રીમંત થઈને પરિશ્રમ કરવો તેને તેઓ મોટું લાંછન ગણે છે, પરતુ આ સર્વ અજ્ઞાન છે. વિશ્વમાં સર્વત્ર પ્રવૃત્તિ દૃષ્ટિએ આવે છે. કુદરત ગુપ્તપણે નિરંતર ક્રિયા કરે જ છે. એક પરમાણુ પણ ક્રિયાવિનાનું નથી. સર્વત્ર ઊર્ધ્વ સ્થિતિએ જવાનો પ્રયત્ન થયા જ કરે છે; તો શ્રીમંતે ઘરમાં ખાઈપીને વિવિધ ભોગવિલાસમાં દિવસો કાઢવા, એ કુદરતના નિયમથી વિરુદ્ધ છે.

વ્યાવહારિક ઉન્નતિ તેણે સંપાદન કરી છે, તો હવે તેથી વધારે ઉંચા પ્રકારની ઉન્નતિ પ્રાપ્ત કરવામાં તેણે પ્રયત્નશીલ થવું જ જોઈએ. ઉન્નતિનો છેડો નથી. આટલી જ મનુષ્યની ઉન્નતિ એમ કોઈથી કહી શકાય એમ નથી, માટે નવી નવી ઉન્નતિમાં–શારીરિક, માનસિક તથા આધ્યાત્મિકમાં–મનુષ્યે પ્રવૃત્ત થવું જ જોઈએ. હમણાં મનુષ્યો, શરીર બળવાન્ થયું, અને નીરોગ થયું, એટલે શરીરની ઉન્નતિનો છેડો આવ્યો એમ નિર્ણય કરી બેઠા છે. પણ શરીરની ઉન્નતિ એટલેથી જ અટકતી નથી. કોઈ દિવસ વ્યાધિ પ્રાપ્ત ન થાય, તથા ઇચ્છાનુસાર જીવાય, એવી શરીરની ઉન્નતિ હજી મનુષ્યે પ્રાપ્ત કરી નથી. તેનાં નેત્ર હજી હજારો ગાઉ જોઈ શકતાં નથી. તેના કાન દૂર દેશની વાતો સાંભળી શકતાં નથી. તેની અન્ય સર્વ ઈંદ્રિયો હજી બહુ અલ્પ સામર્થ્યવાળી છે. આ સર્વની ઉન્નતિ શા માટે ન થઈ શકે? તે જ પ્રમાણે તેના મનની ઉન્નતિને શિખરે તે પહોંચ્યો છે, એમ કોનાથી કહી શકાય એમ છે? પરમેશ્વરતુલ્ય મનુષ્ય ન થાય ત્યાંસુધી તેનું કર્તવ્ય બાકી જ રહે છે, તો પછી મારા જેવા શ્રીમાને, દ્રવ્ય મળવાથી હવે મારે કંઈ જ કરવાનું બાકી રહ્યું નથી, એ માનવું, એ કેટલી ભારે ભૂલ છે? આજ સુધી મનુષ્યોએ જેટલું જાણ્યું છે, અને જેટલુ કર્યું છે, તે સર્વ હજી જેટલું જાણવાનું અને કરવાનું બાકી છે, તેની સાથે સરખાવતાં મહાસાગરઆગળ જળના બિંદુજેટલું છે.

આ પ્રમાણે મારા અંતઃકરણમાં વિચારના પ્રવાહ ચાલતા હતા એટલામાં નીચેથી કોઈએ બુમ મારી તેથી મારા વિચાર અટક્યા. મને મળવા આવનાર રાવ સાહેબ ત્રિપુરારિશંકર હતા. તેમને આવતા જોઈને હું ઉભો થયો, અને સામો જઈ તેમને તેડી લાવ્યો, અને માનપૂર્વક યોગ્ય સ્થળે તેમને બેસાડીને બોલ્યો, આપે આજે અત્ર પધારવા કેમ પરિશ્રમ લીધો?

તે બોલ્યા, ડૉક્ટર! હું તમને આપણા સુધારાના પક્ષના ખરેખરા બેરખાં આજસુધી જાણતો હતો, પણ હવે મારે મારો અભિપ્રાય ફેરવવાની જરૂરી પડી છે.

મેં કહ્યું, મારે માટે ઇચ્છાનુસાર અભિપ્રાય બાંધવા આપ સ્વતંત્ર છો.

તે બોલ્યા, પણ ભલા માણસ! તેથી તને કેટલું નુકસાન થશે તેનું તને ભાન છે? હજી તું ઉછરતો જુવાનીયો છે. આ નગરમાં હજી તારી ઘરાકી જામી નથી. તું બે પૈસા કમાતો થયો નથી. તારે તો બીજાની મરજી સંપાદન કરવા ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

રાવસાહેબના અવિનયવાળા શબ્દોથી મને લાગણી થઈ, તોપણ તે દાબીને હું બોલ્યો, આપનું કહેવું ખરું હશે, પરંતુ લોકોના અભિપ્રાયઉપર મેં મારા સુખદુઃખનો આધાર માન્યો નથી. જેઓ લોકોના અભિપ્રાયઉપર પોતાના સુખદુઃખનો આધાર માને છે, તેઓમાં અંતઃકરણનું વીરત્વ નથી—તેઓ બાયલા છે.

રાવસાહેબ બોલ્યા, ડૉકટર! હજી તું બચ્ચું છે. સંસારના તડકાછાંયડા તેં જોયા નથી, તેથી લોકોના અભિપ્રાયની કિંમત તને સમજાતી નથી. પણ તારે હજી પહેલા પહોરમાં આમ વર્તવું ઘટતું નથી.

મેં કહ્યું, આપ શું કહેવા ઇચ્છો છો, તે સ્પષ્ટ કરી સમજાવશો? મારા કયા વર્તનઉપર આપની આ ટીકા ચાલે છે, તે મને સમજાતું નથી.

તે બોલ્યા, કેમ, જાણીને પૂછે છે? પેલી દેવીજેવી સ્ત્રિઓનું તેં ચાર પાંચ દિવસઉપર અપમાન કર્યું હતું, તે એટલામાં તું ભુલી ગયો? તારા જેવા સુધારાના ચુસ્ત પક્ષકારે, ભોથડ જુના વિચારના હિંદુઓની પેઠે સ્ત્રિઓને કુતરીઓ અને બિલાડીઓજેવી નહિ ગણવી જોઈએ.

મને ક્રોધનો આવેશ આવ્યો, તોપણ હું ગમ ખાઈ ગયો, અને શાંતિથી બોલ્યો, રાવસાહેબ! સ્ત્રિઓપ્રત્યે હું માનની ઉચી લાગણી ધરાવું છું, પણ તે સદ્‌ગુણી સ્ત્રિઓપ્રત્યે. પ્રાણકુમારી અને લલિતાજેવી વિષયોન્મત્ત સ્ત્રિઓ મારા માનકરતાં તિરસ્કારને અથવા દયાને જ અધિક પાત્ર છે.

રાવસાહેબનો પિત્તો ઉછળી આવ્યો. તે આવેશમાં આવી જઈ બોલ્યા, શું તું પ્રાણકુમારીપ્રત્યે તિરસ્કાર દર્શાવે છે? તો તારા જેવો મૂર્ખ જગતમાં બીજો કોઈ પણ નહિ હોય. શું તું જાણતો નથી કે પ્રાણકુમારી આજે સ્ત્રિઓમાં એક રત્નરૂપ છે?

હું બોલ્યો, રાવસાહેબ! આપણી આ તકરારનો અંત આવે એમ નથી. તમારો જેના માટે અત્યંત ઉચો અભિપ્રાય છે, તેમને માટે હું ઘણો હલકો અભિપ્રાય ધરાવું છું. વિધવાઓનાં વર્તન, નીતિ, રીતિ, કેવાં હોવાં જોઈએ, તેનું તમને લેશ પણ ભાન નથી. તમારી મતિરૂપી દીવો પાશ્ચાત્ય વિચારોના પવનથી ઓલવાઈ ગયો છે, અને તેથી તમને વિધવાવિવાહની સિદ્ધિમાં રહેલા અંધકારમય પાતાળી ઉડા ખાડાઓ જણાતા નથી. એ સર્વે તમને સ્પષ્ટ કરીને દેખાડવા હાલ મને સમય નથી, અને હું સ્પષ્ટ કરૂં તોપણ ઘણાં વર્ષનો બંધાઈ ગયેલો તમારો દુરાગ્રહ એક દિવસની ચર્ચાથી નિવૃત્ત થાય એમ નથી. તેથી તમે જે કામમાટે અત્ર પધાર્યા હો તે મને સ્પષ્ટ કહી દો. કારણ મારે બહાર જવાનું છે.

રાવસાહેબે તેમના ગૌરવમાં મને આંજી નાંખવા પ્રથમ ધારેલું, પરંતુ જ્યારે મને નિર્ભયપણે તેમના પ્રતાપમાં દબાયાવિના આ પ્રમાણે બોલતો જોયો ત્યારે તે દબી ગયા, અને પછી મારી સાથે યુક્તિથી કામ લેવું ઠીક છે, એમ ધારી મારા તરફ અત્યંત સ્નેહ દર્શાવતા હોય તેમ બોલ્યા, જો ભાઈ! હું તો તારા લાભની વાત કહું છું, તેમાં તું નકામો તપી જાય છે. પ્રાણકુમારીની પુત્રી લલિતાસાથે તું પુનર્લગ્ન કરે તો તને થોડો લાભ થાય એમ નથી. જો ! આ દશ હજારની નોટો લેઈને પ્રાણકુમારીએ મને મોકલ્યો છે, તે લગ્ન કરવાનું કબુલ કરે તો આ નોટો તરત જ તારા હાથમાં મૂકવામાં આવશે. જો! પૈસા મેળવવાનો આવો યોગ ફરી ફરીને આવતો નથી. એક તો તને રુપૈયાના રુપૈયા મળશે, અને સુધારાના ઇતિહાસમાં તારૂં નામ અજરઅમર થઈ જશે. અંગ્રેજી અને ગુજરાતી સર્વ છાપાઓમાં તારી કીર્તિ ગવાશે, એટલું જ નહિ પણ તારો ધંધો બહુ ઉત્તમ પ્રકારે ચાલશે.

દશ હજારની નોટોથી હું લલચાઈ જઈશ એમ રાવસાહેબે ધાર્યું હતું, તેથી જ્યારે મેં કહ્યું, જો આ જ કામે તમે અત્ર પધાર્યા હો તો હવે કૃપા કરી પાછા પધારો, અને પુનઃ પાછા આ નિમિત્તે અત્ર આવવા પરિશ્રમ લેશો નહિ, ત્યારે તે સ્તબ્ધ થઈ ગયા. થોડી વારે તે બોલ્યા, તારૂં ચિત્ત આજે ઠેકાણે છે કે કેમ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ત્યારે મોં ધોવા જવાની નાહાની ના કર.

મેં કહ્યું, રાવસાહેબ ! મારૂં કર્તવ્ય હું યથાર્થ સમજું છું. હું નિર્ધન હોઈશ તોપણ નિશ્ચયબળમાં હું તમારા અને પ્રાણકુમારીકરતાં અત્યંત શ્રીમાન્ છું. પણ હવે તમે પધારો, મારે બહાર જવું છે; એમ બોલી, મેં વસ્ત્ર પહેરવા માંડયાં.

રાવસાહેબે ધાર્યું કે મને દશ હજાર રુપૈયા ઓછા પડે છે, તેથી બોલ્યા, ડૉક્ટર ! દશ હજાર તને ઓછા લાગતા હોય તો વધારે અપાવવા હું તજવીજ કરીશ. જો ! ધીરેધીરે પ્રાણકુમારીની બધી પચાસ હજારની દોલત તને જ મળનારી છે, માટે હવે વધારે ખેંચતાણ ન કર. એમ છતાં આજ સાંજે પ્રાણકુમારીસાથે વિચાર કરી તારી ઇચ્છા છે તો હું તને પંદર હજાર પહેલેથી અપાવીશ. કેમ પછી તો તું રાજી થઈશ કે નહિ ?

મને અત્યંત કંટાળો ઉપજ્યો, અને તેથી મેં કશો ઉત્તર આપ્યો નહિ. રાવસાહેબ સમજ્યા કે પંદર હજાર મળશે તો હું પુનર્લગ્ન કરવાનું સ્વીકારીશ, તેથી પ્રસન્ન થતા ઉઠયા. અને જતાં જતાં બોલ્યા, કાલ હું સાંજે ચાર વાગતાં આવીશ.

હું બોલ્યો, આપને હવે આવવાની જરુર નથી. મારો નિશ્ચય ફરવાનો નથી.

શાવસાહેબના ગયા પછી મેં એક ગાડી ભાડે કરી મંગાવી, અને ગુરુને ત્યાંથી આણેલા દ્રવ્યમાંથી કેટલુંક દ્રવ્ય લેઇને હું મુંબઈ બેંકમાં ગયો. શરાફ મને ઓળખતો હતો. મારી નિર્ધનાવસ્થાથી તે જાણીતો હોવાથી મારી સલામ તેણે માત્ર ડોકું હલાવીને જ ઝીલી, એમ છતાં જ્યારે મેં તેને કહ્યું કે મારે ૨૦,૦૦૦ રુપૈયા મારે નામે જમા કરાવવા છે ત્યારે તે ચકિત થઈને મારા સામું જોઈ રહ્યો, અને મને તત્કાળ બેસવાની ખુરશી આપી. બેંકના સિપાઇની મદદથી હું રુપૈયાની થેલીઓ ગાડીમાંથી ઉપર લાવ્યો, અને શરાફના મેજ-ઉપર મૂકી દીધી. જ્યારે રુપૈયા ગણાતા હતા, ત્યારે હું શાંતપણે પાસે પડેલા એક ન્યુસપેપરને વાંચતો બેશી રહ્યો. મારે ખાતે રુપૈયા જમા થયા, અને રીતસર તેની પહોંચ મને મળી ત્યારે જાણે કશું મહત્વનું આ કાર્ય ન હોય તેમ મેં તે પહોંચ ગજવામાં મુકી અને શરાફને સલામ કરી ઉઠયો. આ વખતે શરાફ મને માન આપવાને ઉભો થયો, શેકહેન્ડ કરવા પોતાનો હાથ લાંબો કર્યો, અને મારા ઉપર અત્યંત સ્નેહ રાખતો હોય તેવો ડોળ કર્યો. આ સર્વ ધનને માન છે, પણ મને નથી, એમ અંતરમાં નિશ્ચય કરતો હું ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યાર પછી, કેટલુંક સોનું મેં બજારમાં વેચ્યું, અને તેની આવેલી લગભગ ૨૫ હજારની રકમ મેં એક પ્રતિષ્ઠિત મિલમાં મારે નામે જમા કરાવી. ત્યાં પણ જતી વખત મને કિંચિત્ પણ આવકાર મળ્યો ન હતો, પણ રુપૈયા જમા કરાવ્યા પછી તો મિલના મેનેજર મને ઠેઠ બારણાસુધી વળાવા આવ્યા, તથા " મહેરબાન સાહેબ ! પધારજો, પધારજો " એમ વળી વળીને અત્યંત વિનયથી પાંચ દશ વાર કહ્યું. અર્ધો કલાકઉપર હું હતો તેનો તે જ છતાં દ્રવ્યને લીધે હવે મને સર્વે માન આપવા લાગ્યું.

સાંજ સુધીમાં તો મારી સંપત્તિની વાર્તા ઘણે સ્થળે જણાઈ ગઈ હોય એમ મને સમજાયું, કારણ કે સાંજે જ્યારે હું ફરવા ગયો ત્યારે પૂર્વે જેઓ મને મળતાં સલામ કરતા ન હતા, તથા હું તેમને સલામ કરતો હતો ત્યારે મારી સલામ ઝીલવામાં પણ જેઓ પોતાની પ્રતિષ્ઠાને હાનિ થયેલી સમજતા હતા, તેવા લોકો મને સલામ કરવા લાગ્યા અને કેટલાક તો પરિચિત મિત્રોની પેઠે મારી સાથે હસીને વાતો કરવા લાગ્યા. આ સર્વ ધનના ચમત્કાર છે, એમ સમજી હું મારા મનમાં ફુલાઈ ગયો નહિ, તથા લોકોની ખુશામતથી ભોળવાયો નહિ.

તે દિવસે રાત્રિએ જાણવા જેવું કશું બન્યું ન હતું. બીજે દિવસે હું બજારમાંથી બે સારાં કબાટ લેઈ આવ્યો; અને તેમાં ગુરુનાં પુસ્તકો તથા કેટલોક સામાન સંભાળથી ભર્યો. આમાં બપોરનો બધો સમય નીકળી ગયો. કામકાજમાં તથા મારા વિચારોમાં આજે ચાર વાગે રાવસાહેબ આવનાર હતા, તેનું મને વિસ્મરણ થયું હતું, પણ મારી ઘડીયાળમાં ચારના ટકોરા થતાં કેમ ડૉકટર ! શું થાય છે, એમ બોલતાં રાવસાહેબ મારી નીસરણીઉપર ચઢ્યા ત્યારે મને તે વાતનું સ્મરણ આવ્યું. ગઈ કાલની પેઠે આજે મેં પ્રેમથી રાવસાહેબનો આદરસત્કાર કર્યો નહિ. માત્ર બેઠે બેઠે 'પધારો' એટલું જ બોલ્યો. પાસે પડેલી એક ખુરશીઉપર તેઓ બેઠા અને બે ત્રણ મિનિટ મારા સામું ધારી ધારીને જોઈ રહ્યા. હું કંઈક બોલીશ, એવું તેમણે ધારેલું પણ હું કશું જ બોલ્યો નહિ. અંતે ગજવામાંથી કેટલીક નોટો કાઢી રાવસાહેબ બોલ્યા, લો ડૉકટર ! આ પંદર હજારની નોટો. હવે તો કંઈ વાંધો રહ્યો નથી ?

મને હસવું આવ્યું. રાવસાહેબને કંઈક કહેવા વૃત્તિ થઈ તો પણ હું મૌન જ રહ્યો. કન્યાવિક્રયસંબંધી સુધારાનાં ભાષણો કરનાર આ ડોસાને સ્વાર્થસમયે વરવિક્રયની દોષરૂપતા દૃષ્ટિએ આવતી નથી, એ જોઈ મને પુનઃ હસવું આવ્યું.

મને હસતો જોઈ તે બોલ્યા, કેમ હસ્યા શું કરે છે ? શો ઉત્તર આપે છે ? આવતે રવિવારે લગ્ન કરીએ તો કંઈ અડચણ છે ?

હવે બોલ્યા વિના છુટકો ન હતો. મેં કહ્યું, રાવસાહેબ ! આપના જેવા વૃદ્ધ અને ઠરેલ મનુષ્યે મારું હાસ્ય કરવું યોગ્ય નથી.

તે બોલ્યા, શું હું તારૂં હાસ્ય કરૂં છું ? મેં મારી આખી જીંદગીમાં કોઇનું હાસ્ય કર્યું નથી. હું ખરૂં જ કહું છું. લલિતાસાથે તારા લગ્નનો નિશ્ચય કરવા માટે જ હું અહિં આવ્યો છું.

મેં કહ્યું, પણ રાવસાહેબ ! એક સ્ત્રીઉપર બીજી સ્ત્રી કરવી, એવા જુના વિચારની એક વિધવાનું દુઃખ ટાળવા ખાતર આપ શું ભલામણ કરો છો ? આપે જ આપની સ્ત્રી હયાત હતાં ત્યારે, તે જીવતાં હોવાને લીધે પ્રાણકુમારીસાથે લગ્ન કરવામાં આપને પ્રતિબંધ આવે છે, એવું નહોતું કહ્યું ?

તે બોલ્યા, હા એક સ્ત્રીપર બીજી સ્ત્રી કરવી, એ જાનવરોનું કામ છે. 'પુત્રવિના ગતિ નથી' એવા કોઈ ભુક્કાચોર બામણાએ લખેલા વચનને આધારે જુના વિચારના મૂરખ લોકો એક સ્ત્રી હયાત છતાં બીજી પરણે છે, પણ એ બેવકુફી છે. એ કોઈ પણ

રીતે વ્યાજબી ગણી શકાય એમ નથી. હું એ રિવાજને હમેશાં ધિક્કારતો આવ્યો છું.

હું બોલ્યો, ત્યારે આપ સુધારાના આ દૃઢ પક્ષકાર થઈને આજ બે દિવસથી મારી પાછળ શા માટે પડયા છો? એક સ્ત્રી જીવતી છતાં હું બીજી સાથે શી રીતે લગ્ન કરી શકું?

વિજળીનો કડાકો થવાથી જેમ કોઈ ચમકી ઉઠે, તેમ રાવસાહેબ ચમકી એકદમ ઉભા થયા, તેમનું મોં પહોળું થઈ ગયું, અને બોલ્યા, હેં! શું તું પરણેલો છું! જૂઠું બોલે છે! તેં કોઈ દિવસ તારા લગ્નની વાત કરી નથી. તું પરણેલો હતો, ત્યારે પહેલેથી તને તેવું કહેતાં શું થયુ હતું?

મેં શાંતિથી જવાબ આપ્યો, આપે કે પ્રાણકુમારીએ હું શાથી લલિતાની સાથે પુનર્લગ્ન કરવાનું ના કહું છું, તે વિષે પૂછ્યું છે ક્યારે? તમે તો મને લગ્ન કરવાનો આગ્રહ જ કર્યા કરો છો, પૈસાની લાલચ બતાવી છે, લોકોમાં મારી કીર્તિ વધશે, ઘરાકી વધશે, વગેરે કહ્યું છે, પણ નહિ પરણવાનાં મારાં કારણો સાંભળવાની ક્યારે ઇચ્છા જણાવી છે? અને કારણ પૂછ્યા વિના કારણ કહી બતાવવું, એ સુધારાની 'એટિકેટ'થી વિરુદ્ધ છે. પણ તમે તમારો દુરાગ્રહ છોડયો નાહ ત્યારે અને મારે સ્પષ્ટ કરવાની ફરજ પડી.

તે બોલ્યા, તારૂં લગ્ન ક્યારે થયું, કોની સાથે થયુ? તું આજ સુધી તો કુંવારો હતો.

મેં કહ્યું, હા પણ હવે હું પરણેલો છું. અને કોની સાથે થયું, ક્યારે થયું, એ મારી ખાનગી બાબત છે, અને તેનો ખુલાસો કરવા હુ ઇચ્છતો નથી. અને હવે આપણું કાર્ય સમાપ્ત થયું તેથી આપ કૃપા કરી હવે પધારશો.

નિરાશા તથા ક્રોધસાથે રાવસાહેબ ઉભા થયા, નોટોનો ચોડો પાછો ગજવામાં મૂક્યો, અને તું બડો પહોંચેલો છે, એમ બોલતા નીચે ઉતર્યા, અને ગાડીમાં બેશી પોતાને ઘેર પધાર્યા. આ પ્રમાણે મારા સંબંધમાં પ્રાણકુમારી તથા લલિતાના વૃત્તાંતનો અંત આવ્યો. હજી પણ લલિતાનાં પુનર્લગ્ન થયાં નથી, અને મને નથી લાગતું કે ભવિષ્યમાં તેને કોઈ પરણે.

સાંજે ફરીને હું ઘેર આવ્યો, અને વાળુ કરીને મારા શયનગૃહમાં વિચાર કરતો બેઠો. હજી રાત્રિના આઠ જ વાગ્યા હતા. હું નિત્ય દશ વાગતાં સુઈ રહેતો. યોગિની, ગુરુ, તેમનો લેખ, તેમની આજ્ઞાઓ, વગેરે વિવિધ પ્રસંગો એક પછી એક મને અંતઃકરણમાં સ્ફુરવા લાગ્યા. એટલામાં મને ગુરુની આજ્ઞાઓ જે પીળા વસ્ત્રે

બાંધેલી પોથીની સાથે હતી, તે પોથીનું સ્મરણ થઈ આવ્યું. દ્રવ્યનો સંકોચ પડે તો તે પોથીમાં દ્રવ્યપ્રાપ્તિના ઉપાયો લખ્યા છે, એ ગુરુનું વાક્ય મને યાદ આવ્યું. તત્કાળ મારે દ્રવ્યનો સંકોચ હતો નહિ. દૈવી કોપથી તે નાશ ન પામે ત્યાં સુધી ઉપયોગ કરતાં તે ખુટે તેમ ન હતું, એમ છતાં તે પોથીમાં ગુરુએ શું લખ્યું હશે તે જાણવાની મને પ્રબળ જિજ્ઞાસા થઈ આવી. ગુરુ અત્યંત ચમત્કારિક તથા દૈવી વિદ્યાના જાણનારા હતા, એવી મારી ખાતરી થઈ ચુકી હતી, તેથી તે પોથીમાં, દ્રવ્યપ્રાપ્તિના જે ઉપાયો લખ્યા હશે તે કોઈ સાધારણ નહિ હોય, પરંતુ દૈવી જ હશે, એવું મને અનુમાન થયું, અને તેથી તત્કાળ તે પોથી વાંચી જોવાની પ્રબળ ઇચ્છા મને પ્રકટી. હું આજે જ બપોરે ગોઠવેલાં પુસ્તકોના કબાટપાસે ગયો, અને તેમાંથી તે પોથી કાઢી. વાંચવામાં કોઈ વિઘ્ન ન કરે તેથી મેં મારૂં બારણું અંદરથી અડકાવ્યું. પછી રેશમી પીળા વસ્ત્રથી બાંધેલી તે પોથી છોડી. આશરે પચાસેક પાનાનું હસ્તલિખિત તે પુસ્તક હતું. બહુ જ સુંદર બાળબોધ ઝીણા અક્ષરે તે લખેલું હતું, તેથી મેં ધાર્યું કે તે સંસ્કૃત હશે, પણ તરત જ મને સ્પષ્ટ થયું કે તે ગુજરાતી ભાષામાં હતું. ઉપરનું પૃષ્ઠ ઘેરા લાલ રંગનું હતું અને તેના ઉપરના ભાગમાં જમણે ખુણે એક સોનેરી રંગનું સૂર્યના જેવું ચક્ર કાઢયું હતું. એ ચક્રના મધ્યમાં અર્ધા રુપૈયાજેવડો એક વર્તુલ હતો અને તેમાં એક પંચકોણ કાઢયો હતો, તથા વર્તુલની આજુબાજુ સૂર્યનાં કિરણો ફુટી નીકળ્યાં હોય તેમ સોળ રેષાઓ કાઢી હતી, અને પ્રત્યેક રેષાની વચમાં પુષ્પની પાંખડીઓના જેવી સોળ પાંખડીઓ સોનેરી રંગની ચિત્રેલી હતી. સૂર્યપુષ્પ ચિત્રેલું આ ઉપરનું રક્ત વર્ણનું પૃષ્ઠ મેં ઉંચકયું, અને પછી નીચે પ્રમાણે વાંચવા માંડયું:

---

## પ્રકરણ ૧૨.

### પીળા વસ્ત્રથી બાંધેલી પોથી--રસસિદ્ધિશાસ્ત્ર.

પ્રિય મણિધરરાય તથા યોગિની!



આ લઘુ ગ્રંથનું નામ 'રસસિદ્ધિ શાસ્ત્ર' છે. એ હું તમારે અર્થે લખું છું. યદ્યપિ સંસ્કૃતમાં તથા અન્ય ભાષાઓમાં આ વિદ્યાસંબંધી અસંખ્ય ગ્રંથો છે, તથાપિ તે સર્વમાં તમને શ્રદ્ધા પ્રકટે, તથા તેમનું રહસ્ય સમજવામાં સાહાય્ય મળે, એ અર્થે આ પ્રકારના પ્રયત્નને મેં આદર આપ્યો છે. આ વિદ્યાના મૂલ ગ્રંથો-

માં અત્યંત ગંભીર રહસ્યો રહેલાં છે, પરંતુ વજ્રની પેટી ભેદીને જેમ તેમાં રહેલાં અમૂલ્ય રત્નને પ્રાપ્ત કરવાં, એ અત્યંત બળવાળા તથા શસ્ત્રાદિ સાધનવાળા મનુષ્યને પણ કઠિન છે, તેમ આ ગ્રંથોની સાંકેતિક પરિભાષાના, અલંકારોના, રૂપકોના, અને અસંભવિતસરખી ભાસતી કલ્પનાઓના અભેદ્ય પટને ભેદી, તેમાંથી આ વિદ્યાના રહસ્યરૂપ રત્નોને પ્રાપ્ત કરવાં, એ અત્યંત બુદ્ધિમાનને પણ કઠિન છે. એમ છતાં શુદ્ધાચરણપૂર્વક કરવામાં આવતા દૃઢ પ્રયત્નથી ઈશ્વરાનુગ્રહને જે સદ્‌ભાગી પુરુષો પ્રાપ્ત કરે છે, તેમને આ વિદ્યા, મહાસાગરને તરવા જેવી દુસ્તર નથી, પણ ખાબોચીયાને તરવા જેવી સુકર છે. હું આ ગ્રંથમાં જાણવા યોગ્ય સર્વ તમને સંક્ષેપમાં જણાવીશ. અને યદ્યપિ પ્રાચીન તથા અર્વાચીન સર્વ ગ્રંથકારોથી અધિક સરળ રીતે લખવા હું પ્રયત્ન કરીશ તોપણ, તમે જાણો છો કે જેમ સૂર્ય ગમે તેટલા તેજસ્વી પ્રકાશથી પ્રકાશતો છતાં પણ નેત્રહીન મનુષ્યને તેના એક કિરણનું પણ ભાન થતું નથી, તેમ દુરાચારથી, જેમનાં વિવેકનેત્રઉપર વિષયના અમર્યાદ મોહનાં પડળ ફરી વળેલાં છે, એવાં વિષયી તથા પામર મનુષ્યોને અસંખ્ય જન્મે પણ આ વિદ્યાના મૂળાક્ષરોનું પણ ભાન થવા સંભવ નથી. આથી સદાચારના દૃઢ પાલનપૂર્વક આ ગ્રંથના રહસ્યને જાણવા પ્રયત્નશીલ થજો. પ્રત્યેક વાક્ય અને પ્રત્યેક અક્ષર હજાર વાર અને આવશ્યકતા જણાય તો લક્ષ વાર વાંચજો, અને તેમાં શું ગુપ્ત રહસ્ય રહ્યું છે, તે મનનવડે શોધી કાઢવા પ્રયત્ન કરજો. અંતરાત્મામાં અર્થાત્ આપણા હૃદયમાં રહેલા પરમાત્મામાં સર્વ જ્ઞાન રહ્યું છે, એ હવે તમને અજાણ્યું નથી, તેથી જે જે ન સમજાય તેનો અર્થ સ્પષ્ટ થવા અર્થે, અંતરમાં ઉતરી, તે પરમાત્માપ્રતિ વારંવાર અભિમુખ થજો. આ પ્રકારે પ્રયત્ન સેવાતાં તમારા સદ્વર્તનથી, શુદ્ધ નિષ્ઠાથી, અને શુદ્ધ આગ્રહયુક્ત પ્રયત્નથી તમારી પાત્રતા ઈશ્વરની દૃષ્ટિમાં જણાયે આ વિદ્યાના રહસ્યનો પ્રકાશ તમારી મતિમાં થશે. પ્રસ્તાવનારૂપ આટલાં વચનો કહી હવે હું આ ગ્રંથનો આરંભ કરૂંછું.

**॥ मंगलम् ॥**

આ વિદ્યાના આદિપ્રવર્તક **શ્રીમહેશ્વર ભગવાનને**, પૂર્વકાળમાં થઈ ગયેલા અનેક મહર્ષિ રસસિદ્ધોને, વર્તમાનકાળમાં કોઈ કોઈ સ્થળે વિચરતા સ્વદેશીય તથા પરદેશીય **શ્રીઆદિરામાદિ** રસસિદ્ધ મહાત્માઓને તથા ભરતખંડનો વિજયધ્વજ દશે દિશામાં ફરકાવનાર ભવિષ્યકાળમાં થનાર આ દેશના અનેક શ્રેયોનિધિ રસસિદ્ધ પુરુષવરોને, [redacted] મંગળમય કાર્યની યથાવિધિ પૂર્ણતા અર્થે પ્રણામ કરૂંછું.

## અધ્યાય ૧.

આ શાસ્ત્ર જે વિદ્યાનું પ્રતિપાદન કરે છે, તેને રસસિદ્ધિ કહે છે. વેદ જેમ અનાદિ છે, તેમ આ વિદ્યા અનાદિ છે. તે મનુષ્યે શોધી કાઢી નથી, પણ પરમાત્મા જ તેના આદિ પ્રવર્તક છે. શ્રી મહેશ્વરના અનુગ્રહથી બ્રહ્મા, વિષ્ણુઆદિ દેવોને તેનું જ્ઞાન થયું હતું, અને બ્રહ્માએ આદિ પ્રજાપતિને આ વિદ્યાનું રહસ્ય પ્રબોધ્યું હતું. તે પછી અનેક ઋષિમુનિઓ રાજર્ષિઓ તથા નૃપતિઓને ગુરુપરંપરાથી અથવા ઈશ્વરાનુગ્રહથી આ વિદ્યા પ્રાપ્ત થઈ હતી. પૂર્વકાળમાં આર્યાવર્તની અનંત લક્ષ્મી, ઐશ્વર્ય, વૈભવ, તથા સામર્થ્યાદિમાં આ વિદ્યાનું જ્ઞાન એ પ્રબલ હેતુ હતો. કાળે કરીને અધર્મની વૃદ્ધિ થતાં, એ વિદ્યાના અધિકારીઓ ઓછા થવાથી ક્રમે ક્રમે તેના રહસ્યનું જ્ઞાન પ્રજામાંથી લોપ થતું ગયું, અને આજે ક્વચિત્ સ્થળે જ આ વિદ્યાના યથાર્થ રહસ્યના પૂર્ણ વેત્તા દૃષ્ટિએ પડે છે.

આર્યાવર્તમાં જ આ વિદ્યા હતી, અને અન્ય દેશોમાં ન હતી એમ કંઈ નથી. પ્રાચીન ઈજીપ્ટમાં, અરબસ્તાનમાં. ઈરાનમાં, તુર્કસ્તાનમાં, ગ્રીસમાં, જર્મનીમાં, ફ્રાન્સમાં, ઇંગ્લાંડમાં એમ વિવિધ દેશોમાં આ વિદ્યાના જાણનારા હતા, એમ ઇતિહાસથી તથા તે તે દેશની ભાષામાં આ વિદ્યાના ગ્રંથો મળી આવવાથી સ્પષ્ટ થાય છે. ઈજીપ્ટમાં હર્મ્સ ટ્રીસ્મેજિસ્ટસ, યાહુદીઓમાં એબ્રાહામ તથા મોઝીઝ, ગ્રીસમાં એરિસ્ટોટલ, ડેમોક્રિટસ, તથા ઓરફીયસ, આફ્રિકામાં સીનેશીયસ, થિયોફિલસ, તથા અબુગઝલ, અરબસ્તાનમાં એવિશેના, હ્યાસિસ, ગેબર, તથા આર્ટિફીયસ, જર્મનીમાં બર્નાડ, ટ્રેવિઝન, તથા એસિલ વેલેન્ટાઇન, હોલેન્ડમાં એલેન તથા પોન્ટેનસ, ફ્રાન્સમાં નિકોલસ ફ્લેમલ, ડિ એસ્પેગ્નેટ તથા પરનેટી, ઇટલીમાં મોરીન, સ્પેનમાં રેમંડ લલી, ઇંગ્લંડમાં જ્યોર્જ રિપ્લી, ટૉમસ નૉર્ટન, વાઊધાન અથવા ફાઇલૅલીથિસ, અને આ વિના મિચેયલ મેયર, સેન્ડીવોજિયસ, પેરાસેલ્સસ, એલીફાસ લેવી, કૉર્નેલીયસ એગ્રિપા વગેરે અનેક મહાપુરુષો આ વિદ્યાના પારને પામેલા પ્રસિદ્ધ છે. હું આ સ્થળે પરદેશી રસસિદ્ધોનાં નામો આપું છું તેથી એમ સમજવાનું નથી કે આપણા દેશમાં રસસિદ્ધો ન્યૂન સંખ્યામાં થયા હતા, પરંતુ પાશ્ચાત્ય શિક્ષણ પામેલા તમારા જેવા પરદેશીય નામોમાં જ્યારે શ્રદ્ધા ધરે છે, ત્યારે સ્વદેશી નામોનો અપ ગણી કાઢે છે, માટે જ કંઈક વિસ્તારથી મેં અન્ય દેશોમાં થઈ ગયેલા રસસિદ્ધ મહાપુરુષોનાં નામ આપ્યાં છે, બાકી વસ્તુતઃ તો આપણા દેશમાં જેવા અને જેટલા

રસસિદ્ધ મહાત્માઓ થયા છે, તથા તે સંબંધમાં જેવા અને જેટલા ગ્રંથો મળે છે, તેવા અને તેટલા અન્ય દેશમાં થયા નથી, તથા મળતા નથી. આપણા દેશના રસસિદ્ધ મહર્ષિઓનાં નામ ગણાવીએ તો ગણતાં પાર આવે તેમ નથી. ભારદ્વાજ, વસિષ્ઠ આદિ સપ્તર્ષિઓ, મનુ આદિ પ્રજાપતિઓ, યાજ્ઞવલ્ક્ય આદિ બ્રહ્મવિદ્વરો, પુરાણ, મહાભારત આદિના સમર્થ લેખક વ્યાસ, રામાયણના રચનાર વાલ્મીકિ, સિદ્ધનાથ, નિત્યનાથ, ચર્પટ, ગોરખ, ટિંટિણિ, મત્સ્યેન્દ્ર, જાલંધર, ચોરંગી અને એ વિના અસંખ્ય ઋષિ, મુનિ, યોગીઓ આ વિદ્યાના જાણનારા હતા. દેવગુરુ બૃહસ્પતિ તથા અસુરગુરુ શુક્રાચાર્ય આ વિદ્યામાં પારંગત હતા, અને તેથી કરીને અનેક દેવો તથા અનેક અસુરો આ વિદ્યાની દીક્ષાને પામ્યા હતા. પરંતુ પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગથી આ સર્વ હવે અલંકારમાં, અતિશયોક્તિમાં અથવા અદ્ભુત કલ્પનામાં ખપતું હોવાથી, આ સ્થળે પૂર્વ કાળના ઇતિહાસને સત્ય માનવા હું તમને આગ્રહ કરતો નથી. તમારા શુદ્ધ પ્રયત્નથી અને ઈશ્વરની કૃપાથી રસવિદ્યાના રહસ્યને જાણવા જો તમે ભાગ્યશાળી થશો તો તે સર્વ આપોઆપ સમજાશે. તે વિના વાદવિવાદથી અથવા યુક્તિપ્રમાણથી તેની સત્યતા સિદ્ધ કરવાનો પ્રયત્ન સર્વદા ખાતરી કરી આપે, એવો સંભવ ન હોવાથી આપણા પ્રતિજ્ઞા કરેલા વિષયને જ હું આગળ લખું છું.

આખા વિશ્વમાં જ્યાં જ્યાં તમે દૃષ્ટિ નાંખીને જોશો ત્યાં ત્યાં તમને જણાશે કે કુદરત હલકી પંક્તિની વસ્તુઓને ઉંચી પંક્તિમાં આણવાનો સર્વદા પ્રયત્ન કર્યા જ કરે છે. પૃથ્વીઉપરનું દોષવાળું જળ, સૂર્યનાં કિરણોથી શોષાઈ ઉંચે ચઢી વધારે શુદ્ધ, અને ઉંચા પ્રકારનું થઈ પાછું પૃથ્વીઉપર આવે છે. જળ પૃથ્વીવડે શોષાઈ વિવિધ વનસ્પતિઓમાં વિવિધ રસરૂપે ઉંચી ઉંચી દશાઓને પામે છે. વનસ્પતિ પ્રાણિઓવડે ભક્ષ કરાઈ રુધિર, માંસ, અસ્થિ આદિ ઉત્તમ ધાતુઓને પામે છે, અર્થાત્ તેની તે વસ્તુઓને ઉંચાં ઉંચાં રૂપાંતરોને પમાડયા કરવું, એ કુદરતનો અચલ નિયમ સર્વત્ર દૃષ્ટિએ પડે છે. પૃથ્વી અર્થાત્ માટી પથરારૂપે રૂપાંતરને પામે છે, પથરા વિવિધ ખનિજોમાં રૂપાંતરને પામે છે, અને ખનિજો રૂપાના તથા સોનાના રૂપમાં અથવા હીરા, માણિક્ય અથવા રત્નના ઉત્કૃષ્ટ રૂપમાં રૂપાંતરને પામે છે. સમુદ્રનું જળ સમુદ્રફીણમાં, છીપોમાં, શંખમાં, પરવાળામાં અને મોતીમાં—એમ ક્રમે ક્રમે ઉત્કૃષ્ટ રૂપાંતરને પામે છે. માટી કીડામાં, કીડો પતંગીયામાં, પતંગીયું પક્ષીમાં, પક્ષી પશુમાં, પશુ મનુષ્યમાં, મનુષ્ય દેવમાં, અને દેવ ઈશમાં—એમ ચર અચર સર્વમાં ઉંચાં ઉંચાં

રૂપાંતરને પામ્યા જવાનો નિયમ વિશ્વમાં વ્યાપી રહ્યો છે. પ્રાણીપદાર્થોને રૂપાંતરને પમાડવાનો કુદરતનો આ પ્રયત્ન પ્રતિક્ષણે ચાલતો છતાં, તે રૂપાંતર આપણી દૃષ્ટિએ તત્કાળ આવતું નથી. કેટલાંક રૂપાંતરમાં હજારો અથવા લાખો કે કરોડો વર્ષ વહી જાય છે. માટીનો પથરો થોડાં વર્ષે થાય છે, પણ તેનો હીરો થવામાં લાખો વર્ષ વહી જાય છે. કીડાનું પતંગીયું થોડા દિવસમાં કે માસમાં થાય છે, પણ તેનું મનુષ્ય થતાં હજારો વર્ષ વહી જાય છે. પ્રાણીપદાર્થોનું ઉત્કૃષ્ટ પ્રકારનું રૂપાંતર કરવામાં કુદરતને કોઈની મદદ નથી હોતી તો હજારો, લાખો કે કરોડો વર્ષ થાય છે.

કુદરત જે નિયમે ક્રિયા કરે છે, તે નિયમોને અનુકૂળ રહીને કુદરતને જ્યારે મદદ કરવામાં આવે છે, ત્યારે જે કામ કુદરતને એકલે હાથે કરતાં ઘણો કાળ વહી જાય છે, તે જ કામ બહુ અલ્પ સમયમાં થાય છે. આંબાઉપર જે કેરીને પાકતાં એક માસ લાગે છે, તે જ કેરીને મનુષ્ય પૃથ્વીઉપર ઉતારી કૃત્રિમ ઉષ્ણતા આપી સાત આઠ દિવસમાં પકવે છે. માટીનો પાષાણ કરતાં કુદરતને જ્યારે ઘણાં વર્ષો લાગે છે ત્યારે મનુષ્ય કૃત્રિમ તાપ આપી માટીનો પાષાણ થોડા કલાકમાં કરી શકે છે. એક બીજકમાંથી કુદરત જ્યારે ત્રણ ચાર દિવસે અંકુર કાઢી ચાર પાંચ અઠવાડીએ તેનો છોડ કરી શકે છે, ત્યારે મનુષ્ય રાસાયણિક પ્રયોગોથી બીજકમાંથી બે ચાર ક્ષણમાં સુંદર છોડ ઉત્પન્ન કરી શકે છે. ઇંડામાંથી પક્ષીને ઉત્પન્ન કરતાં કુદરતને જ્યારે કેટલાક દિવસો લાગે છે, ત્યારે કૃત્રિમ ઉષ્ણતાથી મનુષ્ય થોડી જ ક્ષણોમાં ઇંડામાંથી પક્ષી ઉત્પન્ન કરે છે. આમ હોવાથી અનુકૂળ યુક્તિ અથવા કળા એ કુદરતકરતાં ચઢીયાતી છે. કળા અથવા યુક્તિવડે મનુષ્ય કુદરતના ઉપર સ્વામિત્વ ભોગવે છે. કુદરત વિશ્વમાં સર્વોપરિ છતાં કળાઆગળ તે આજ્ઞાંકિત દાસીતુલ્ય થાય છે. કળાવડે મનુષ્ય, કુદરતપાસે સામાન્ય મનુષ્યોને અત્યંત ચમત્કારિકજેવાં જણાતાં કાર્યો સધાવી શકે છે. જેટલી જેટલી વિદ્યાઓ છે તે સર્વ કુદરતપાસે અલ્પકાળમાં કાર્ય સધાવી લેવાની કળાઓ છે; અને મનુષ્ય જ્યારે કુદરતના નિયમને અનુકૂળ વર્તી, કુદરતને કાર્ય સાધવામાં પોતાની કળાવડે સાહાય્ય આપે છે ત્યારે કુદરત અનુકૂળ પત્નીની પેઠે મનુષ્યનાં સર્વ કાર્ય સાધે છે.

રસસિદ્ધિ એ એક કળા છે. અને આજ સુધી જણાયેલી સર્વ વિદ્યાકળામાં એ સર્વોપરિ કળા છે. તમને જ્યારે રસસિદ્ધિનું જ્ઞાન થશે ત્યારે સ્પષ્ટ થશે કે પાશ્ચાત્ય પ્રજાએ શોધી કાઢેલી સર્વ વિદ્યાકળાઓ

રસસિદ્ધિઆગળ અત્યંત તુચ્છ છે. રસસિદ્ધિના અપાર અને અનંત મહાસાગરઆગળ હાલની પાશ્ચાત્ય વિદ્યાકળાઓ માત્ર જળની લહરીઓ જેવી છે.

રસસિદ્ધિ એ હલકા પદાર્થોને અલ્પસમયમાં ઉત્તમ પ્રકારના રૂપાંતરમાં પમાડવાની કળા છે. પદાર્થોનું ઉત્તમ પ્રકારનું સત્વર રૂપાંતર થવાનાં કારણો પદાર્થોમાં જ રહેલાં છે, પરંતુ તેમ ન થવામાં હેતુ એ છે કે રૂપાંતર કરનાર કારણ મળથી મિશ્રિત થયેલું હોય છે, અને તેથી તે પોતાની સત્તા પ્રબળપણે ચલાવી શકતું નથી. જેમ કાષ્ઠમાં અગ્નિ રહેલો છતાં લીલાં લાકડાં તેમાં રહેલા પાણીરૂપ દોષને લીધે સત્વર સળગી શકતાં નથી તેમ પ્રાણીપદાર્થોને ઉત્કૃષ્ટ રૂપાંતરને પમાડનાર કારણ તેઓનામાં રહેલું છતાં, તે કારણ મળસંયુક્ત હોવાથી તેનું બળ ઉત્તમ પ્રકારે તે પ્રાણીપદાર્થોમાં પ્રવર્તી શકતું નથી. જેમ લીલાં લાકડાંનો ભેજરૂપ દોષ નિવૃત્ત થતાં તેઓ તત્કાળ સળગે છે, તેમ પ્રાણીપદાર્થોમાંથી મળ નિવૃત્ત થતાં તેઓ તત્કાળ ઉંચા પ્રકારના રૂપાંતરને પામે છે; અને રસસિદ્ધિકળાથી સિદ્ધ કરેલો રસ પ્રાણીપદાર્થોના મળને તત્કાળ ટાળનાર હોવાથી, પ્રાણીપદાર્થોનું ઉત્કૃષ્ટ પ્રકારનું રૂપાંતર કરવાનું કાર્ય, જે કુદરત હજારો વર્ષે પણ કરવા સમર્થ થઈ શકતી નથી તે આ રસ થોડી ક્ષણોમાં સિદ્ધ કરે છે.

પ્રાણીપદાર્થોમાં આ રસ ન્યૂનાધિક અંશે રહેલો હોય છે. પ્રાણીપદાર્થોનું અસ્તિત્વ એ વડે જ છે. અને તેથી જ રસ એ જ ઈશ્વરસ્વરૂપ છે, એમ रसो वै सः એ આદિ વચનોવડે શાસ્ત્રો કથે છે. બાલ્યાવસ્થામાં મનુષ્યશરીરમાં એ રસ અધિક શુદ્ધ રૂપમાં હોય છે, અને તેથી બાળકોનાં શરીર અધિક સુંદર, તેજસ્વી, કોમળ વગેરે ધર્મવાળાં હોય છે. તેમના શરીરમાં પચનક્રિયા ઉત્તમ પ્રકારની થાય છે. તેમના રુધિરાદિ ધાતુઓ અધિક શુદ્ધ હોય છે, અને મળનું પૃથક્કરણ તેમનાં શરીરોમાં વધારે સારી રીતે થાય છે. પરંતુ વય વધતાં એ રસમાં થતી જતી ન્યૂનતાને પૂર્ણ કરવાનું જ્ઞાન મનુષ્યોને ન હોવાથી રસ ઓછો થતાં શરીરમાં મળ વધતો જાય છે, અને તેથી ઉત્તરોત્તર મનુષ્ય વૃદ્ધ થઈ પરિણામે મૃત્યુને પામે છે, આ રસને શુદ્ધ રૂપમાં પ્રાપ્ત કરવાની કળા એ જ રસસિદ્ધિકળા છે.

રસસિદ્ધિકળાથી સિદ્ધ કરેલો રસ એક રતીપુર પણ જ્યારે મનુષ્ય ગ્રહણ કરે છે, ત્યારે તત્કાળ તેના શરીરમાં ઉત્તમ પ્રકારનું રૂપાંતર થવા માંડે છે. રસસિદ્ધિના એક પ્રાચીન ગ્રંથમાં આ સંબંધમાં લખ્યું છે કે "આ સિદ્ધ કરેલો રસ શરીરના અસ્થિપર્યંતના છેક ઉ-

ડામાં ઉંડા ભાગોમાં લેશ પણ પ્રતિબંધવિના પ્રવેશ કરે છે, અને શરીરના પ્રત્યેક ખુણેખોચરે જ્યાં જ્યાં મળ રહેલો હોય છે ત્યાંત્યાંથી તેને બહાર કાઢે છે. શરીરના એક અણુને પણ તે શુદ્ધ કર્યા વિના રહેતો નથી. શરીરના ગુહ્યમાં ગુહ્ય અને દૂરથી દૂર ભાગોમાં પણ તે ફરી વળે છે. શરીરમાં પ્રવર્તતી તેની સાર્વભૌમ સત્તાની સામે થવા કોઈ પણ સમર્થ નથી; અને એમ છતાં જુલમી જિતનાર રાજાની પેઠે તે શરીરના કોઈ પણ ભાગમાં ત્રાસ કે કેર વર્તાવતો નથી, પણ સર્વત્ર શાંતિ પ્રસારે છે. જે જે અવયવોમાં લેશ પણ અવ્યવસ્થા જણાય છે, તે તે અવયવોમાં વિદ્યુતની પેઠે પ્રવેશી તે તત્કાળ તેમને સુધારી દે છે. શરીરના એક રોમને પણ તે વિસરી જતો નથી. મળમાત્રને શરીરમાંથી કાઢી નાંખી તે શરીરને સુવર્ણસમ સ્વચ્છ કરે છે. અસાધ્યમાં અસાધ્ય અને હઠીલામાં હઠીલા વ્યાધિઓને તે મટાડે છે. ”

શરીરની અત્યંત શુદ્ધિ કરનાર, વ્યાધિમાત્રને મટાડનાર, આરોગ્યને અર્પનાર, વૃદ્ધાવસ્થા ટાળનાર તથા મૃત્યુઉપર વિજય મેળવનાર આ રસ તે અન્ય કોઈ જ નથી, પણ આપણાં શાસ્ત્રો જેને અમૃત કહે છે, તથા જેનું દેવો નિરંતર પાન કરે છે, એમ વર્ણે છે, તથા જેને ઉત્પન્ન કરવાનો વિધિ સમુદ્રમંથનની આખ્યાયિકામાં રૂપકથી વર્ણ્યો છે, તે છે. પૂર્વે સમુદ્રમંથન કરી દેવોએ અમૃત પ્રાપ્ત કર્યું હતું, અને આજે પ્રાપ્ત થઈ શકે એમ નથી એમ કંઈ જ નથી. ઈશ્વરાનુગ્રહથી સમુદ્રમંથનની આખ્યાયિકાના રહસ્યને સમજનાર ભાગ્યશાલી પુરુષ આજે પણ પોતાના ઘરમાં સમુદ્રમંથન કરી અમૃત પ્રાપ્ત કરી શકે છે. શાસ્ત્રની આખ્યાયિકાઓની અદ્‌ભુત કલ્પનાના પટને ભેદી જેઓ અંતર જોઈ શકે છે, તેઓ જ્ઞાનદેવીનાં સાક્ષાત્ દર્શન કરી કૃતકૃત્ય થાય છે.

પ્રાણિઓના શરીરમાં પ્રવેશ કરીને આ રસ અથવા અમૃત જેમ મળને ટાળી વ્યાધિઓને દૂર કરે છે, તથા શરીરની સર્વોત્કૃષ્ટ કળા સાધે છે, તેમ કનિષ્ઠ ધાતુઓના શરીરમાં પણ તે પ્રવેશ કરી, તેમના મળને ટાળી તેઓનું ઉત્તમ પ્રકારનું રૂપાંતર કરે છે. રસસિદ્ધિશાસ્ત્રમાં નિપુણ પુરુષો સ્વાનુભવથી વદે છે કે પ્રત્યેક ખનિજ પદાર્થને સુવર્ણના રૂપમાં આણવાનો કુદરતનો ઉદ્દેશ હોય છે. સર્વ પ્રકારના સાધારણ પથરા, સુરમો, હરતાલ વગેરે ખનિજ પદાર્થો તથા લોઢું, કલાઈ, તાંબુ વગેરે હલકી ધાતુઓ વગેરે, સુવર્ણની ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત કરે તેવાં કારણો કુદરતે, તે પદાર્થોમાં રાખેલાં હોય છે,

પરંતુ પથરા, ખનિજ, તથા હલકી ધાતુઓ સુવર્ણ નહિ થવામાં, તેઓના બંધારણવખતે તે તે પદાર્થોમાં ભળેલી અશુદ્ધિ અથવા મળ એ જ હેતુ છે. જેમ પથ્થરની ભૂમિમાં પડેલું બીજક ભૂમિની કઠિનતાને લીધે ઉગી શકતું નથી, પરંતુ કઠિનતા દૂર કરતાં તત્કાળ ઉગી વૃક્ષરૂપે થાય છે, તેમ પાષાણાદિમાં રહેલા સુવર્ણનાં બીજકો, પાષાણાદિમાં રહેલી અશુદ્ધિને લીધે સુવર્ણરૂપ પરિણામને પામી શકતાં નથી, પરંતુ અશુદ્ધિ દૂર થતાં તત્કાળ સુવર્ણરૂપ થાય છે. રસસિદ્ધિકળાથી સિદ્ધ કરેલો પૂર્વોક્ત રસ લોહાદિ ધાતુઓના અણુઅણુમાં પ્રવેશી તેમના મળને નિવૃત્ત કરે છે, અને તેથી તે ધાતુઓ સુવર્ણરૂપ પરિણામને પામે છે. આ પ્રમાણે ધાતુઓના મળને જ્યારે આ રસ નિવૃત્ત કરે છે, ત્યારે સ્પર્શમણિ એ સંજ્ઞાથી તે ઓળખાય છે.

સ્પર્શમણિના જે વર્ણનો શાસ્ત્રમાં જોવામાં આવે છે, તે કપોલકલ્પિત નથી. પાશ્ચાત્યવિદ્યાના સંસ્કારવાળા ભલે તેને ઋષિમુનિઓના મગજના હવાઈ કિલ્લા ગણે, પરંતુ પૂર્વે અનેક ઋષિમુનિઓએ સ્પર્શમણિને ઉત્પન્ન કર્યો છે, અને તેથી તે કપોલકલ્પિત નથી, પરંતુ આપણા નિત્ય ઉપયોગમા આવતા પદાર્થોજેવો જ તે પણ એક સત્ય પદાર્થ છે. ઈશ્વરના અનુગ્રહથી મારાં નેત્ર સ્પર્શમણિને જોવાને ભાગ્યશાળી થયાં છે, એટલું જં નહિ પણ તેને ઉત્પન્ન કરવાના વિધિના જ્ઞાનવડે મેં ઘણી વાર સમગ્ર વૈભવી પદાર્થોના શિરોમણિ એ સ્પર્શમણિને મારા હસ્તવડે બનાવ્યો છે. વિશ્વના સમગ્ર ચમત્કારોમાં તે સર્વોપરિ ચમત્કાર છે. તે સગુણ ઈશ્વરનું અપર રૂપ છે. મૃત્યુલોકનું તે જીવનવૃક્ષ છે. મૂર્છિત થયેલા રામને અને તેમની સેનાને સાવધાન કરવા ગંધમાદન પર્વતઉપરથી હનુમાને આણેલી તે અમૃતસંજીવની વલ્લી છે. સર્વને તે પ્રાપ્ત કરવી સુલભ નથી. પ્રયત્ન કરતાં છતાં પણ ન પ્રાપ્ત થવાથી ઘણા તેને વંધ્યાપુત્રવત્ અથવા શશશૃંગવત્ કલ્પિત ગણે છે. પરંતુ મનુષ્યમાત્રના અંતઃકરણના ઉંડાણના ભાગમાં, તે કલ્પિત નથી, એવું સ્ફુરણ થયા કરે છે. એથી જ તેના અસ્તિત્વની સત્યતા સિદ્ધ થાય છે. પ્રત્યેક પ્રજામાં વિદ્વાનો તથા અવિદ્વાનો સર્વ કાળમાં તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરી રહ્યા છે. ન્યુટન અને ડિસ્કાર્ટીસજેવા પાશ્ચાત્ય પ્રજામાં મનાતા મહાવિદ્વાનો પણ ગુપ્તપણે તેની શોધ કરતા હતા.

જેમ પ્રત્યેક વિદ્યાનું યથાર્થ જ્ઞાન ધરાવનારા સાચા સિદ્ધો હોય છે, તેમ તે તે વિદ્યાનું કિંચિત્ પણ જ્ઞાન ન છતાં, તે વિદ્યાનું યથાર્થ જ્ઞાન પોતાને છે, એવું ડોળ કરનારા ખોટા ઢોંગીઓ પણ અનેક હોય

છે. સવિકલ્પ કે નિર્વિકલ્પ સમાધિની સ્થિતિસુધી પહોંચેલા જેમ સાચા યોગીઓ હોય છે, તેમ યોગના સ્વરૂપને કિંચિત્ પણ ન સમજનારા છતાં આસનો મારી, સમાધિસુધી પહોંચેલા અમે મોટા સિદ્ધ છીએ, એવો ઢોંગ કરનારા અનેક ધૂર્ત લોકો પણ હોય છે. આમ હોવાથી રસસિદ્ધિના લેશ પણ જ્ઞાનવિનાના અનેક ઢોંગીઓ જગત્માં હોય એમાં આશ્ચર્ય નથી. આવા ઢોંગીઓ કીમીયાગરના રૂપે અસંખ્ય ભોળાં લોભી મનુષ્યોને સ્થળે સ્થળે ઠગે છે. કાળબળથી સાચા રસસિદ્ધોની સંખ્યા ન્યૂન થવાથી અને ધૂર્ત ઢોંગીઓની સંખ્યા વધવાથી રસસિદ્ધિ-શાસ્ત્ર ખોટું છે, એવું સર્વત્ર મનાવા લાગ્યું; અને આજે રસસિદ્ધિ અથવા સામાન્ય લોકો જેને કિમીયો કહે છે, તે વિદ્યા ખોટી છે, એમ પ્રજાનો કેળવાયલો વર્ગ માનતો થયો છે. પણ આ તેમનું માનવું સાચું નથી. સામાન્ય લોકો જેને કિમિયો કહે છે, તે ખોટો હશે, પરંતુ રસસિદ્ધિકળા ખોટી નથી, એ હું સ્વાનુભવથી જાણું છું. અને સ્વાનુભવથી શ્રેષ્ઠ પ્રમાણ કયું છે? જેમણે જે વિદ્યાનું જ્ઞાન મેળવવા પ્રયોગ કર્યો નથી, તેમને તે વિદ્યા ખોટી છે, એમ કહેવાનો શો અધિકાર છે? એમ છતાં અમુક વાર્તા સાચી છે કે ખોટી તેનો પૂર્ણ પ્રયત્નવડે નિર્ણય કરી જોયાવિના અનેક બુદ્ધિમાન્ મનુષ્યો બે ચાર જણે કોઈ વાત ખોટી કહી, એટલે તે ખોટી છે, એમ ગાડરીયા પ્રવાહની પેઠે નિઃશંકપણે કહે છે.

રસસિદ્ધિશાસ્ત્રનો અભ્યાસ બીજી વિદ્યાઓ જેવો નથી. એ સંબંધમાં સંસ્કૃતમાં તથા પરભાષામાં જે જે ગ્રંથો મળી આવે છે, તેમાં તે વિદ્યાનાં રહસ્યો સ્પષ્ટ સમજાવવાને બદલે, ઉલટાં તે ન સમજાય તે માટે તેમને વધારે ગૂઢ કરવા ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો હોય છે, અને તેને શીખવનાર કોઈ ગુરુનું અસ્તિત્વ પ્રતીત થતું નથી. એ વિદ્યાના રહસ્યને જાણનાર કોઈ મહા પુરુષ હોય છે, તો જનસમુદાયમાં તે અજ્ઞાનજેવો થઈને ફરે છે. ધનના લોભી દુષ્ટ મનુષ્યો અને દુષ્ટ સત્તાધીશો શું શું અનર્થ નથી કરતા, તે વાતને જાણનાર તે મહાપુરુષ અજ્ઞાનીતરીકે જ જગત્માં રહેવાનું વિશેષ યોગ્ય ગણે છે. કારણ કે પ્રાણઘાતક અસ્ત્રશસ્ત્ર જેમ મૂર્ખ બાળકોના હાથમાં આવતાં તેઓ જ્યાં ત્યાં ત્રાસ જ વર્તાવી મૂકે છે, તેમ આ વિદ્યા દુષ્ટાચરણી મનુષ્યોના હાથમાં જવાથી જગત્માં અસંખ્ય અનર્થ ઉત્પન્ન થવાના સંભવો પ્રકટે છે.

રસસિદ્ધિશાસ્ત્રનો મનુષ્યને શો ઉપયોગ છે, એવી તમને શંકા થતી હોય તો તેનું સમાધાન સ્પષ્ટ છે. મનુષ્યમાં અપાર સામર્થ્ય

રહેલું છે, પરંતુ તે બીજકરૂપે રહેલું છે. જેમ બીજકને ઉગવાને સ્વતંત્રતા નથી હોતી તો તે યથેચ્છ પ્રકારે ઉગી શકતું નથી, તેમ મનુષ્ય સ્વતંત્ર નથી હોતો તો તેની સર્વ શક્તિઓ વિકાસને પામી શકતી નથી, પણ કુંઠિત થઈ જાય છે. વૃદ્ધિને અર્થે પૂર્ણ સ્વતંત્રતાની આવશ્યકતા છે. બીજમાં પ્રફુલ્લ વૃક્ષરૂપે થવાનું પૂર્ણ સામર્થ્ય છતાં, જો ભૂમિમાં કાંકરા હોય છે, તો તે યથેચ્છ વૃદ્ધિને પામી શકતું નથી. ઉંડી બખોલોમાં ઉગેલો વેલો અંધકારમાંથી સૂર્યના પ્રકાશમાં આવવાને પોતાનું સર્વ સામર્થ્ય વાપરે છે, અને જેમ તેમ કરીને તે પ્રકાશસુધી ઉંચે ચઢે છે. પણ આ પ્રકારે પ્રકાશમાં આવતાં તેના સામર્થ્યનો ક્ષય થાય છે, અને તે પ્રકાશમાં આવે છે ખરો તો પણ પ્રકાશમાં આવ્યા પછી તેની વૃદ્ધિ બહુ ઓછી થાય છે. મનુષ્યને પોતાની ઉન્નતિ કરવા માટે અર્થાત્ પોતાનામાં બીજરૂપે રહેલાં ઈશ્વરી સામર્થ્યોને વિકાસને પમાડવા માટે સ્વતંત્રતાની અગત્ય છે. કોઈ પણ પ્રકારના પ્રતિબંધોસામે તેને લડવાનું હોય છે તો તેનું બળ તેમાં જ ખપી જાય છે, અને પ્રતિબંધોનો જય થયા પછી તેનામાં પોતાની બીજરૂપ શક્તિઓને વિકાસને પમાડવાનું થોડું જ બળ રહેલું હોય છે.

મનુષ્યને નડતા મોટા બે પ્રતિબંધો વ્યાધિ અને નિર્ધનતા છે. શરીરમાં રોગ અને દુર્બળતા હોવાથી તે કરવાનાં અનેક કાર્યો કરી શકતો નથી. રાત્રિદિવસ શરીરનું આરોગ્ય સ્થિર રાખવા માટે તેને અપાર પરિશ્રમ કરવો પડે છે, અને એમ છતાં તે થોડો ઘણો નિત્યનો માંદો રહે છે. આવી સ્થિતિમાં પોતાની શક્તિઓને ખીલવવાનો ઉદ્યોગ તેનાથી સાધી શકાતો નથી.

બીજે પક્ષે તેને પોતાનો તથા પોતાના કુટુંબીજનોનો નિર્વાહ કરવાનાં સાધનો પ્રાપ્ત કરવાની ચિંતા રાત્રિદિવસ દહે છે. તે વ્યવહારમાં રહેલો હોય છે, અને તેથી તેને પ્રત્યેક ક્ષણે ધનની અગત્ય પડે છે. ધનવિના તેનું જીવન દુઃખમય થઈ રહે છે. આથી ધનપ્રાપ્તિના ઉદ્યોગમાં જ તેને પોતાના આયુષ્યનો મોટો ભાગ ગાળવો પડે છે, અને પ્રતિદિન તે ઉદ્યોગમાં તેનું સામર્થ્ય એટલું બધું ક્ષય થઈ જાય છે કે પછી પોતાની ઈશ્વરી શક્તિઓને કેળવવાનો ઉત્સાહ અને બળ તેનામાં રહેલું તેને ભાસતું નથી, અને તેથી તે બહુ પ્રસંગે થાકીને લોટપોટ થઈને પડે છે. સ્વતંત્રપણે નિર્વાહ ચાલે એટલું ધન કદાચ તેની પાસે એકઠું થાય છે ત્યારે તો તે ઘણે પ્રસંગે ઉત્તર વયમાં પ્રવેશ્યો હોય છે, અને તેથી તે સમયે શરીર તથા મનના સામર્થ્યવિનાનો તે કશું જ કરી શકે એમ હોતું નથી. આમ હોવાથી સ્પષ્ટ થાય છે કે પોતાનામાં રહેલી દૈવી શક્તિઓ ખીલવવાનો ઉદ્યોગ

કરવા માટે મનુષ્યને પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત હોવું જોઈએ, તથા ધન ઉપાર્જન કરવાની ચિંતાથી તે મુક્ત હોવો જોઈએ.

રસવિદ્યાની સિદ્ધિ પૂર્ણ આરોગ્ય તથા યથેચ્છ ધનને આપે છે, અને તેથી મનુષ્યને પોતાની દૈવી શક્તિઓ કેળવવાનો પૂર્ણ અવકાશ તથા સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે. આથી કરીને તનની, મનની તથા આત્માની સર્વોત્તમ ઉન્નતિ ઇચ્છનાર વિવેકી સ્ત્રીપુરુષોને રસવિદ્યાનો અભ્યાસ અત્યંત ઉપયોગી છે, એ સહજ સ્પષ્ટ થાય છે.

રસવિદ્યાનું ફળ સંક્ષેપમાં નીચે પ્રમાણે છેઃ આ વિદ્યાથી સિદ્ધ થતો રસ જેને પ્રાપ્ત થાય છે તેને આ જગતનાં વ્યાવહારિક સુખોમાં મેળવવા યોગ્ય કશું જ બાકી રહેતું નથી. સમગ્ર વિશ્વની ઋદ્ધિ અને નિધિ તેને ચરણે પડે છે, એમ છતા તે બહુ સાદું જીવન ગાળે છે. મહારાજ્યો ઉત્પન્ન કરવા જેટલું ધન ઉત્પન્ન કરવાનું તેનામાં સામર્થ્ય છતાં તે બહુ સાદું જીવન ગાળે છે. આખા વિશ્વનાં અસંખ્ય-કોટિ પ્રાણિઓને નિર્વાહનાં સાધનો નિરંતર પૂરાં પાડવાનું તે સ્વીકારે તોપણ તેને ધનની કદી ખોટ આવે એવું હોતું નથી. કારણ કે પોતાને પ્રાપ્ત રસવડે આખા જગતની હલકી ધાતુઓને તે સુવર્ણમાં રૂપાંતર પમાડવાને સમર્થ હોય છે.

વળી ગોલકોંડાની ખાણોમાં કે ટ્રાન્સવાલમાં કે બ્રાઝિલમાં કુદરતથી ઉત્પન્ન થતા મૂલ્યવાન્ હીરાકરતાં પણ અતિઘણા મૂલ્યવાન્ હીરા, રત્ન, માણિક્ય, મૌક્તિક આદિ કેમ બનાવવં. તેનું જ્ઞાન પણ તેને હોય છે.

આ સાથે તેને પ્રાપ્ત થયેલો રસ એ એક એવું દૈવી ઔષધ છે કે જે વડે એવો એક પણ કષ્ટસાધ્ય કે અસાધ્ય વ્યાધિ નથી કે જે ન મટે. જન્મથી અંધત્વ, જન્મથી બધિરત્વ, જન્મથી મૂકત્વ, જન્મથી નપુંસકત્વ આદિ વૈદ્યવિદ્યાથી મનાતા અત્યંત અસાધ્ય રોગો પણ તેથી મટી જાય છે. પક્ષાઘાત, જલોદર, સંધિવા, રક્તપિત્ત, ક્ષય, અપસ્માર આદિ રાજરોગો એક રતિપૂર રસ લેવાથી તત્કાળ નિવૃત્ત થાય છે. ભગંદર, પ્રમેહ, વિસ્ફોટક, પાઠું, વિવિધ ધારાંઓ, નેત્રના તથા ત્વચાના સર્વ પ્રકારના વ્યાધિઓ, અશ્મરી (પથરી)—સ્વલ્પમાં મનુષ્યના, જનાવરોના, તથા વનસ્પતિના પણ સર્વ પ્રકારના વ્યાધિઓ આ દૈવી ઔષધથી નિવૃત્ત થાય છે. આ રસને એક દિવસ ગ્રહણ કરવાથી એક માસનો વ્યાધિ, બાર દિવસ ગ્રહણ કરવાથી એક વર્ષનો વ્યાધિ અને એક માસ ગ્રહણ કરવાથી ગમે તેટલી લાંબી મુદતનો વ્યાધિ પણ મટી જાય છે. આ રસને એક જ વાર સિદ્ધ કરનાર

પુરુષને તે પુનઃ તૈયાર કરવો પડતો નથી, કારણ એકવાર તૈયાર કરેલો રસ આખા વિશ્વના મનુષ્યોના વ્યાધિઓને ટાળવા માટે જોઈએ તેટલો હોય છે.

એક રસસિદ્ધ મહાપુરુષ આ સંબંધમાં લખે છે કે વૈદ્યશાસ્ત્રનાં રામબાણ ગણાતાં સઘળાં ઔષધો અમારા સિદ્ધ કરેલા રસઆગળ પાણી ભરે છે. તે અંતઃકરણમાં વિલક્ષણ આનંદ પ્રકટાવે છે. શરીરના રોમેરોમમાં બળ અર્પે છે, યુવાવસ્થાને સ્થિર રાખે છે, પ્રાપ્ત થયેલી વૃદ્ધાવસ્થા ટાળે છે, અને મૃત્યુના ઉપર સ્વામિત્વ અર્પે છે.

અન્ય મહાપુરુષ વદે છે કે અમારા રસને માત્ર રાઈના દાણા-જેટલો જ અઠવાડીયામા બે કે ત્રણ વાર પ્રાતઃકાળે ભોજનપૂર્વે ગ્રહણ કરવામા આવે છે તો તેથી જગતમાં મનુષ્યના આયુષની નિર્ણય કરેલી મર્યાદાની ઉપરાંત પણ મનુષ્ય ઘણા વર્ષ જીવે છે.

'મુનિ' સંજ્ઞાને ધરનાર એક મહાત્મા વળી વિશેષમાં કહે છે કે આ રસને ગ્રહણ કરવાથી ત્વચાના સઘળા દોષો જતા રહી તે અત્યંત સુંદર થાય છે, અને વૃદ્ધાવસ્થાનાં વળીપળીનો નાશ થાય છે. પ્રસવની વેદનાથી પીડાતી સ્ત્રીના નાક આગળ તેને ધરવાથી તત્કાળ કષ્ટરહિત પ્રસવ થાય છે.

આ રસની પ્રાપ્તિથી આરોગ્ય અને ધન મળે છે, એટલું જ નહિ, પરંતુ આ વિશ્વ જે નિયમથી રચાયુ છે, તે નિયમનું અનુભવસિદ્ધ જ્ઞાન થાય છે; અને આ પ્રમાણે આ નિયમોના જ્ઞાનવડે મનુષ્ય અપર ઈશ્વર થાય છે.

આવા અદ્દભુત ફળને પ્રકટાવનારૂ આ જ્ઞાન જેને તેને થતું નથી. પરમેશ્વર આ ગુપ્ત જ્ઞાન પોતાના અનુગ્રહપાત્ર સત્પુરુષોને જ આપે છે. નાસ્તિક મનુષ્યોને તથા દુરાચારી મનુષ્યોને અસંખ્ય પ્રયત્નોથી પણ આ જ્ઞાન કોઈ કાળે થતું નથી.

આ જ્ઞાન મનુષ્યોને બે પ્રકારે થાય છે—એક સાક્ષાત્ ઈશ્વરથી અંતઃકરણમાં તે સ્ફુરે છે, અથવા તો એ વિદ્યાના અનુભવી કોઈ સદ્દગુરુદ્વારા તે સ્ફુરાવવામાં આવે છે. શબ્દવડે તે કદી શીખવવામાં આવતું નથી, પરંતુ અંતઃકરણની યોગ્યતા થયે, સદ્દગુરુ વિચારનાં આંદોલનોદ્વારા શિષ્યના અંતઃકરણમાં તેનો પ્રકાશ કરે છે. કોઈ પણ મનુષ્યે એ વિદ્યાના જ્ઞાનવાળા સત્પુરુષપાસેથી ચર્ચાથી, અથવા યુક્તિ-પ્રયુક્તિથી તે વિદ્યા જાણી જવાની આશા રાખવી, એ દુરાશા છે. ગમે તેવી ભારે લાલચો આપવાથી સત્પુરુષોથી તે વિદ્યા મળતી નથી, તેમ જ જોરજુલમ કરવાથી તેમના ઉપર તેવો કોઈ અત્યાચાર કર-

વાથી તે વિદ્યા પ્રાપ્ત થતી નથી. પરમાત્મા આવા પુરુષોનું સર્વદા રક્ષણ કરે છે, તેથી સત્પુરુષને કોઈ હાનિ થતી નથી, પરંતુ તે સત્પુરુષપ્રતિ તેવી દુષ્ટ પ્રવૃત્તિ કરનારને જ મહા હાનિ થાય છે.

કોઈ કોઈનું એવું માનવું છે કે મનુષ્ય સત્પુરુષદ્વારા આ વિદ્યાનું જ્ઞાન જેટલું સત્વર થવા સંભવ છે, તેના કરતાં સાક્ષાત્ પરમેશ્વરદ્વારા તે જ્ઞાન અધિક સત્વર થાય છે. વળી આ જ્ઞાન પુરુષ એકલો પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ કરે, તેથી તે જેટલા સમયમાં સિદ્ધ થાય છે, તેના કરતાં અનુકૂળ મતિવાળી પોતાની પત્નીસાથે તેને પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ કરે છે, તો બહુ અલ્પ કાળમાં સિદ્ધ થાય છે. પુરુષમાં જ્યારે બુદ્ધિ અધિક હોય છે ત્યારે સ્ત્રીમાં અંતર્જ્ઞાન ( Intuition ) અધિક હોય છે. પુરુષ તર્કના સામર્થ્યવડે ગગનમાં ઉડે છે, અને નેત્રસમીપ પડેલી વસ્તુને જોઈ શકતો નથી, ત્યારે સ્ત્રી અંતર્જ્ઞાનના બળથી આ વિદ્યાના રહસ્યને સત્વર સમજી શકે છે. પુરુષની બુદ્ધિનો અને સ્ત્રીના અંતર્જ્ઞાનનો, ઉભયનો સંયોગ થતાં, જેમ પુરુષનો અને પ્રકૃતિનો સંયોગ થતાં આ આશ્ચર્યકારક વિશ્વ રચાયું છે, તેમ આ વિદ્યાનું રહસ્ય પ્રકટ થાય છે. આ વિદ્યામાં જ નહિ, પરંતુ સર્વ વિદ્યામાં પુરુષ જ્યારે સ્ત્રીના વિચારસાથે મળીને કાર્ય કરે છે, ત્યારે અલ્પ શ્રમે અને અલ્પ કાળે તે કાર્ય સિદ્ધ કરે છે. ઉભયનો સંયોગ અત્યંત આવશ્યક છે; કારણ કે જગતરૂપ કાર્ય ઉભયના—પુરુષના અને પ્રકૃતિના—સંયોગવડે જ સિદ્ધ છે. તેથી બુદ્ધિમાન્ મનુષ્યે પોતાની બુદ્ધિના અભિમાની થઈ સ્ત્રિઓનો અનાદર કરવો યોગ્ય નથી, પણ તેમને સહાયક મિત્રરૂપે જાણી, પ્રત્યેક કાર્યમાં તેમને ભેળવવી જોઈએ. અને પ્રત્યેક કાર્યમાં તે પુરુષને પોતાના અંતર્જ્ઞાનવડે ઉત્તમ પ્રકારની સાહાય્ય આપી શકે તે અર્થે સ્ત્રિઓની, કેળવણીવડે યોગ્યતા વધારવા પુરુષોએ પ્રયત્નશીલ થવું જોઈએ. જમણું અંગ ગમે તેટલું બળવાન્ હોય પણ ડાબું અંગ પક્ષાઘાતથી રહી ગયું હોય તો આખું શરીર નિરુપયોગી છે, તેમ પુરુષોની અત્યંત બુદ્ધિ, સ્ત્રિઓના અંતર્જ્ઞાનવિના નિરુપયોગી છે.

સ્ત્રીના સાહાય્યવિના, પુરુષ પોતે એકલો આ વિદ્યા સિદ્ધ કરી શકતો જ નથી, એમ કહેવાનું તાત્પર્ય નથી. ઘણા રસસિદ્ધ મહાત્માઓ ત્યાગી હતા; અને તોપણ મોટી સંખ્યા ગૃહસ્થ ઋષિમુનિઓની જ હતી. અને ત્યાગીઓને પણ આ જ્ઞાન પ્રાપ્ત કરતાં અનેક પ્રસંગે ગૃહસ્થ ઋષિમુનિઓનો આશ્રય લેવો પડયો છે. અત્યંત ઉગ્ર પુરુષાર્થથી સ્ત્રીરહિત પુરુષને આ જ્ઞાન થવાનો સંભવ આવે છે.

આ વિદ્યાનો કોણ અધિકારી છે, એ સંબંધમાં એક રસસિદ્ધ

મહાપુરુષ લખે છે કે 'તીવ્ર બુદ્ધિવાળો, પુરુષાર્થ કરવામાં આળસ તથા પ્રમાદવિનાનો, દેહ પડે તો ચિંતા નહિ, પણ આ વિદ્યાના રહસ્યને મારે જાણવું જ છે, એ પ્રકારના દૃઢ નિશ્ચયવાળો, પ્રતિબંધોથી પાછો ન હઠનારો, રસવિદ્યાના જ્ઞાનની તીવ્ર ઇચ્છાવાળો, પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં અત્યંત કુશળ, વિશુદ્ધ અંતઃકરણવાળો, વિનયવિવેકસંપન્ન, અને પરમેશ્વરમાં શુદ્ધ નિષ્ઠા તથા ઉગ્ર ભક્તિવાળો, આ વિદ્યાનો અધિકારી છે. આવાં લક્ષણવાળા પુરુષને વ્યાવહારિક રસાયનશાસ્ત્રનું જ્ઞાન ન હોય તો પણ તેણે કુદરતના ગુપ્ત ભેદને દર્શાવનાર આ વિદ્યાના અભ્યાસમાં, તે પોતાને પ્રાપ્ત થશે જ, એવી શ્રદ્ધાથી નિઃશંકપણે પ્રવેશ કરવો, અને આ વિદ્યાના ઉત્તમ ગ્રંથોનું પ્રયત્નપૂર્વક પરિશીલન કરવું. પોતાના જેવાં જ લક્ષણવાળી, ઉદ્યમી તથા બુદ્ધિશાળી સ્ત્રીસાથે તેણે લગ્ન કરવું, અને પછી ઉભયે સાથે આ વિદ્યાનો અભ્યાસ કરવો. ફળ નહિ મળે, એવો સંશય કદી નહિ કરવો. સત્યને શોધનારા તથા સત્યમાં પ્રેમવાળા આવા અધિકારીએ, બને તેમ બહુ જ થોડા ગ્રંથો વાંચવા, અને જે વાંચવા તે પણ સર્વોત્કૃષ્ટ ગણાતા અનુભવી રસસિદ્ધ મહાપુરુષોના રચેલા જ વાંચવા. આ ગ્રંથોમાં જે વિષય સરળ સમજાય એવી રીતે લખેલો હોય, તે વિષયમાં વિશ્વાસ કરતાં અચકવું; તેમાં પણ મુખ્યત્વે કરીને રસ જે પદાર્થોનો બને છે, તે પદાર્થોનાં સાંકેતિક ગૂઢ નામોમાં, તથા રસને તૈયાર કરવાનો જે વિધિ વર્ણ્યો હોય તેમાં, તેમના ઉપરથી જણાતા અર્થમાં વિશ્વાસ કરવો નહિ. કારણ કે રસસિદ્ધિશાસ્ત્રના લેખકો પોતાની વિદ્યાનાં ગૂઢ તત્ત્વો સરળ રીતે સમજાય તેમ કદી લખતા નથી. સત્યને તેઓ સર્વદા અત્યંત દુર્વિજ્ઞેય શૈલીમાં વર્ણવે છે. જ્યારે તેઓ અત્યંત સરળપણે આ સંબંધમાં પ્રતિપાદન કરે ત્યારે નિશ્ચય કરવો કે આ વિદ્યાના અનધિકારીઓને આડે માર્ગે ઉતારવા તેમણે આ યુક્તિ રચી છે. જ્યારે ન સમજાય એવી ગહન શૈલીમાં તેઓ પ્રતિપાદન કરે ત્યારે નિશ્ચય કરવો કે તે પ્રતિપાદનમાં સત્યને તેમણે ગ્રથિત કર્યું છે.'

અધિકારિનું સ્વરૂપ વર્ણવતાં એક અન્ય વિદ્વાન્ લખે છે કે 'આ વિદ્યાનો અભ્યાસ કરનારનો હેતુ કેવળ અખુટ દ્રવ્યને જ પ્રાપ્ત કરવાનો હોય, અને તે દ્રવ્યવડે પોતાના જાતિબંધુઓમાં મોટા ગણાઈ તેમના ઉપર સ્વામિત્વ ભોગવવાનો હોય તો તેણે કલ્પાંતે પણ આ વિદ્યાના રહસ્યને પોતાના અંતઃકરણમાં પ્રકટવાની આશા રાખવી નહિ. અત્યંત નિઃસ્વાર્થ વૃત્તિ, તથા જનહિત કરવાની તીવ્ર પરોપકારબુદ્ધિ જ આ વિદ્યાના અધિકારને આપે છે; અને આમ હોવાથી અસંખ્ય મનુષ્યોમાંથી વિરલને જ આ વિદ્યા પ્રાપ્ત થાય છે. કારણ

કે મનુષ્યોનો મોટો ભાગ દ્રવ્યને અને દ્રવ્યથી મળતાં વિષયસુખોમાં જ અમર્યાદ મોહવાળો હોય છે. જેઓનું બુદ્ધિબળ ઉત્તમ પ્રકારે કેળવાયલું હોય છે, જેઓએ નીતિનું અભેદ્ય કવચ ધારણ કરેલું હોય છે, અને જેઓએ ઈશ્વરભક્તિવડે ઉચ્ચ આધ્યાત્મિક બળ સિદ્ધ કરેલું હોય છે, તેઓના જ નિર્મળ અંતઃકરણમાં આ વિદ્યા પ્રકાશને પામે છે. દુરાચરણી અનધિકારી મનુષ્યને આ વિદ્યાના રહસ્યનું જ્ઞાન મોટામાં મોટા અનર્થરૂપ થઈ પડે છે.'

એક રસસિદ્ધ મહાપુરુષ આ વિદ્યાનો અભ્યાસ સાધનારને તેની સત્વર સિદ્ધિ થવા નીચેપ્રમાણે બોધ આપે છેઃ—

'સદ્વિવેકી સાધકો ! જો આ વિદ્યાની તમારે સત્વર સિદ્ધિ કરવી હોય તો સર્વવ્યાપક, સર્વશક્ત, અને પરમકૃપાળુ એક પરમેશ્વરનું જ આરાધન કરજો. ખરા અંતઃકરણથી અને નિષ્કામ શુદ્ધ પ્રેમથી તે પરમાત્માની જ ભક્તિ કરજો. પ્રાણિમાત્રમાં પરમાત્મા રહેલા છે, એમ જાણી, તમારા આત્માઉપર તમે જેવો પ્રેમ રાખો છો તેવો જ પ્રાણિમાત્રમાં રાખજો. મન, વાણી અને શરીરથી કોઈનું પણ કદી અહિત કરશો નહિ. મન, વાણી, અને શરીરથી જે જે ક્રિયા કરો, તે ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરજો, અને સર્વ શુભ કાર્યનો યશ ઈશ્વરને જ અર્પજો. પરમાત્માનું જ શરણ ગ્રહણ કરજો, તેમના જ આશ્રયને સેવજો, તેમની જ પાસે શુદ્ધ જ્ઞાનની યાચના કરજો. તમારી પ્રાર્થના તે શ્રવણ કરશે. કાર્ય માત્રનો યશ પરમાત્માને જ અર્પજો, અને તે તમારો ઉદય કરી તમને પોતાના જેવા જ કરશે.

'વાણીનો નિગ્રહ કરજો. હૃદયમાં જે જે વિચાર ઉઠે તે જ્યાં ત્યાં બોલી નાંખવાનો સ્વભાવ યોગ્ય ગણાતો નથી. દશ શબ્દ બોલવાથી જ્યાં કાર્યસિદ્ધ થતી હોય ત્યાં સો શબ્દ બોલશો નહિ. શરીરની ક્રિયાઓનો પણ તે રીતે જ નિગ્રહ કરજો. વિચાર ઉઠતાંની સાથે જ તત્કાળ શરીરની ક્રિયા કરશો નહિ, પણ વિવેકપૂર્વક વિચાર કરીને ક્રિયા કરજો. વાણીના અને શરીરના નિષ્ફળ વ્યાપારોને રોકી તેમાં ક્ષય થતા બળનો સંચય કરવામાં આવે છે, ત્યારે તે બળ માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિ સાધવામાં અત્યંત સાહાય્યભૂત થઈ પડે છે.

'તમારા પોતાના બુદ્ધિબળઉપર, અથવા તમારા પોતાના જ્ઞાનઉપર, અથવા વ્યવહારમાં ડાહ્યા અથવા શ્રીમંત ગણાતા મનુષ્યોની સલાહઉપર આ વિદ્યા પ્રાપ્ત કરવામાં કદી આધાર રાખતા નહિ. કેવળ પરમેશ્વરમાં જ આ વિદ્યાની સિદ્ધિમાટે અચલ વિશ્વાસ સ્થા-

પજો. જે મનની તથા બુદ્ધિની શક્તિઓ પરમેશ્વરે તમને આપેલી છે, તેમને પ્રત્યેક ક્ષણે કેળવજો. આયુષ્ની એક ક્ષણ પણ નકામી ગુમાવશો નહિ. આયુષ્નો કેમ સદુપયોગ કરવો તે જે મનુષ્ય જાણે છે, તેને માટે બ્રહ્માનું આયુષ્ પણ અત્યંત અલ્પ છે, તો મનુષ્યનું તો અત્યંતગુણ અલ્પ હોય એમાં કહેવું જ શું છે? ધનનો અતિ લોભ ન રાખશો, પણ સમયનો, ધનલોભી કૃપણ મનુષ્યથી પણ કોટિગુણ લોભ રાખજો. એક પાઈનું નુકસાન થતાં જેમ કૃપણનો જીવ બળીને ખાખ થઈ જાય છે, તેમ એક ક્ષણ પણ નકામી જતાં ખેદ ધરજો. આજે જે કામ તમારે કરવાનું હોય તે આવતી કાલ કરવા ઉપર કદી રાખી મૂકતા નહિ, કારણ કે આજનો દિવસ એ જ તમારો પોતાનો છે, અને આવતી કાલ તે કામ સાધવા તમે રહેશો કે કેમ તેનો નિશ્ચય નથી. વર્તમાન કાળમાં જેઓ સાધવાનું સાધતા નથી, પણ ભવિષ્યકાલમાં તે સાધીશું, એવી આશાથી કાળને નિર્ગમન કરે છે, તેઓને તે સાધવાનો ભવિષ્યકાળ અગસ્ત્યના વાયદાની પેઠે કદી પણ આવતો નથી.

'સદ્‌ગુણી તથા સત્ય જ્ઞાનમાં નિપુણ મનુષ્યોની જ સંગતિ તથા સહવાસને સેવજો. મનુષ્યનું અંતઃકરણ જળના જેવું છે, અને જેમ જળ જે પદાર્થના સંબંધમાં આવે છે, તે પદાર્થના ગુણવાળું તે થાય છે, તેમ મનુષ્ય જેનો જેનો સંગ તથા સહવાસ સેવે છે, તેના તેના ગુણ તથા લક્ષણો તેનામાં આવે છે. મનુષ્યનો ઉદ્દેશ સુખને પ્રાપ્ત કરવાનો છે. અને સુખ જ્ઞાનવડે પ્રાપ્ત થતું હોવાથી મનુષ્યોએ સત્ય જ્ઞાનવાળા મહાપુરુષોનો સંગ ન સેવતાં, સત્ય જ્ઞાનવિનાના અજ્ઞાની અને દુર્ગુણી મનુષ્યોનો સંગ સેવવો, એ તેને કોઈ પણ પ્રકારનો લાભ કરનાર નથી, એ સ્પષ્ટ છે. ઉલટું અજ્ઞાન અને દુર્ગુણ સત્ય જ્ઞાન થવામાં પ્રતિબંધ કરનાર હોવાથી, અને અજ્ઞાની અને દુર્ગુણીઓના સંગમાં અજ્ઞાન અને દુર્ગુણની જ વૃદ્ધિ થતી રહેતી હોવાથી, અજ્ઞાની અને દુર્ગુણીઓનો સંગ, કોઈ પણ પ્રકારનો લાભ કરતો નથી, એટલું જ નહિ, પણ હાનિને જ કરે છે. સત્ય જ્ઞાનને પ્રાપ્ત કરવાઅર્થે જ મનુષ્યનો જન્મ છે, અને આ વાત, પ્રત્યેક મનુષ્યમાં નવું નવું જાણવાની સ્વાભાવિક જિજ્ઞાસા રહેલી છે, તેથી સિદ્ધ થાય છે; અને તેથી કરીને દુર્ગુણી તથા અજ્ઞાનીઓનો સંગ કરી દુર્ગુણની તથા અજ્ઞાનની વૃદ્ધિ કરી, આળસથી અજ્ઞાનમાં મનુષ્યે સડ્યા કરવું, એ તેને મનુષ્યત્વમાંથી પશુત્વમાં જ આણનાર છે, એમાં કશો જ સંશય નથી.'

'જેમ જેમ મનુષ્ય જ્ઞાનમાં અધિક વૃદ્ધિને પામતો જાય છે, તેમ તેમ તે પરમેશ્વરની અધિક સમીપ આવતો જાય છે, કારણ કે

પરમેશ્વર જ્ઞાનસ્વરૂપ છે. આથી કરીને સત્પુરુષોની અને વિદ્વાનોની સંગતિ સેવીને તમારે નિરંતર જ્ઞાનમાં વૃદ્ધિ કર્યા કરવી. સત્પુરુષોના બોધને અનુકૂળ મતિથી શ્રવણ કરવો, અને તેઓ જે જે દોષો દર્શાવે, તેથી ખોટું ન માનતાં તેમને ત્યજવાને અત્યંત ઉત્સાહ તથા આગ્રહથી પ્રયત્ન કરવો.'

'દુર્જનોને ઓળે પણ ઉભા રહેશો નહિ. વ્યવહારને અત્યંત વધારી દેશો નહિ. થોડાં, પણ ઉપયોગી કાર્યો કરજો. હજારો વ્યવહારમાં ચિત્તને પરોવવાથી એકે કાર્ય સારૂં થતું નથી, મન ગભરાયલું રહે છે, અને બળનો હદઉપરાંત ક્ષય થાય છે. ઘણા મનુષ્યોની સાથે ઓળખાણ, સંબંધ અથવા મિત્રતા પણ ઉપાધિ કરનાર હોવાથી જનસંગની પ્રીતિને ન્યૂન કરજો, અને થોડા પણ સાચા મિત્રોનો જ સંબંધ સેવજો.'

'રહસ્યવાળી સાચી વિદ્યાઓનું જ્ઞાન માત્ર અભ્યાસથી અને મનનથી થાય છે; વાદવિવાદથી થતું નથી. તેથી ઝગડા અને વિવાદ કરવા છોડી દેઈ એકાંતમાં સ્થિર થઈ શાંત ચિત્તે અભ્યાસ કરજો, અને વાંચેલા વિષયનું મનન કરજો. વાંચેલા વિષયનું યોગ્ય પ્રકારે મનન કર્યા વિના તેનું રહસ્ય બુદ્ધિમાં આરૂઢ થતું નથી, તેથી વાંચવામાં ઘણો સમય ગાળવાકરતાં મનનમાં ઘણો સમય ગાળજો. કોઈ વિદ્વાને કહ્યું છે કે એક ઘટિકા અભ્યાસ કરનારે દશ ઘટિકા મનનમાં ગાળવી જોઈએ, તે વાત કેવળ સત્ય છે. થોડું વાંચજો, પણ તેને બુદ્ધિમાં બરાબર આરૂઢ કરજો. અભ્યાસ કરેલા એકના એક વિષયની વારંવાર આવૃત્તિઓ કરજો. પ્રથમ વાચનસમયે, જે અર્થ અસ્પષ્ટ રહ્યો હોય છે, તે દ્વિતીય વાચનસમયે અધિક સ્પષ્ટ થાય છે, તૃતીય વાચનસમયે તેથી પણ અધિક સ્પષ્ટ થાય છે, અને રહસ્યવાળા ગ્રંથોમાં, ક્રમે ક્રમે, પ્રત્યેક પંક્તિમાં પ્રત્યેક શબ્દમાં અને પ્રત્યેક અક્ષરમાં ચમત્કાર જણાવા માંડે છે. એકના એક વિષયનો, મન એકાગ્ર થઈને જ્યારે વારંવાર અભ્યાસ કરે છે, ત્યારે તે વિષયના અશેષવિશેષ સર્વ તેને સ્પષ્ટ થાય છે. પરંતુ ઘણા વિષયોમાં મન જ્યારે ભ્રમણ કરે છે, ત્યારે તેમ થતું નથી.'

'વાંચેલો વિષય જ્યારે અનુભવમાં ઉતારવામાં આવે છે, ત્યારે જ યથાર્થ જ્ઞાન પ્રકટે છે. અનુભવમાં ઉતાર્યા વિનાનું જ્ઞાન, જેમ પાકશાસ્ત્રમાંથી અમુક પાક કેમ બનાવવો તેના વિધિમાત્રનું જ્ઞાન ક્ષુધાનિવૃત્તિ કરતું નથી, તેમ કોઈ પણ અર્થને સારતું નથી. વાંચીને પ્રાપ્ત કરેલા જ્ઞાનને અનુભવમાં ઉતાર્યા વિના તેમાં સર્વદા સંશય રહે છે,

અને તેની સત્યતામાટે બીજાના અભિપ્રાયઉપર જ આધાર રાખી રહેવો પડે છે.

'જાણવાના વિષયો ત્રણ છે; મનુષ્ય, જગત્ અને ઇશ્વર. રસસિદ્ધિશાસ્ત્રનું રહસ્ય જ્ઞાન આ ત્રણે વિષયનું યથાર્થ જ્ઞાન અર્પે છે. તેથી કરીને જ્ઞાનની અભિલાષાવાળા તમારે તેનો અનાદર કરવો યોગ્ય નથી.

'જે વસ્તુને જાણવાની જે મનુષ્યને તીવ્ર ઇચ્છા પ્રકટે છે, તે વસ્તુ તે મનુષ્યને પ્રાપ્ત થવાનાં સાધનો અદૃષ્ટથી રચાતાં જાય છે, અને જો ઇચ્છા ક્રમે ક્રમે વધતી જાય છે, અને તદનુસાર પ્રયત્ન સેવાતો જાય છે, તો પ્રત્યેક ક્ષણે મનુષ્ય તે વસ્તુની સમીપ આવતો જાય છે. આથી આતુર ઇચ્છા, એ જ્ઞાનનું પ્રથમ પગથીયું છે.

'અપરાધ કરનારને શાસન કરવું, અર્થાત્ આપણું બગાડનારનું બગાડવું, એ પ્રકારનો સ્વભાવ મનુષ્યની દુર્બળતાને સૂચવે છે. વૈર લેવાની બુદ્ધિ રાખવી એ બાયલાપણું છે. અપકાર કરનાર ઉપર ઉપકાર કરવો, આપણું બગાડનારનું પણ હિત ઇચ્છવું, અને કરવું, એ મનુષ્યના સામર્થ્યને સૂચવે છે. હાનિ કરનારનું હિત કરવું, એ વીરત્વ છે. શત્રુ ન કરવા સાવધાનતા રાખવી, અને કદાચ કોઈ આપણું અહિત કરે તો પણ તેનું હિત કરીને બદલો વાળવો એ અત્યંત ભૂષણરૂપ, પરમેશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત કરાવી આપનાર, તથા તે દ્વારા સત્ય જ્ઞાનને સધાવી આપનાર છે.

'રહસ્યજ્ઞાન પ્રાપ્ત થયે મૌનને સેવવું. રહસ્યજ્ઞાન મૌનના સેવનથી વીર્યવાન્ થાય છે, અને જ્યાં ત્યાં પ્રકાશ કરવાથી નિર્વીર્ય થાય છે. દારૂગોળો અને બંદુકો જેના તેના હાથમાં આવે, એમ માર્ગમાં રખડતાં નાંખવામાં આવતાં નથી, પણ બંધ સ્થળમાં સુરક્ષિતપણે રાખવામાં આવે છે. રહસ્યજ્ઞાન પણ મહાપુરુષોના હૃદયકોશમાં સુરક્ષિતપણે રહે છે, અને અધિકારીઆગળ જ પ્રકટ થાય છે. અનધિકારીઓથી રહસ્યનું સંગોપન કરવા અર્થે જ પૂર્વ કાળના મહાપુરુષોએ રહસ્યવિદ્યાઓને, સંકેતોમાં, સમસ્યામાં, રૂપકોમાં, અને અલંકારોમાં વર્ણી છે. આર્યાવર્તના પ્રાચીન ઋષિમુનિઓએ, મિસર દેશના ધર્મગુરુઓએ, ઇરાનના ઉપાધ્યાયોએ ( Magi ), યાહુદીઓના મેક્યુબેલોએ ( Mecubales ) અને કબાલિસ્ટોએ ( Kabbalists ), ઇથીયોપીયાના જિમ્નોસોફીસ્ટોએ (Gymnosophists), યુનાનીઓના, ઓરફ્યુસના (Orpheus), પિથાગોરાસના, પ્લેટોના, અને પોરફાયરીના ( Porphyrys) અનુયાયીઓએ, અને પશ્ચિમ પ્રજાના કુંઈડોએ એ આદિ સર્વે

દેશના અને સર્વ કાળના ગૂઢ વિદ્યાના વેત્તાઓએ રહસ્યવિદ્યાને સાંકેતિક ભાષામાં જ વર્ણી છે; અને વધારે આશ્ચર્યજેવું તો એ છે કે જૂદા જૂદા દેશમાં થયા છતાં, જૂદી જૂદી ભાષા બોલતા છતાં, જૂદે જૂદે કાળે ઉત્પન્ન થયા છતાં, તથા એક દેશના રસસિદ્ધોને બીજા દેશના રસસિદ્ધોના ગ્રંથો અવલોકન કરવાનો સંભવ નહિ આવ્યા છતાં, સર્વ રસસિદ્ધોના ગ્રથોમાં જૂદી જૂદી યુક્તિથી વર્ણાયા છતાં પણ રસસિદ્ધિના સિદ્ધાંતો એક સરખા જ વર્ણાયા છે. આથી સિદ્ધ થાય છે કે જેમ સાકરમાં ગળપણ છે તેથી જ આફ્રિકાનો હબસી તેને ગળી કહે છે, ઇંગ્લાંડનો ગોરો માણસ તેને ગળી કહે છે, ચીનનો પીળો માણસ તેને ગળી કહે છે, અમેરિકાનો રાતો ઇંડિયન તેને ગળી કહે છે, અને ભરતખંડનો ઘઉંવર્ણો મનુષ્ય પણ તેને ગળી કહે છે, તેમ રસવિદ્યા સત્ય હોવાથી જ સર્વ દેશના અને સર્વ કાળના વિદ્વાનોના તે સંબંધના અભિપ્રાય સરખા જ હોય છે. આ વિદ્યાના જ્ઞાનવિનાના ઢોંગી મનુષ્યોએ જ આ વિદ્યાને હાલમાં અસત્યરૂપે જનસમુદાયના મોટા ભાગમાં પ્રસિદ્ધ કરી છે, ધનનાં લોભી ભોળાં મનુષ્યોને ધૂર્ત લોકો ઠગી લે છે. તેઓ એટલો પણ વિચાર કરતાં નથી કે આ વિદ્યાના સાચા જ્ઞાનવાળા, ધનને માટી અથવા કાંકરાજેવું તુચ્છ ગણે છે. હિમાલયજેવડા મોટા સુવર્ણના રાશિને ઉભો કરવાના સામર્થ્યવાળા સાચા જ્ઞાનીઓને ધનની સ્પૃહા શી રીતે હોવી સભવે ? અને આમ છતાં સુવર્ણ કરી આપવાની લાલચ આપનાર ઢોંગીઓને અસંખ્ય લોભી મૂર્ખ મનુષ્યો ધન આપે છે, અને ઠગાય છે. સાચા જ્ઞાનીમાં અને ઢોંગીમાં સામાન્ય બુદ્ધિના મનુષ્યને પણ સમજાય એવો સ્પષ્ટ મોટો ભેદ એ છે કે ઢોંગીઓ આ વિદ્યાના જ્ઞાનનો ડોળ કરવા છતાં સુવર્ણ કરી આપવા માટે ધનને માગે છે, અને સાચા જ્ઞાનીઓ માગતા નથી. ઢોંગીઓ અત્યંત લોભી હોય છે, ત્યારે સાચા જ્ઞાનીઓ કેવળ નિર્લોભ હોય છે. ઇટલીના કેલિડે આ વિદ્યાના અનેક ગ્રંથો વાંચ્યા છતાં, તેનું રહસ્ય ન સમજાયાથી પોતાના દેશમા ઢંઢેરો પીટાવ્યો હતો કે ખરા રહસ્યને સમજાવનારને ઘણું મોટું ઇનામ આપવામાં આવશે. ઇનામની લાલચે અનેક ઢોંગીઓ કેલિડપાસે આવ્યા, પરંતુ કોઇ પણ કેલિડની ખાતરી કરી શક્યું નહિ. અંતે ઇનામની લાલચથી નહિ, પરંતુ આ વિદ્યા સાચી છે, ખોટી નથી એવું સિદ્ધ કરવાને, તથા પરમેશ્વર આ જગત્માં કેવા ચમત્કારો સર્જ્યા છે, તે દર્શાવવાને, અરણ્યની પોતાની એકાંત પર્ણકુટીમાંથી મહાપુરુષ મોરીન નીકળ્યો, અને કેલિડપાસે આવ્યો. બીજા ઢોંગીઓની પેઠે તેણે પણ આ વિદ્યાની સત્યતા સિદ્ધ કરવા એકાંત સ્થળ

માગ્યું, અને તે મળતાં તે સ્થળે તેણે રસને તૈયાર કરવા માંડ્યો. બરણીમાં રસ તૈયાર થયા પછી તેણે તે બરણીઉપર નીચેનું વાક્ય લખ્યું: **જેઓને આ વિશ્વમાં જે જોઈએ તે પ્રાપ્ત હોય છે, તેઓને ઈનામની સ્પૃહા હોતી નથી.** આ પછી તે છાનોમાનો કોઈને પણ મળ્યાવિના અરણ્યમાં પોતાની એકાંત પર્ણકુટીમાં જતો રહ્યો. તેના ગયા પછી કેલિડે તે બરણી જોઈ તેના ઉપરનું વાક્ય વાંચ્યું, તેનો મર્મ સમજ્યો, અને અંદરના રસની પરીક્ષા કરતાં તે યથાર્થ જણાયો. આ વાર્તાઉપરથી તમને સ્પષ્ટ થશે કે આ વિદ્યાના યથાર્થ જ્ઞાનવાળાને સર્વ પ્રાપ્ત હોવાથી તેઓ સર્વદા નિર્લોભ હોય છે.

આ વિદ્યાનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયા પૂર્વે જ મનુષ્યોમાંથી લોભ વગેરે દુર્ગુણોનો નાશ થયો હોય છે, તો પછી આ વિદ્યાની પ્રાપ્તિ પછી તેનામાં ધનનો લોભ હોય એ સંભવે જ શી રીતે ? અર્થાત્ જ્યાં જ્યાં ધનનો લોભ હોય છે ત્યાં ત્યાં આ વિદ્યાનું જ્ઞાન નથી, એ સ્પષ્ટ છે.

આ વિદ્યાને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય જ્યાં સુધી અનર્ગલ દ્રવ્ય પ્રાપ્ત કરીને તે વડે વિષયનાં સુખો ભોગવવાને તથા પોતાના જાતિબંધુઓઉપર અધિપતિપણું ભોગવવા ઇચ્છે છે, ત્યાં સુધી તેનું ખરૂં રહસ્ય તેમને કદી પણ સ્પષ્ટ થતું નથી, એવું આ વિદ્યાને જાણનાર અનેક સત્પુરુષો ડિંડિમ વગાડીને પુનઃ પુનઃ કહે છે. તત્ત્વજ્ઞાનના અધિકારીએ જેમ ચતુર્દશ લોકના વિભવોને કાકવિષ્ઠા જાણી તેમાં સાચા વિરાગને ધરવો પડે છે, તેમ આ વિદ્યાના સાધકે પણ વિષયમાત્રને તુચ્છ ગણી આ વિદ્યાના જ્ઞાનમાં જ અપ્રતિમ સ્નેહ ધરવો પડે છે. દુરાચારથી મલિન અંતઃકરણવાળા તથા વિષયલુબ્ધ મનુષ્યોએ રસવિદ્યાના આધારરૂપ સૂર્યને કે ચંદ્રને જોવાની આશા રાખવી, એ કાણી નૌકાથી સમુદ્રને તરી જવાની આશા રાખવા તુલ્ય છે.

પૂર્વે કહ્યું છે તેમ આ વિદ્યા પરમેશ્વર જેના ઉપર અનુગ્રહ કરે છે, તેને અથવા આ વિદ્યાના જાણનાર કોઈ યથાર્થ ગુરુ જેને જણાવે છે, તેને થાય છે. એ વિના તેને જાણવાનો કોઈ અન્ય માર્ગ છે જ નહિ. આ વિદ્યાના યથાર્થ ગુરુનો આ કાળમાં દુષ્કાળ છે. અને એમ છતાં ભૂમંડળમાં તેમનો કેવળ અભાવ છે, એમ પણ નથી. તેઓ બહુ ગુપ્ત રહે છે, અને કદાચ પ્રકટ થાય છે, તો તેમની પાસેથી આ જ્ઞાન પ્રાપ્ત કરવું બહુ કઠિન થઈ પડે છે. એમ છતાં તીવ્રેચ્છાવાનને, પ્રયત્ન કરતાં પોતાને ઘેર જ ગુરુ પ્રાપ્ત થઈ શકે છે. મેં આ વિદ્યાનું જ્ઞાન સ્થૂલ દેહવાળા ગુરુથી પ્રાપ્ત કર્યું નથી, અને તોપણ મને ગુરુથી જ

આ જ્ઞાન મળ્યું છે. સ્થૂલ દેહવાળા ગુરુના અભાવે આ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરવું, તે ગુપ્ત કળાને હું આ સ્થળે પ્રકટ કરૂં છું. આ કળા ફળને પ્રકટાવવામાં અત્યંત સમર્થ છે, એ હું મારા સ્વાનુભવથી કહું છું.

પૂર્વેના રસસિદ્ધ મહાત્માઓ આજે આ ભૂલોકમાં નથી, તોપણ પુરુષાર્થથી કોઈ પણ સાધક તેમને ભૂલોકમાં આકર્ષી શકે છે. સ્થૂલ શરીરે તેઓ પ્રત્યક્ષ થતા નથી, અને શિષ્યને વૈખરી વાણીથી ઉપદેશ કરતા નથી, તોપણ આ કળાને સેવનાર સાધકના અંતઃકરણમાં તેઓ આ વિદ્યાના રહસ્યને વિચારની સત્તાદ્વારા પ્રકાશે છે.

આ કળા આવાહનવિધિ એ સંજ્ઞાથી ઓળખાય છે, આવાહનવિધિથી પૂર્વે થઈ ગયેલા રસસિદ્ધ મહાત્માઓને આપણા પ્રતિ આકર્ષી શકાય છે. એકલા રસસિદ્ધ મહાત્માઓને જ આકર્ષી શકાય છે એટલું જ નહિ, પરંતુ પૂર્વે થઈ ગયેલા ગમે તે મહાપુરુષોને આ વિધિથી આકર્ષી શકાય છે. આથી એમ સમજવાનું નથી કે તે મહાપુરુષો આ વિધિથી આપણાં ચક્ષુસમીપ પ્રત્યક્ષ થાય છે, પરંતુ એટલું જ સમજવાનું છે કે તેમની સત્તા આ વિધિથી આપણા પ્રતિ આકર્ષાય છે, અને આપણા ઇચ્છેલા અર્થને સિદ્ધ કરે છે. આપણાં ચક્ષુ જોઈ શકે એવા રૂપમાં પણ તેમને પ્રત્યક્ષ કરવાનો વિધિ છે, પણ તે ભિન્ન પ્રકારનો છે, પરંતુ તે વિધિથી પ્રકટ થયેલું સ્વરૂપ અલ્પકાળ જ આપણી દૃષ્ટિ સમીપ રહે છે. અને આ વિધિથી પ્રત્યક્ષ કરેલી સત્તા નિરંતર આપણી સમીપ રહે છે. અને આપણને સહાય અર્પે છે. સ્થૂલ રૂપે જોવાના વિધિમાં ઘણા સાહિત્યોની અગત્ય રહે છે. અને આ વિધિમાં માત્ર બે જ લક્ષણોની સાધકમાં અગત્ય રહે છે. એ બે લક્ષણો તે ધૈર્ય અને દૃઢ સંકલ્પ છે. આ બે ગુણોથી યુક્ત મનુષ્ય આ વિધિને સાધી વિજયનો સહજ અનુભવ કરે છે.

આ આવાહનવિધિ તે અન્ય કંઇ જ નથી, પરંતુ જે મહાપુરુષની સત્તાને આપણા પ્રતિ આકર્ષવી હોય તે મહાપુરુષ આ ભૂલોકમાં જ્યારે વિચરતા હતા ત્યારે તેમનું જેવું વાતાવરણ હોય તેવું વાતાવરણ આપણી આજુબાજુ પુનઃ ઉત્પન્ન કરવું એ છે. આપણે જેવા વિચારો સેવીએ છીએ, અને જેવી ક્રિયાઓ કરીએ છીએ, તેવા વિચાર અને તેવી ક્રિયાવાળું વાતાવરણ આપણી આજુબાજુ રચાય છે, અને તેમ થતાં જેમ શરીરે મધ ચોપડનારની આજુબાજુ માખીઓ એકઠી થાય છે તેમ આપણા વાતાવરણમાં આપણા જેવા જ વિચાર અને ક્રિયાઓ સેવનાર સત્તાઓ આકર્ષાઈ આવે છે, અને પછી એ સત્તાઓ આપણે જે વિચાર અને ક્રિયાઓ સેવતા હોઈએ છીએ તેને પોષણ આપે છે. આમ હોવાથી

રસસિદ્ધિના જ્ઞાનને અર્થે આપણે કોઈ રસસિદ્ધ મહાત્માની સત્તાને આપણા પ્રતિ આકર્ષીએ છીએ, તો તે મહાત્માની સત્તા રસસિદ્ધિના રહસ્યોને આપણા અંતઃકરણમાં ક્રમે ક્રમે પ્રકાશ કરે છે. આથી પૂર્વે થઈ ગયેલા અનેક રસસિદ્ધ મહાત્માઓમાંથી જે મહાત્માની સત્તાને તમારે તમારા પ્રતિ આકર્ષવી હોય તે મહાત્માના જેવાં વાતાવરણ તમારી આજુબાજુ કરવાને માટે તમારે તે મહાત્મા કેવા હતા તથા શું શું કરતા હતા એ સર્વ પ્રથમ જાણવું જોઈએ, અર્થાત્ તેમના જીવનનો બને તેટલો વૃત્તાંત પ્રાપ્ત કરવો, તે જે સમયમાં અને જે દેશમાં થયા હોય તે સમયના તથા દેશના ઇતિહાસનું જ્ઞાન મેળવવું. તેમના નગરનું તથા રહેવાના સ્થળનું ચિત્ર વૃત્તિમાં રચવું. તે મહાત્માને જે ગ્રંથોઉપર અભિરુચિ હોય તેવા ગ્રંથો એકઠા કરવા. તેમણે પોતાના ઘરની જેવી વ્યવસ્થા રાખી હોય તેવી તમારા ઘરમાં વ્યવસ્થા રાખવી. જે વસ્તુઓ તેમને પ્રિય હતી એવું જાણવામાં આવે તે સર્વ વસ્તુઓનો સંગ્રહ કરવો. સ્વલ્પમાં તે મહાત્માના વ્યવહારનું તમારાથી બને તેટલું અનુકરણ કરવું.

વાતાવરણ સ્થૂલ અને સૂક્ષ્મ હોય છે. સ્થૂલ પદાર્થોથી બંધાતું વાતાવરણ સ્થૂલ હોય છે, અને માનસિક વિચારોથી બંધાતું વાતાવરણ સૂક્ષ્મ હોય છે. આથી પ્રથમ તે મહાત્માને પ્રિય સ્થૂલ પદાર્થોનો સંગ્રહ કરી સ્થૂલ વાતાવરણ બાંધવું, અને પછી માનસિક વિચારો અને ક્રિયાવડે સૂક્ષ્મ વાતાવરણ રચવા પ્રયત્ન સેવવો. સૂક્ષ્મ વાતાવરણ બાંધવાને અર્થે તે મહાત્માએ જે ગ્રંથોનો અભ્યાસ કર્યો હોય તે ગ્રંથોનો તમારે પુનઃ પુનઃ અભ્યાસ કરવો, તે મહાત્માએ કોઈ ગ્રંથો લખ્યા હોય તો તેમનો અભ્યાસ કરવો, અને પછી પુસ્તક બંધ કરી તે આખા ગ્રંથને સ્મરણ કરી કરીને ફરી લખવો. તે ગ્રંથમાં જે ગૂઢ વાક્યો હોય તે વાક્યોને મુખ્યત્વે કરીને વારંવાર સ્મરણશક્તિમાંથી લખવાં. ગ્રંથકર્તાએ પ્રસિદ્ધ ન કરવા જેવી વાર્તા ગમે તેવી યુક્તિથી ગૂઢ સંકેતોમાં લખી હોય છે, તો પણ તેના શબ્દોમાં તેનો આત્મા ઓતપ્રોત હોય છે, અને તેથી ખરી આતુરતાથી પ્રયત્ન કરનારના અંતઃકરણમાં તે આત્માદ્વારા રહસ્યનો પ્રકાશ થયા વિના રહેતો નથી. આથી કરીને ગૂઢ અર્થવાળાં વચનોને પુસ્તકને જોયા વિના પુનઃ પુનઃ સ્મરણ કરીને લખવાં.

ગુરુની અદષ્ટ સત્તાને તમારા વાતાવરણમાં આકર્ષવાને માટે ગુરુના અંતઃકરણજેવું તમારૂં અંતઃકરણ કરવા બનતો પ્રયત્ન કરજો. ગુરુ જે વાર્તાને સાચી માનતા હોય તેને તમે સાચી માનજો અને

જેને તે જુઠી માનતા હોય તેને જુઠી માનજો. ગુરુ જે નિશ્ચયો પ્રમાણભૂત ગણતા હોય તે નિશ્ચયો આજે અપ્રમાણ ગણાતા હોય તોપણ તમે તે ઉપર અલક્ષ કરી ગુરુના નિશ્ચયોને જ પ્રમાણભૂત ગણજો. સ્વલ્પમાં ગુરુ જેવા વિચારો કરતા હતા તેવા જ વિચારો તમારે કરવા. ગુરુ જેવાં વચનો બોલતા હોય તેવાં જ વચનો તમારે બોલવાં. ગુરુ જેવો આચાર વિચાર રાખતા હોય, અને ગુરુ જે ધર્મ પાળતા હોય તેવો જ આચારવિચાર તથા તેવો જ ધર્મ તમારે પાળવો. ગુરુને જે જે ટેવો હોય અને ગુરુ જે જે નિયમો પાળતા હોય તે તે સર્વ ટેવો તમારે પાળવી તથા તેવા સર્વ નિયમો તમારે પાળવા. સંક્ષેપમાં તમારૂં જીવન કેવળ ગુરુ જેવું જ કરવું. આમ થતાં તમારૂં સૂક્ષ્મ વાતાવરણ પણ ગુરુના જેવું જ બંધાતાં ગુરુની સત્તા જ્યાં હશે ત્યાંથી આકર્ષાઈ તમારા વાતાવરણમાં આવશે, અને આ વિદ્યાના રહસ્યને તમારા હૃદયમાં સ્ફુરાવશે.

કોઈ વિદ્વાન મહાપુરુષે, કોઈ ગ્રંથ લખવાનો આરંભ કર્યો હોય અને તે પૂર્ણ કર્યા પૂર્વે તેમનો દેહ પડ્યો હોય તો તે ગ્રંથ પણ આ જ રીતે તે મહાત્માની સત્તાને આકર્ષી પૂર્ણ કરી શકાય છે. ઉપર વર્ણવેલા આવાહનવિધિથી યોગ્ય પ્રકારનું વાતાવરણ બંધાતાં તે મહાપુરુષની સત્તા તે વાતાવરણમાં આકર્ષાઈ આવે છે, અને આવાહન કરનારના અંતઃકરણમાં પોતાના વિચારોનો પ્રકાશ નાંખી અપૂર્ણ રહેલા ગ્રંથને પૂર્ણ કરે છે.

તમે પણ આ વિદ્યાને પ્રબોધનાર સ્થૂલ દેહવાળા ગુરુના અભાવે આ આવાહનવિધિવડે આ વિદ્યાના રહસ્યને જાણવા સમર્થ થશો.

## અધ્યાય ૨.

પ્રથમ અધ્યાયમાં રસવિદ્યા એ શું છે, તેથી શા લાભ થાય છે, તેની સિદ્ધિ કેવાં લક્ષણો ધારણ કરનાર મનુષ્ય કરી શકે છે, તથા ગુરુના અભાવે શું કરીને આ વિદ્યાના રહસ્યને મનુષ્ય જાણી શકે છે, એ વગેરે વિવિધ વિષયો મેં તમને સંક્ષેપમાં કહ્યા. હવે આ અધ્યાયમાં પ્રકૃતિ શાસ્ત્રના અર્થાત્ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રના મુખ્ય મુખ્ય સિદ્ધાંતોના જ્ઞાનવિના રસને સિદ્ધ કરવાનો પ્રયત્ન સફળ થતો નથી. રસવિદ્યાનું સરહસ્ય જ્ઞાન થવા માટે પ્રકૃતિશાસ્ત્રનું જ્ઞાન અનિવાર્ય છે, એવો સર્વરસસિદ્ધ મહાપુરુષોનો અભિપ્રાય છે. પ્રકૃતિશાસ્ત્રના અભ્યાસથી પ્રકૃતિ અર્થાત્ કુદરત એ શું છે તથા પ્રાણી સૃષ્ટિ, વનસ્પતિ સૃષ્ટિ અને ખાનજ સૃષ્ટિ એ ત્રણ સૃષ્ટિની ઉત્પત્તિ અને રચનામાં કુદરત ક્યાં તત્ત્વોનો ઉપયોગ કરે છે તે સમજાય છે. આ જ્ઞાન-

વિના મનુષ્ય અંધકારમાં બાથોડીયાં મારે છે અને જે પદાર્થ જે તત્ત્વોનો બનતો હોય તે પદાર્થ તે તત્ત્વમાંથી રચવાનો પ્રયત્ન ન કરતાં કોઈ ભિન્ન તત્ત્વમાંથી જ રચવાનો પ્રયત્ન કરી બેસે છે, મનુષ્યમાંથી મનુષ્ય, પશુમાંથી પશુ, વૃક્ષના બીજમાંથી વૃક્ષ અને ધાતુનાં કારણમાંથી ધાતુ ઉત્પન્ન થાય છે. વૃક્ષમાંથી મનુષ્ય કરવાનું ને વનસ્પતિમાંથી ધાતુ કરવાનો પ્રયત્ન કુદરતના નિયમથી વિરુદ્ધ હોવાથી નિષ્ફળ જાય છે. આથી કરીને ધાતુઓની વૃદ્ધિ કરવા માટે અથવા તેમને હલકી સ્થિતિમાંથી ઉંચી સ્થિતિમાં આણવા માટે જેઓ ખનિજ સૃષ્ટિથી ભિન્ન સૃષ્ટિનો આશય લે છે તેઓ નિઃસંશય ભૂલ કરે છે. આથી કરીને કાર્યની સિદ્ધિ થવા અર્થે કુદરત પ્રત્યેક સૃષ્ટિ રચવામાં જે તત્ત્વોનો ઉપયોગ કરે છે તેમનું જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે, અને તે જ્ઞાન પ્રકૃતિશાસ્ત્રના અભ્યાસથી થતું હોવાથી આ અધ્યાયમાં તે શાસ્ત્રનાં મૂળતત્ત્વો તમારે અર્થે લખવા મેં યોગ્ય ગણ્યા છે. આ મૂળતત્ત્વો, હાલ ખેડાયલાં પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનાં સિદ્ધાંતોને સર્વાંશે કદાચ મળતાં ન આવે તો તેમાં આશ્ચર્ય પામવા સરખું નથી; કારણ કે અત્ર થતું પ્રતિપાદન રસશાસ્ત્રાનુસાર છે. કંઈ વર્તમાન કાળમાં પ્રચલિત પદાર્થવિજ્ઞાનશાસ્ત્રાનુસાર નથી.

પ્રકૃતિશાસ્ત્રના અભ્યાસ કરનારે કુદરતના જેવા જ સરળ, ધૈર્યવાન્, સ્થૈર્યવાન્ તથા સર્વદા એક નિયમે જ વર્તનાર થવું જોઈએ. તેણે પોતાના જ્ઞાતિભાઈઓને પોતાના આત્માસમાન પ્રિય ગણવા જોઈએ. પાપ કર્મ કરતાં તેણે નિરંતર પરમેશ્વરનો ભય ધરવો જોઈએ. તે જે જે પ્રયોગ કરે તેમાં તેણે સર્વદા કુદરતનું જ અનુકરણ કરવું જોઈએ. જેમ વૃક્ષમાંથી શ્વાન કે બીજો કોઈ પશુ રચવાનો કુદરત પ્રયત્ન કરતી નથી, તેમ પ્રકૃતિશાસ્ત્રનો અભ્યાસ કરનારે કુદરત જે ન કરતી હોય તેવું કરવાનો પ્રયત્ન સેવવો ન જોઈએ.

કુદરતનાં ગૂઢ રહસ્યો જાણવાનો અધિકાર સર્વ મનુષ્યોનો હોતો નથી. જે દેવાલયનાં ગર્ભાગારમાં સત્યદીપ ઝગઝગે છે, તેનો પ્રકાશ જોવાને, પ્રયત્ન કરનાર લક્ષાવધિ મનુષ્યોમાંથી કોઈક જ ભાગ્યશાળી થાય છે. સત્ય દીપના દેવાલયમાં જે માર્ગે થઈને જવાય છે તે માર્ગનું યથાર્થ જ્ઞાન પણ હજારોમાંથી કોઈકને જ હોય છે. ઘણા અધીરા સ્વભાવના મનુષ્યો કુદરતનાં ગૂઢ રહસ્યો જાણવા માટે ટુંકા માર્ગ શોધે છે, અને ભૂલા પડી આયુષનો કાળ નકામો ગાળે છે. ઘણાને ડગલે ડગલે અણધારી અડચણો નડે છે, અને બારે મુંઝવણ થાય છે.

કુદરત જે નિયમે ક્રિયા કરે છે તે નિયમો બહુ સાદા હોય છે, અને તેથી કુદરતનાં રહસ્ય જાણવાનો સત્ય માર્ગ બહુ જ સરળ હોવો જોઈએ. પરંતુ આ માર્ગે ક્વચિત્ જ કોઈ પ્રયાણ કરે છે અને જે થોડા ભાગ્યશાળી પુરુષોએ એ માર્ગે પ્રયાણ કર્યું છે, તેઓએ તે માર્ગે કોઈ અનધિકારી ન આવે અને કુદરતનાં રહસ્યો ન જાણી જાય માટે પોતાનાં પડેલાં પગલાંઉપર કાંટા તથા ઝાંખરાં વગેરે નાંખી તેમને ઢાંકી દેવા અત્યંત સાવધાનતા રાખી છે. આથી માર્ગદર્શક ગુરુવિના આ માર્ગે પ્રયાણ કરનાર સેંકડો વાર ભૂલા પડ્યા વિના રહેતા નથી.

જગતની ઉત્પત્તિસંબંધમાં અનેક પ્રક્રિયા હાલના વિદ્વાનો પ્રતિપાદન કરે છે. એક વિદ્વાન્ જગતની ઉત્પત્તિની એક પ્રક્રિયા વર્ણે છે, તો અન્ય તેથી ભિન્ન પ્રકારનું જ પ્રતિપાદન કરે છે. આ સર્વ પ્રક્રિયાઓ વિશેષે કરીને તર્કને આધારે જ રચાયલી હોય છે; અને તેથી તેમનું અધ્યયન, મનુષ્યોને નિઃસંશય કરતું નથી. રસસિદ્ધિશાસ્ત્ર જ જગતની ઉત્પત્તિનું અનુભવપૂર્વક જ્ઞાન આપે છે; તેની પ્રક્રિયાઓનો આધાર તર્ક નથી, પણ અનુભવ છે.

પ્રકૃતિ નામના કોઈ અનિર્વચનીય દ્રવ્યમાંથી જગત્ થયું, એમ આજે ઘણા કહે છે, પણ પ્રકૃતિ એ શું છે, તેનું સ્વરૂપ તેઓ લેશ પણ જાણતા નથી. તે અનિર્વચનીય હોવાથી વાણીથી વર્ણી શકાય એવી નથી, એમ વદી તેઓ તેના સ્વરૂપસંબંધી પૃચ્છા કરનારને વિશેષ પ્રશ્નો કરતો બંધ કરે છે. પરંતુ તે અનિર્વચનીય છતાં અનુભવમાં ન આવે એવી નથી. રસસિદ્ધિશાસ્ત્ર અનિર્વચનીય પ્રકૃતિ એ શું છે તેનો યથાર્થ અનુભવ કરાવે છે.

રસસિદ્ધિશાસ્ત્રનું પ્રકૃતિશાસ્ત્ર ઉપરથી જોતાં ગુંચવણભરેલું લાગે છે, પરંતુ તેમાં યથાર્થ પ્રવેશ કરનારને તેના જેવું સરળ શાસ્ત્ર બીજું એક પણ ભાસે તેમ નથી. તે એક જ દ્રવ્યનો સ્વીકાર કરે છે, અને આ એક જ દ્રવ્ય સ્થૂલ તથા સૂક્ષ્મ કળાને પામવાના સ્વભાવવાળું હોવાથી તેના અસંખ્ય વિભાગ દૃષ્ટિએ પડે છે. આ દ્રવ્યનો ભિન્ન ભિન્ન પ્રમાણથી સંયોગ થવાથી તથા તે સંયોગી પદાર્થોનો પુનઃ અન્ય અધિક સૂક્ષ્મ તથા અધિક સ્થૂલ સંયોગી પદાર્થોસાથે સંયોગ થવાથી આ વિશ્વમાં દૃષ્ટિએ પડતા અસંખ્ય પદાર્થો રચાયા હોય છે, પણ તે સર્વનું મૂળ કારણરૂપ દ્રવ્ય એક જ છે.

પદાર્થમાત્રના આદિ કારણરૂપ આ દ્રવ્ય જળ છે, એમ રસસિદ્ધો વદે છે. મનુસ્મૃતિમાં પણ કહ્યું છે **अप एव ससर्जादौ** અર્થાત્

ઈશ્વરે પ્રથમ સૃષ્ટિ જળની કરી. પણ આ જળ આપણે જે જળ નિત્ય પીએ છીએ તે નથી. તે એક પ્રકારના ધૂમ્રજેવી આર્દ્ર, અંધકાર-મય વરાળ છે, અને તે ઓછા અથવા વધારે પ્રમાણમાં ઘનીભાવને પામવાથી ઓછા અથવા વધારે ઘન પદાર્થો રચાયા છે. આ ધૂમ-સનું અથવા આ વરાળનું એક પ્રકારનું જલ થાય છે, અને એ જ જળ વર્તમાન કાળમાં દૃષ્ટિએ પડતા તથા ભવિષ્ય કાળમાં દૃષ્ટિએ પડનાર સર્વે દૃશ્ય પદાર્થોનું કારણ છે.

આરંભમાં આ જળ ધૂમસના જેવું તત્કાળ ઉડી જાય તેવા સ્વ-ભાવવાળું હતું. ઘટ્ટ થવાથી તે તત્કાળ ન ઉડી જવાના સ્વભાવ-વાળું સ્થિર થયું છે. પદાર્થોના મૂળ કારણરૂપ આ જળ અંધકારમય હોવાથી મનુષ્યની દૃષ્ટિ તેને સ્પષ્ટ જોવાને અસમર્થ છે. પરમેશ્વર જ તેના સ્વરૂપને યથાર્થ જાણે છે.

પદાર્થોનું આ મૂળ કારણ જળ, જડ, ઠંડુ અને કોઈ પણ ક્રિયા કરવાને અસમર્થ હોય છે. પરમાત્માના પ્રકાશવડે જ્યારે તે પ્રકાશિત થાય છે ત્યારે જ તેનામાં ક્રિયા કરવાનું સામર્થ્ય પ્રતીત થાય છે.

આ અંધકારમય પ્રકૃતિતત્ત્વમાં પરમાત્માની પ્રકાશમય સત્તાનો પ્રવેશ થતાં તેનો અત્યંત સૂક્ષ્મ અને શુદ્ધ ભાવ તેના સ્થૂલ અને અશુદ્ધ ભાગથી જૂદો પડે છે. અશુદ્ધ અને સ્થૂલ ભાગથી નીચેના પ્રદેશો રચાયા છે. શુદ્ધ અને સૂક્ષ્મ ભાગથી ઊર્ધ્વ પ્રદેશો રચાયા છે. અશુદ્ધ અને સ્થૂલ ભાગમાં તેની અશુદ્ધિ અને સ્થૂલતાથી પ્રકાશનો પ્રવેશ યથેચ્છ પ્રકારે થઈ શકતો નથી. શુદ્ધ અને સૂક્ષ્મ ભાગમાં તે ભાગની શુદ્ધિ અને સૂક્ષ્મતાથી પ્રકાશનો પ્રવેશ ઉત્તમ રીતે થઈ શકે છે.

પ્રકાશ અથવા અગ્નિ જે ગુણવડે પોતાના વિવિધ વ્યાપારો કરે છે તે ગુણ ઉષ્ણતા છે. ઉષ્ણતા પરસ્પરથી વિરુદ્ધ ભાસતાં બે પરિણામ ઉપજાવે છે. સૂક્ષ્મ જલીય દ્રવ્યને સ્થૂલ પાર્થિવ દ્રવ્યથી પૃથક્ કરીને ઉષ્ણતા જલીય દ્રવ્યને અધિક સૂક્ષ્મ કરે છે, અને પાર્થિવ દ્રવ્યને અધિક ઘટ્ટ કરે છે. આ પ્રમાણે વિજાતીયના પૃથક્કરણવડે સજાતિયનો સંયોગ થાય છે.

આ સઘળો દૃશ્ય પ્રપંચ સ્થૂલ સૂક્ષ્મ ભાવને પામેલું જળમાત્ર છે. આકાશ અને પૃથ્વીના મધ્યના પ્રદેશમાં જળ જ સૂક્ષ્મરૂપે રહેલું છે. પદાર્થમાત્રમાંથી આ જળ અત્યંત સૂક્ષ્મ વરાળના રૂપમાં નિરંતર નીકળ્યા કરે છે. આપણાં નેત્ર તેને જોવાને સમર્થ નથી.

ઊર્ધ્વ પ્રદેશ, મધ્ય પ્રદેશ અને અધઃ પ્રદેશ એવા ત્રણ વિભાગ જગતના પાડી શકાય. રસસિદ્ધ મહાત્માઓ ઊર્ધ્વ પ્રદેશને કેવળ વિદ્યા-

ત્મક પ્રદેશ કહે છે. તે ચૈતન્યમય અજરામર અથવા અવિક્રિય છે. વિશ્વમાં તે અત્યંત શુદ્ધ પ્રદેશ છે.

મધ્ય પ્રદેશને તેઓ સ્વર્ગીય પ્રદેશ કહે છે. વિદ્યાત્મક પ્રદેશથી તે ઉતરતી કળાવાળો છે. વિદ્યાત્મક પ્રદેશમાં કેવળ પ્રકાશ જ હોય છે, ત્યારે આ પ્રદેશમાં પ્રકાશ છતાં અધઃ પ્રદેશમાંનો પાર્થિવ ભાગ પણ સ્વલ્પ અંશ હોય છે. આ મધ્ય પ્રદેશમાં ઊર્ધ્વ અને અધઃ પ્રદેશના પ્રકાશનો તથા પૃથ્વીનો ધર્મ રહેલો હોવાથી તે બે પ્રદેશને સાંધનાર સાધનરૂપ તે છે. અધઃ પ્રદેશને જીવન તત્ત્વ અર્પનાર ચૈતન્ય પ્રકાશને ઊર્ધ્વ પ્રદેશમાંથી નીચે આણનાર તે પ્રણાલિકા છે. એ પ્રદેશમાં માત્ર સામયિક રૂપાંતર થાય છે.

સર્વ ભૌતિક શરીરો અધઃ પ્રદેશમાં રહે છે. ઊર્ધ્વ અને મધ્ય પ્રદેશોમાંથી જીવનપ્રદ પ્રકાશ અધઃ પ્રદેશને મળે છે, પરંતુ ગગનમાંથી વૃષ્ટિનું જળ જેમ ભૂમિઉપર પડે છે અને પાછું ઉંચે ચઢે છે તેમ અધઃ પ્રદેશમાં આવેલો આ પ્રકાશ પાછો પોતાના મૂળ સ્થાનમાં અર્થાત્ મધ્ય અને ઊર્ધ્વ પ્રદેશોમાં ક્રમથી જતો રહે છે. અધઃ પ્રદેશમાં આ પ્રકાશ સ્થિર નથી રહેતો. તેથી આ પ્રદેશના સર્વ પ્રાણીપદાર્થો નાશવાન્ અર્થાત્ રૂપાંતરને પામવાના સ્વભાવવાળા છે. આ પ્રકાશને સ્થિર રાખવાની યુક્તિ એ જ અજરામરત્વને પ્રાપ્ત કરવાની યુક્તિ છે.

અધઃ પ્રદેશ, મધ્ય પ્રદેશને અધીન અને તેના આશ્રયે જીવનારો છે; અને મધ્ય પ્રદેશ, ઊર્ધ્વ પ્રદેશને અધીન અને તેના આશ્રયે જીવનારો છે, અને એમ છતાં આ સર્વ પ્રદેશો પરસ્પર અત્યંત ઐક્યથી વર્તે છે.

સંક્ષેપમાં કરેલા આટલા પ્રતિપાદનથી તમને સ્પષ્ટ થયું હશે કે આ સૃષ્ટિના આરંભમાં બે મૂળ તત્ત્વો હોય છે. એક અત્યંત સૂક્ષ્મ પ્રકાશમય તત્ત્વ અને બીજું સ્થૂલ અંધકારમય તત્ત્વ. પ્રકાશ, ઉષ્ણતા અને ગતિ પ્રથમ તત્ત્વના ગુણ છે, અને અંધકાર, જડત્વ અને શીતળતા એ બીજા તત્ત્વના ગુણ છે. પ્રથમ તત્ત્વ પ્રકાશક, પ્રેરક અને ક્રિયાનો હેતુ છે અને પુરુષરૂપ છે. દ્વિતીય તત્ત્વ પ્રકાશનું ગ્રહણ કરનાર અને સ્વતઃ ક્રિયા કરવાને અસમર્થ છે, અને સ્ત્રીરૂપ અથવા પ્રકૃતિરૂપ છે. આપણી ભૌતિક સૃષ્ટિમાં ઉત્પત્તિરૂપ વ્યાપાર પ્રથમ તત્ત્વવડે થાય છે, અને રૂપાંતર, નાશ અથવા મૃત્યુનું કારણ દ્વિતીય તત્ત્વ છે.

ઉષ્ણતા પદાર્થોનું સૂક્ષ્મરૂપ કરવામાં અને શૈત્ય તેમનું સ્થૂલરૂપ કરવામાં હેતુભૂત છે. સઘળા પ્રકારની ઉત્પત્તિ, વૃદ્ધિ અને સંયોગ

આ બે હેતુવડે જ થાય છે. પદાર્થોની સૂક્ષ્મતા થતાં પ્રકાશ તેમાં વ્યાપી જાય છે અને સ્થૂલતા થતાં પ્રકાશનો તેમાં પ્રવેશ થઈ શકતો નથી. તેથી સ્થૂલતા પ્રકાશના પ્રવેશની પ્રતિબંધક છે, અને સૂક્ષ્મતા તેની અવિરોધી છે.

ઉષ્ણતા અને શૈત્ય એ બે વડે એકનું એક દ્રવ્ય વિવિધ રૂપોને ધરે છે. દ્રવ્યની અત્યંત સૂક્ષ્મતા એ વાયુ છે. ઓછી સૂક્ષ્મતા એ જળ છે, અને સ્થૂલતા એ પૃથ્વી છે.

સમગ્ર વિશ્વ ચૈતન્યમય થાય, એ અર્થે પ્રકાશ તેના અંતર્-બાહ્ય પ્રવેશે છે. વિશ્વમાં જે જે ઉત્પન્ન થયેલું તથા થતું આપણે જોઈએ છીએ તેનું કારણ પ્રકાશ જ છે. સૂર્યને આ પ્રકાશના પ્રભવસ્થાનરૂપે પરમેશ્વરે નિશ્ચય કર્યો છે, અને એમ છતાં સમગ્ર પ્રકાશનો સૂર્યમાં જ સમુચ્ચય થયો છે, એમ પણ નથી.

સૂર્ય એ જગતનો આત્મા છે. પુરુષવિના સ્ત્રી જેમ નિષ્ફળ રહે છે, તેમ સૂર્યવિના પૃથ્વી વંધ્યા રહે છે. સૂર્યની સત્તાથી પૃથ્વીમાં વનસ્પતિ જ ઉત્પન્ન થાય છે, એટલું જ નહિ, પરંતુ સચેતન પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે.

પ્રાણિમાત્ર પ્રકાશનાં પરિણામ છે, અને સર્વનું કારણ એક જ હોવાથી મનુષ્યો જેમ ધારે છે, તેમ તેઓનો પરસ્પર વિરોધ નથી. ઉંદર અને બિલાડીમાં જે વૈર દૃષ્ટિએ પડે છે, તેનું કારણ તેઓનાં શરીરની રચનામાં તત્ત્વોનો ન્યૂનાધિક પ્રમાણમાં સંયોગ એ જ છે.

વિશ્વમાં મનુષ્ય એ પરમેશ્વરની સર્વોત્કૃષ્ટ કૃતિ છે. પરમેશ્વરે મનુષ્યને આત્મા, મન અને શરીર આપ્યાં છે. સૃષ્ટ પદાર્થોના અત્યંત શુદ્ધ ભાગમાંથી દોહન કરેલું એક સત્ત્વ, જેને રસસિદ્ધો એક પ્રકારની માટી કહે છે, તેમાંથી પરમેશ્વરે મનુષ્યનું સ્થૂલ શરીર બનાવ્યું છે. પ્રકૃતિના અત્યંત શુદ્ધ ભાગમાંથી તેણે તેનું મન બનાવ્યું છે, અને તેના પોતાના સ્વરૂપમાંથી જ તેણે મનુષ્યનો આત્મા બનાવ્યો છે.

•શરીર વિશેષે કરીને પાર્થિવ અને જલીય અણુઓનું બનેલું છે. તેમાં સોએ પંચાણુ ટકા જલીય અણુઓ છે.

આત્મા અને શરીર ઉભયનો સંબંધ મનવડે થયેલો છે. મન અત્યંત સૂક્ષ્મ છે, અને ઉભયની મધ્યમાં છે. તે પ્રકાશ ધર્મવાળું હોવાથી, આત્માની પ્રેરણાપ્રમાણે શરીરને જીવનમય કરે છે. તે આત્માના મંત્રીપદે સ્થિત છે, છતાં તે કોઈ કોઈ વાર આત્માનું વિરોધી થાય છે, અને સ્વચ્છંદપણે વર્તે છે. તે આકાશતત્ત્વરૂપ છે, અને જે દ્રવ્યનું તે બનેલું છે, તે દ્રવ્ય પૃથ્વી તથા જળથી અનંતગુણ સૂક્ષ્મ છે.

આત્મા પરમેશ્વરનો જ અંશ હોવાથી પરમેશ્વરસ્વરૂપ છે. મન તથા શરીરનું અસ્તિત્વ તે વડે છે; તે વિના ઉભય કશું જ ન કરી શકે એવાં જડ છે.

ખનિજ સૃષ્ટિ, વનસ્પતિ સૃષ્ટિ તથા પ્રાણિ સૃષ્ટિના શુદ્ધ સત્ત્વ-વડે શરીર પોષાય છે. જળ અને પૃથ્વીનું તે બનેલું હોવાથી જળ અને પૃથ્વીસદૃશ પદાર્થવડે તેનું પોષણ થઈ શકે છે.

પ્રકૃતિના સર્વોત્કૃષ્ટ દ્રવ્યમાંથી મન બનેલું હોવાથી પ્રકૃતિના સર્વોત્કૃષ્ટ દ્રવ્યવડે મન પોષાય છે.

આત્મા પરમાત્માનો અંશ હોવાથી સંયમવડે પરમાત્માનાં જ્ઞાનબલાદિને તે પ્રાપ્ત કરે છે.

શરીરનું સંરક્ષણ મન કરે છે. વનસ્પતિ સૃષ્ટિ તથા પ્રાણી-સૃષ્ટિમાંથી ગ્રહણ કરેલા સ્થૂલ પોષક દ્રવ્યમાંથી, તે શુદ્ધ અને અશુદ્ધ દ્રવ્યને પૃથક્ પાડે છે, અને જે શુદ્ધ સત્ત્વનું શરીર બનેલું છે, તે જ પ્રકારના શુદ્ધ સત્ત્વને, શરીરની વૃદ્ધિ કરવા અથવા તેનું સંરક્ષણ કરવા તે વિવિધ રક્તવાહિનીઓદ્વારા આખા શરીરમાં વહેંચી નાંખે છે, અને અશુદ્ધ દ્રવ્યને તે, તે કાર્ય માટે નિર્ણય કરેલા અવયવોદ્વારા બહાર કાઢી નાંખે છે.

મન એ પ્રકાશ ધર્મવાળું હોવાથી, અને પ્રકાશ વાયુમાં વ્યાપી રહેલો હોવાથી શ્વાસની ક્રિયાવડે મન પ્રકાશને નિરંતર પોતાનામાં આકર્ષે છે, અને તે વડે તે પોષાય છે. શુદ્ધ હવામાં દીર્ઘ શ્વાસ લેવાની ક્રિયા મનની શક્તિઓને અધિક સતેજ કરે છે, તેનું કારણ આ છે.

પ્રકાશ એ જ જીવનનો હેતુ છે. પ્રકાશનો સ્વભાવ નિરંતર વહ્યા કરવાનો છે. પ્રકાશને સ્થિર કરવાની કળા એ મૃત્યુનો જય કરવાની કળા છે. આપણે અન્ન તથા વાયુદ્વારા નિરંતર શરીરમાં પ્રકાશને ગ્રહણ કરીએ છીએ, પણ તે વહી જવાના સ્વભાવવાળો હોવાથી નિરંતર વહી જાય છે. જઠરાદિ અવયવો અન્ન વગેરેમાંથી પ્રકાશને શરીરના ઉપયોગમાટે છૂટો પાડવાના નિત્ય પરિશ્રમથી પરિ-ણામે થાકી જાય છે, અને તેથી શરીરના નિર્વાહઅર્થે જોઇતો પ્રકાશ અન્નાદિમાંથી તેઓ છુટો પાડી શકતા નથી. અને તેથી પરિ-ણામે મૃત્યુ થાય છે. રસસિદ્ધોનો રસ, એ શુદ્ધ જીવનમય પ્રકાશ છે, અને તેથી તેને ગ્રહણ કરનાર મૃત્યુનો જય કરે છે.

પ્રકાશ એ પરમેશ્વરની એક પ્રકારની પ્રતિમા કહીએ તો ચાલે એમ છે. કિરણ અને પ્રકાશમાં ભેદ છે. કિરણ એ પ્રકાશનું વાહન છે. કિરણ એ અપારદર્શક પદાર્થોમાં પ્રવેશી શકતાં નથી, ત્યારે પ્રકાશ

લોહજેવા ઘન પદાર્થોમાં પણ પ્રવેશી શકે છે. આ પ્રકાશ તેજસ્વી છે, એમ ઘણા ધારે છે, પણ વસ્તુતઃ તેમ નથી.

પ્રકાશ પ્રત્યેક પદાર્થને જીવન અર્પે છે, એ વાર્તા સાચી છે, તથાપિ પદાર્થોનાં પરમાણુને એકઠાં જોડી રાખનાર જલીય દ્રવ્ય જો તે પદાર્થોમાં ન હોય તો આ પ્રકાશ અથવા અગ્નિ તે પદાર્થોનો તરત જ નાશ કરી નાંખે. આ જલીય દ્રવ્યનું અભિસરણ (ફરવું તે) પ્રત્યેક પદાર્થમાં નિરંતર થયા કરે છે. બ્રહ્માંડમાં આ જલીય દ્રવ્યના નિરંતર થતા અભિસરણથી પદાર્થો રચાય છે, પોષાય છે, અથવા વૃદ્ધિને પણ પામે છે, અને તે જલીય દ્રવ્યના અભાવથી અથવા ઉડી જવાથી તેઓના પરમાણુઓ છુટા પડી જઈ તે પદાર્થોનો નાશ થાય છે.

પ્રાણીપદાર્થોનું અસ્તિત્વ અને રક્ષણ જે દ્રવ્યનાં તે પ્રાણીપદાર્થ બન્યાં હોય છે, તે દ્રવ્યનો અને તે પ્રાણીપદાર્થની આકૃતિનો ગાઢ સંયોગ જ્યાં સુધી ટકી રહે છે ત્યાં સુધી રહે છે. આકૃતિનો અને દ્રવ્યનો સંયોગ છૂટી જતાં પ્રાણીપદાર્થનો નાશ થાય છે. આ સંયોગને સ્થિર રાખનાર જે સૂક્ષ્મ તત્ત્વ છે, તે રસસિદ્ધોનું જળ અથવા પારદ છે. આ જળમાં અગ્નિ સ્વભાવથી જ રહેલો હોય છે. પ્રકૃતિનું શુદ્ધમાં શુદ્ધ તથા અત્યંત પરિપકવ સત્ત્વ તે આ જળ છે. તે કુદરતે પોતાનાં દોલાયંત્રોમાં આકર્ષેલું અત્યંત વિશુદ્ધ તૈલ છે. બીજકોમાં આ તૈલ વિશેષ અંશમાં રહેલું હોય છે. દૈવી અગ્નિનું વિસ્ફુલિંગ આ તૈલમાં પોષાય છે, અને યોગ્ય ગર્ભમાં સ્થાપીને તેને યથોચિત સાહાય્ય આપવામાં આવે છે તો તે ઉત્તમ પ્રકારે ઉત્પત્તિનું કાર્ય સાધે છે.

આ જલીય તત્ત્વમાં કશાથી પણ નાશ ન પામે એવું કંઈક રહેલું હોય છે. પ્રાણીપદાર્થના નાશથી એ અવિનાશી સત્ત્વ નાશ પામતું નથી. અગ્નિના અત્યંત તીક્ષ્ણ તાપને પણ તે લેખવતું નથી, કારણ કે દહન કરેલાં મુડદાંની રાખમાં પણ તે જોવામાં આવે છે.

પ્રત્યેક પદાર્થમાં બે પ્રકારનાં જલીય તત્ત્વ હોય છે. એક પ્રકાર હમણાં વર્ણન કર્યો તે છે. બીજા પ્રકારનું તત્ત્વ જે જળ આપણે પીએ છીએ તેનું તથા વાયુનું બનેલું છે. એ બીજા પ્રકારનું તત્ત્વ અગ્નિથી નાશ પામે છે. અગ્નિથી આ તત્ત્વનો પદાર્થમાંથી જ્યારે સમૂળ નાશ થાય છે, ત્યારે તે પદાર્થ કેવળ રાખરૂપે રહે છે, અથવા તેના અણુઅણુ છૂટા પડી ગયા હોય છે.

પ્રથમ પ્રકારનું જલીય તત્ત્વ આવું નથી. તે પદાર્થના આધારભૂત

હોવાથી અગ્નિના પ્રખર તાપસામે યુદ્ધ કરે છે, પાછું હઠતું નથી, અને પદાર્થની રાખ થાય છે, તોપણુ તે રાખની સાથે મડાગાંઠની પેઠે વળગી રહે છે.

ખેતરોમાં ઠુંઠાં, ઘાસ, પાંદડાં વગેરે બાળવાથી તેની રાખથી જમીનની ફળદ્રુપતા વધવામાં, રાખમાં રહેલું આ પ્રથમ પ્રકારનું જલીય તત્ત્વ છે. આ તત્ત્વ ઉત્પત્તિનું કારણુ છે, અને સૃષ્ટ પદાર્થોનો આધાર છે. તેમાં રહેલા કાર્યસાધકઅગ્નિને પૃથ્વી જ્યાં સુધી જાગ્રત્ નથી કરતી, ત્યાં સુધી તે સુપ્ત પડયો રહે છે. જમીનમાં નહિ વાવેલાં બીજકોમાં સુપ્ત પડી રહેલા આ અગ્નિનો આપણુને અનુભવ થાય છે.

આ જલીય તત્ત્વ, સૃષ્ટિના આદિ કારણુરૂપ જળનો અંશ છે, એમ કોઈ અનુમાન કરે તો તે યથાર્થ છે. આ જલીય તત્ત્વ એ દેહ છે, અને તેમાં રહેલો અગ્નિ એ તેનો આત્મા છે. આ સુપ્ત અગ્નિને જેમ પુષ્પમાંથી અત્તર ખેંચી કાઢવામાં આવે છે, તેમ ખેંચી કાઢવાની કળા જેમને આવડે છે, તેઓએ દારિદ્રયઉપર, સર્વ પ્રકારના વ્યાધિઉપર અને મૃત્યુઉપર વિજય મેળવ્યો છે.

## અધ્યાય ૨.

રસ સિદ્ધ કરવાને માટે જે પદાર્થો શોધી કાઢવાના છે, તે કાર્ય સર્વથી કઠિનમાં કઠિન કાર્ય છે. એ પદાર્થો શોધી કાઢયા પછી રસ તૈયાર કરવાનું કાર્ય બાળકની રમતજેવું છે.

જે પદાર્થો શોધી કાઢવાના છે, તે એક છે કે બે છે, એકમાંથી બે પદાર્થો પૃથક્ પાડવાના છે કે બંને જૂદા જૂદા સ્વતંત્ર પદાર્થ છે, એ સંબંધમાં પૂર્વના લેખકોએ ઘણો ગોટાળો કર્યો છે. કોઈ રસ એક પદાર્થનો બને છે એમ કહે છે, ત્યારે કેટલાક તે બે, ત્રણુ અને ચાર પદાર્થનો બને છે એમ કહે છે.

સર્વ લેખકોનો હેતુ, રસસિદ્ધિના પ્રયોગનું અનધિકારિને જ્ઞાન ન થાય એ અર્થે જે તે રીતે સત્ય વાતને છુપાવવાનો છે, અને તેથી આ પદાર્થોને ગુપ્ત રાખવામાટે તેઓએ પોતાના લેખોમાં સેંકડો અને હજારો યુક્તિઓ વાપરી છે.

આ બંને પદાર્થમાંથી એક પદાર્થને તેઓ ગંધક કહે છે, અને બીજાને પારો કહે છે. કેટલાક ગંધકને પુરુષ અને પારાને સ્ત્રી કહે છે. કોઈ ગંધકને સિંહ કહે છે, અને પારાને કન્યા કહે છે. કેટલાક પુરુષતત્ત્વને માટી કહે છે, અને સ્ત્રીતત્ત્વને જળ કહે છે. કેટલાક ગંધકને સોનું, રાતી માટી, નંદિ, સૂર્ય, અજ, શંકર એવાં એવાં

વિવિધ નામથી ઓળખાવે છે, અને કેટલાક પારાને, જીવનવારિ, ચંદ્ર, માયા, પાર્વતી વગેરે વિવિધ નામથી ઓળખાવે છે.

આ ગંધક અને પારો ગાંધીને ત્યાં મળતો ગંધક અને પારો છે, એવો ઉંધો નિશ્ચય કરી બેસશો નહિ. આ બે પદાર્થોથી રસ કદી પણ તૈયાર થતો નથી. રસ તૈયાર કરવામાં જેઓ ગાંધીને ત્યાં વેચાતા ગંધક અને પારાનો ઉપયોગ કરે છે, તેઓ પોતાના દ્રવ્યનો અને આયુષ્યનો ક્ષય કરે છે.

ગંધક અથવા રાતી માટી એ કલ્પિત વસ્તુ નથી. એને રાતી માટી કહેવાનું કારણ એટલું જ છે કે સૂર્યનાં કિરણો એમાં સર્વ પદાર્થો-કરતાં અત્યંત ઘનીભાવને પામેલાં છે. જેમ કાષ્ઠમાં ઘનીભાવને પામેલાં સૂર્યનાં કિરણો જ્યારે લાકડાને સળગાવવામાં આવે છે ત્યારે છૂટાં પડે છે તેમ આ માટીમાં ઘનીભાવને પામેલાં સૂર્યનાં કિરણોને યુક્તિથી છૂટાં પાડવાં પડે છે. આ માટી આપણે જે પૃથ્વીઉપર નિત્ય ચાલીએ છીએ તેના જેવી ટાઢી, અપક્વ અને કઠિન નથી. સામાન્ય માટી એ સ્વર્ગનો મળ છે, અને કુદરત પોતે પોતાના નિયમોવડે તેને શુદ્ધ કરી ઉંચી સ્થિતિમાં આણે છે. કોઈ પણ રાસાયણિક ક્રિયા-વડે મનુષ્ય સામાન્ય માટીને આ રાતી માટીના રૂપમાં આણી શકતો નથી. કુદરત જ આ રક્ત મૃત્તિકાને હવામાં અથવા ખરૂં કહીએ તો સ્વર્ગમાં બનાવે છે, કારણ કે સ્વર્ગ પૃથ્વીને અડીને જ રહ્યું છે.

પરંતુ જો કે સ્વર્ગમાં આ માટી ઘનીભૂત સ્થિતિને પ્રાપ્ત થાય છે, તો પણ ગુરુત્વાકર્ષણથી તે પૃથ્વીઉપર આકર્ષાઈ આવે છે અને અમુક ઋતુમાં અને અમુક સ્થળમાં શોધતાં તે તમને જડે તેમ છે. જે સ્થિતિમાં તે જડે છે, તે સ્થિતિમાં તે મૃતજેવી હોય છે, અને તેની બહેન જેને રસસિદ્ધો પારો કહે છે, તે વડે જ તેનામાં જીવન આણી શકાય છે.

જો કે તેની બહેન બહુ સામાન્ય વસ્તુ છે તો પણ રક્ત મૃત્તિકાકરતાં તેને મેળવતાં તમને અધિક કઠિનતા જણાશે.

એમ છતાં આ પદાર્થો ઘણા જ મૂલ્યવાન્ હશે, અને તેમને પ્રાપ્ત કરવા બહુ જ કઠિન હશે, એવા વિચારથી નિરાશ થશો નહિ. ઘણા રસસિદ્ધો કહે છે કે રસ જે પદાર્થનો બને છે, તે પદાર્થ અત્યંત તુચ્છ છે, અને તોપણ અત્યંત મૂલ્યવાન્ છે. કેટલાક વળી કહે છે કે તે સર્વ સ્થળે મળે છે, અને તોપણ સમગ્ર વિશ્વમાં એના જેવી મૂલ્યવાન્ વસ્તુ અન્ય એકે નથી. રસસિદ્ધોનું સોનું ઘણી જ ઓછી કિંમતે મળી શકે છે.

રક્ત મૃત્તિકામાં સૂર્યનાં કિરણો ઘનીભાવને પામેલાં હોય છે, અને જળમાં ચંદ્રનાં કિરણો ઘનીભાવને પામેલાં હોય છે.

એક લેખક લખે છે કે રસ જે પદાર્થનો બને છે તે પદાર્થ એક જ છે, અને રસ બનાવવામાં જેની અગત્ય છે, તે સર્વ તેમાં રહેલું છે. તે પદાર્થની ઉત્પત્તિ રેતીમાં થાય છે. ચંદ્રમાંથી આવતા શુદ્ધ જળનો અને સૂર્યના પ્રકાશનો સંયોગ થઈને ઘનીભાવને પામેલો તે પદાર્થ છે.

સૃષ્ટિમાં એવી એક પણ વસ્તુ નથી કે જેમાં તે ન હોય. આરંભમાં તે બીજકમાં હોય છે, અને વૃક્ષનું લાકડું, છાલ, પાંદડાં, ફુલ અને ફળ તેના વડે બને છે. કુદરતમાં જે રંગો જોવામાં આવે છે, તે સર્વ રંગોનું સાક્ષાત્ કારણ એ છે, અને આ તેના અત્યંત ચમત્કારિક ગુણોમાંનો એક છે.

આ પદાર્થનું વર્ણન કરતાં એક લેખક લખે છે કે 'અમારો પારો સર્વ મનુષ્યો નિત્ય જુએ છે, અને તોપણ કોઈક જ તેને ઓળખે છે. જ્યારે તેને તૈયાર કરવામાં આવે છે, ત્યારે તેની પ્રભા આશ્ચર્યકારક હોય છે, પરંતુ અધિકારીવિના અન્ય કોઈ પણ તેનું દર્શન કરવા ભાગ્યશાળી થતો નથી. તેનું બાહ્ય સ્વરૂપ મલિન છે, અને તેથી કરીને તેવા રૂપે તમે તેને જુઓ તો તેને તુચ્છ ગણી કાઢતા નહિ. કારણ કે જો તમે તેમ કરશો તો તમે કદી પણ રસને સિદ્ધ કરી શકવાના નથી. તેના બાહ્ય મલિન સ્વરૂપને તમે બદલી શકશો, તો તેનું સ્વરૂપ બહુ જ તેજસ્વી બનશે. અમારૂં જળ એ અત્યંત વિશુદ્ધ કુમારિકા છે, ઘણા તેને પ્રાપ્ત કરવા ઇચ્છે છે, પણ અધિકારી અને અનધિકારીની પરીક્ષા કરવાને માટે તે સર્વને અત્યંત મલિન સ્વરૂપે જ દર્શન દે છે. અમારી સુંદર કુમારિકાનું આંતર્ સ્વરૂપ અત્યંત શોભાવાળું છે. ગણિકાની પેઠે તે બહારનો ઠાઠમાઠ રાખતી નથી. તેના બાહ્ય મલિન સ્વરૂપને જોઈને જેઓ તેનો તિરસ્કાર કરતા નથી, તેમને તે પોતાના સૌંદર્યપૂર્ણ સ્વરૂપે દર્શન દે છે અને અખુટ ધન તથા આરોગ્ય આપે છે.'

આ પારો એ એક પ્રકારનું તીક્ષ્ણ જળ છે, અને સર્વ પ્રકારના ખનિજ પદાર્થો તથા પથરાને પીગળાવવાનું તેનામાં સામર્થ્ય હોય છે. આ જળમાં સોનું બરફની પેઠે ઓગળી જાય છે. સૂર્ય તેનો પિતા છે, અને ચંદ્ર તેની માતા છે. તે પૃથ્વીઉપર, સમુદ્રમાં, મેદાનોમાં, પર્વતોઉપર સર્વ સ્થળે મળી આવે છે. કેટલાક કહે છે કે તે ઉકરડામાંથી પણ જડી આવે છે.

આ પદાર્થ શું છે, તેનું સ્પષ્ટ સ્વરૂપ કોઈ પણ ગ્રંથકારે લખ્યું નથી. એ એક એવું સત્ય છે કે જેનું સ્પષ્ટ શબ્દોમાં વર્ણન થઈ શકે એમ છે જ નહિ. પરમેશ્વર જેના ઉપર અનુગ્રહ કરે છે, તેને જ તે સમજાય છે. ઈશ્વરાનુગ્રહથી તમને તે સમજાય, તો તેને પ્રકટ કરવાની કદી પણ હિંમત ધરતા નહિ. પ્રકટ કરવાથી પોતાને તથા અન્યને મહાન્ અનર્થવિના અન્ય કશો જ લાભ થાય એમ નથી.

પ્રતિજ્ઞાને વશ થયેલો હોવાથી આ પદાર્થોનાં સ્વરૂપ હું અધિક સ્પષ્ટ લખી શકતો નથી. સ્પષ્ટ લખતાં પણ હાલ તે તે તમને સમજાય તેમ નથી. આ પદાર્થોનાં સ્વરૂપ જાણવાનો એક જ માર્ગ છે, અને તે એ કે તીવ્ર ઇચ્છાપૂર્વક તે પદાર્થોનાં સ્વરૂપ જાણવા માટે વૃત્તિને એકાગ્ર કરવી, અને પરમેશ્વરને ખરા અંતઃકરણપૂર્વક હૃદયમાં યથાર્થ જ્ઞાન પ્રકટાવવા પ્રાર્થના કર્યા કરવી. તમારી યોગ્યતા આવ્યે ઈશ્વર સત્ય જ્ઞાનનો પ્રકાશ તમારા હૃદયમાં કરશે.

જેને પારો અથવા જળ જડ્યું છે, તેને રસસિદ્ધના પ્રયોગની આખી કુંચી હાથ લાગી છે. પારાના જ્ઞાનવિના રસસિદ્ધિશાસ્ત્ર સંબંધમાં અન્ય ગમે તેટલું જ્ઞાન હોય તોપણ નિરર્થક છે.

પૃથ્વી અગ્નિથી ઉડી ન જાય એવો પદાર્થ છે; જળ સહજ અગ્નિનો સંબંધ થતાં ઉડી જાય છે. પૃથ્વીનું જળ કરતાં અને જળની પૃથ્વી કરતાં જેને આવડે છે, તેણે રસસિદ્ધિના મંદિરમાં પ્રવેશ કર્યો છે.

સઘળી ધાતુઓ અને ખનિજ પદાર્થ, પૃથ્વી અને જળ, અથવા ગંધક અને પારાની બનેલી છે. કેટલાક ગંધક, પારો, અને ક્ષાર એમ ત્રણ પદાર્થોના સઘળા ખનિજ પદાર્થો બન્યા છે, એમ કહે છે.

પૂર્વે કહ્યું તેમ રસ જે એક પદાર્થનો બને છે, તે પદાર્થ જો કે સર્વત્ર છતાં ઈશ્વરના અનુગ્રહવિના જડતો નથી. ધનના લોભી મનુષ્યો આ પદાર્થથી રસ બનતો હશે અથવા તે પદાર્થથી બનતો હશે, એવી કલ્પનાઓ કરી અસંખ્ય ખોટા પદાર્થોવડે રસ તૈયાર કરવા પ્રયત્ન કરે છે, પણ તેમાં તેઓ ધનની, આયુષ્યની અને પ્રસંગે પ્રાણની હાનિને પણ સહે છે. રસસિદ્ધિના સાધકોએ ગમે તે પદાર્થનો ઉપયોગ કરતાં બહુ સાવધાન રહેવાનું છે. ઘણા મનુષ્યોએ ગમે તે પદાર્થનો ઉપયોગ કરવાથી, તે પદાર્થોના ધૂમાડાથી પોતાનાં નેત્ર, દાંત અને કર્ણ ખોયા છે, અને કેટલાકનો ઝેરી ધૂમાડાથી પ્રાણ પણ નીકળી ગયો છે. આથી સ્પષ્ટપણે કહીએ છીએ કે રસ તૈયાર કરવાની લાલસાથી ગમે તેવા પદાર્થોનો ઉપયોગ ન કરવો. રસસિદ્ધો

પુનઃ પુનઃ મેઘનાદ કરી કહે છે કે અમારા સૂર્ય અને ચંદ્ર અત્યંત નિર્દોષ પદાર્થો છે. તેઓથી શરીરને કોઈ પણ પ્રકારની હાનિ થતી નથી.

તમે નકામા પદાર્થોનો ઉપયોગ કરીને તમારા ધનની, સમયની તથા આરોગ્યની હાનિ ન કરો માટે, એક રસસિદ્ધ મહાત્માએ, આ કાર્યમાટે નિરુપયોગી ગણાવેલા કેટલાક પદાર્થોને, તેમના જ શબ્દોમાં અત્ર હું લખું છું. તે લખે છે કે " સોનું અને રુપું બનાવવાને માટે રસસિદ્ધિના ગ્રંથોમાં લખેલા સર્વ પદાર્થોઉપર મેં પ્રયોગ કરી જોયા છે, અને તે હું તમને ગણી બતાવું છું. હિંગળોક અને સિંદુરથી રસ થતો હશે એમ ધારી મેં તેમના ઉપર પ્રયોગ કરી જોયો, પણ મને જણાયું કે તે બંને પદાર્થો નકામા છે. શુદ્ધ કરેલા પારાઉપર મેં પ્રયોગ કરી જોયો, પણ તે પણ નિષ્ફળ ગયો. ત્યાર પછી મેં વિવિધ જાતના અર્કોઉપર, લોહના અને પોલાદના ક્ષારઉપર અને તેઓના કચરાઉપર તે વડે રસસિદ્ધ થશે એમ માનીને પ્રયોગ કરી જોયા, પણ મારો શ્રમ, સમય, અને દ્રવ્ય નિષ્ફળ ગયાં. અને આમ છતાં રસસિદ્ધિશાસ્ત્રના લેખકોએ તેમના ગ્રંથોમાં જેમ લખ્યું હતું તે પ્રમાણે અક્ષરે અક્ષર હું વર્ત્યો હતો. પછી મેં વિવિધ પ્રકારના તેજાબો કર્યા, અને ભિન્ન ભિન્ન વિધિથી તે વડે પ્રયોગો કર્યા, પણ સર્વ નિષ્ફળ ગયું. મેં ઇંડાંનાં કાચલાં, ગંધક, મોરથુથુ, સોમલ, હડ-તાળ, નવસાર, મીઠું, સુરોખાર, ટંકણખાર, અને એ વિનાના બીજા સર્વ પ્રકારના ક્ષારઉપર પ્રયોગો કર્યા, 'પરંતુ સત્ય માનજો, અને સાવધ રહેજો કે આ પદાર્થોથી રસ થતો નથી. અપક્વ ધાતુઓ, પારો, અને શુદ્ધ કરેલો પારો પણ તે જ પ્રમાણે મને નિરુપયોગી જણાયાં. વળી મેં વિવિધ પ્રાણિઓના વાળ, રુધિર, અસ્થિ, અને વિષ્ઠાઉપર પણ પ્રયોગ કરી જોયા; મુડદારસિંગ, સુરમો વગેરેનો ઉપયોગ કરી જોયો; પણ મને વિજય મળ્યો નહિ. રૂપાનું તેલ અને રૂપાનું જળ પ્રાપ્ત કરવા, મેં તૈયાર કરેલા ક્ષારથી, અને ક્ષારવિના પણ રૂપાની ભસ્મ કરી, પણ સઘળું નિષ્ફળ ગયું. મેં વિવિધ પ્રકા-રનાં તેલ, દુધ, દારૂ, એરજો, પૃથ્વીપર ખરતા તારાઓનાં બીજકો, અને એ વિના પણ કલ્પનામાં આવે એવી અસંખ્ય વસ્તુઓ ઉપર પ્રયોગ કરી જોયા, મેં રાખમાં પણ શોધવાનો પદાર્થ શોધ્યો, પણ નિશ્ચયપૂર્વક માનજો, મારો સર્વ શ્રમ નિષ્ફળ ગયો છે. મને માત્ર એક જ પ્રયોગ સત્ય જણાયો છે."

એક અન્ય લેખક પણ તે જ પ્રમાણે લખે છેઃ 'ઘણા મનુષ્યોને શ્વેત અને રક્ત રસ તૈયાર કરવા માટે અસંખ્ય પદાર્થોઉપર અત્યંત આગ્રહ, શ્રમ અને દૃઢતાથી પ્રયોગ કરતાં મેં જોયા છે, પણ તેઓને

અલ્પ પણ સિદ્ધિ મળેલી મેં જોઇ નથી. હું રોમ, નેવેરે, સ્પેન, તુર્ક-સ્તાન, ઈરાન, ગ્રીસ, આલેકઝાન્ડ્રીયા, બારબરી, મેસિના, રૂહોડઝ, ફ્રાન્સ, સ્કોટલેંડ, પાલેસ્ટાઇન, અને તેની આજુબાજુના પ્રદેશો, તેમ જ આખા ઈટાલી, જર્મની, ઈંગ્લાંડ, અને ઘણીખરી આખી પૃથ્વીમાં ફર્યો છું. તોપણ રસ જે પદાર્થનો બને છે, તે ખરા પદાર્થઉપર પ્રયોગ કરતો એક પણ મનુષ્ય મારા જોવામાં આવ્યો નથી. તેઓ સર્વે વિવિધ પ્રકારની વનસ્પતિ, તથા ભાજીપાલાઉપર, બીઉપર, પ્રાણિજ પદાર્થોઉપર, ખનિજ પથરાઉપર, મીઠાઉપર, ફટકડીઉપર અને વિવિધ તેજાબોઉપર પ્રયોગો કરતા જોવામાં આવ્યા છે. પરંતુ ખરા પદાર્થનું તેમને સ્વપ્ને પણ જ્ઞાન હોય એમ જણાયું નથી. આ દેશોમાં રસ-સિદ્ધિને જાણનાર કેટલાક ખરા પુરુષો હતા, પણ તેમનું ઓળખાણ કરવું અત્યંત કઠિન હતું. આથી કરીને પ્રયોગોમાં વિશેષ સમય ન ગાળતાં મેં પુનઃ રસસિદ્ધિના ગ્રંથો લક્ષપૂર્વક વાંચવા માંડ્યા. મેં વિચાર કર્યો કે મનુષ્યોદ્વારા મને વિજય મળશે નહિ. કારણ કે તેઓ જાણતા હશે તોપણ આ રહસ્યને કદી ખુલ્લું કરીને બતાવશે નહિ. આ પ્રમાણે વિચાર કરીને પછી મેં રસસિદ્ધિના ગ્રંથો જે વિષયમાં અત્યંત મળતા આવતા હતા, તે વિષયનો લક્ષપૂર્વક અભ્યાસ કર્યો. કારણ કે મેં ધાર્યું કે સત્ય આ સ્થળે હોવું જ જોઈએ. અને થયું પણ તેમ જ. જો કે એક જ પદાર્થને તેઓએ હજારો યુક્તિથી વર્ણ્યો હતો, અને એકે તેનું નામ બળદ આપ્યું હતું, બીજાએ સૂર્ય આપ્યું હતું, અને ત્રીજાએ લીલો સિંહ આપ્યું હતું, તોપણ વર્ણનમાં સર્વ મળતા હતા; અને તેથી સત્ય ત્યાં રહ્યું હતું. અને આ પ્રમાણે પ્રયત્નથી મને સત્ય જડ્યું. તેથી ફટકડી, મોરથુથુ, મીઠું અને સઘળી જાતના ક્ષાર, તેજાબો, પશુઓ, પક્ષીઓ અને તેઓમાંથી નીકળતા પદાર્થો-જેવા કે વાળ, રુધિર, મૂત્ર, વિષ્ઠા, વીર્ય, માંસ, ઈંડાં, એ સર્વ તથા પથરા તથા ખનિજોને ઓળે ઉભા ન રહો. જો કે કેટલાક રસ-સિદ્ધોનાં અભિપ્રાયપ્રમાણે ધાતુઓ આ પ્રયોગના દ્વારરૂપ છે, તોપણ સઘળી ધાતુઓને ત્યજી દો. રસ બનાવવાનો પદાર્થ જીવતા જળમાંથી પ્રાપ્ત કરવો જોઈએ, અને જીવતું જળ મુખ્યત્વે કરીને ધાતુમાંથી મળી આવે છે.'

પૂર્વોક્ત લેખથી સ્પષ્ટ થાય છે કે રસ જે પદાર્થનો બને છે તે પદાર્થમાં ખનિજનો અને ધાતુનો ધર્મ રહેલો હોવો જોઈએ, પણ આ પદાર્થ શો છે તે સંબંધમાં કોઈએ પણ સ્પષ્ટ રીતે વર્ણન કર્યું નથી.

રસ બનાવવાનો પદાર્થ જેને પ્રાપ્ત થાય છે, તેને આગળ કેવી

રીતે પ્રયોગ કરવો, તે સ્વતઃ જ આવડે છે. જે શ્રમ છે તે આ પ્રથમ પદાર્થ પ્રાપ્ત કરવામાં જ છે. પછીના કાર્યમાં તો દ્રવ્યકરતાં સમય અને ધૈર્યની અધિક અગત્ય રહે છે. સૂર્ય અને ચંદ્ર તૈયાર કરવામાં ઘણા લેખકો સ્પષ્ટ રીતે કહે છે કે ભાગીરથ પ્રયત્ન કરવો પડે છે.

પ્રથમ જે કરવાનું છે તે એ છે કે અગ્નિથી ઉડી જાય એવા અને ન ઉડી જાય એવા બે ધર્મવાળા એક પદાર્થમાંથી રસસિદ્ધોનો પારો અથવા જળ બનાવવું.

લોકપ્રસિદ્ધ રસાયણશાસ્ત્ર જે વિધિએ સ્થૂલ પદાર્થોને દ્રવરૂપ કરે છે, દ્રવ પદાર્થોને વરાળરૂપ કરે છે, ઘન પદાર્થોની ભસ્મ કરે છે, દ્રવ પદાર્થોને ઘન કરે છે, એ વગેરે પદાર્થોનાં વિવિધ રૂપાંતરો જે વિધિએ કરે છે, તે વિધિથી રસસિદ્ધિશાસ્ત્રનો વિધિ કેવળ ભિન્ન છે. કારણ કે લોકપ્રસિદ્ધ રસાયણશાસ્ત્રીઓ જ્યારે પદાર્થોને અગ્નિવડે બાળે છે, ત્યારે રસસિદ્ધો જળવડે બાળે છે.

રસસિદ્ધો જે પાત્રમાં રસ તૈયાર કરે છે, તે પાત્ર એક અથવા ક્વચિત્ બે હોય છે. તે કાચનું બનાવેલું હોય છે. તે ગોળ અને શીશીની પેઠે ઉપર લાંબી ગરદનવાળું હોય છે, અને તેને મથાળે સાંકડું છિદ્ર હોય છે. તે પ્રતિદિન વધતા જતા અખંડ તાપને સહન કરે, એટલું જ મજબુત હોવું જોઈએ. રસને તૈયાર કરવાનો પદાર્થ તેમાં નાખ્યા પછી તેને એટલું મજબુત બંધ કરવું જોઈએ કે અંદરની વરાળો બહાર નીકળી શકે નહિ.

કેટલાક લેખકો રસસિદ્ધોનું ખરૂં પાત્ર તેઓનું જળ જ છે, એમ કહે છે, અને તે કેવળ ખરૂં છે. કારણ રસનો પરિપાક જળમાં જ થાય છે.

પાત્રમાં પદાર્થોને નાંખ્યા પછી તેમને જે પ્રકારનો અગ્નિ આપવાનો હોય છે, તથા જે પ્રકારની ભઠ્ઠીમાં તે પાત્રને મૂકવાનું હોય છે તે સંબંધમાં લેખકોએ અનધિકારીઓને ભ્રમ થાય એવું બહુ લખ્યું છે. કોઈએ ભઠ્ઠી કેમ અને કેવી બનાવવી તેનાં વિસ્તારવાળાં વર્ણન લખ્યાં છે. કોઈએ અગ્નિ કયે સમયે કેટલો રાખવો, ક્યારે કેટલો વધારવો, એ વગેરે વિષયમાં વિસ્તારથી લખ્યું છે. પરંતુ રસસિદ્ધિશાસ્ત્રનો ઉંડો અભ્યાસ કરનારને સ્વલ્પ સમયમાં જ સમજાય છે કે ભઠ્ઠી વગેરેનાં વર્ણનો અનધિકારીને આડે માર્ગે દોરવા માટે જ છે.

રસસિદ્ધો ત્રણ પ્રકારના અગ્નિને વર્ણવે છે. સ્વર્ગીય અગ્નિ, આપણા ચુલામાં જે અગ્નિ આપણે નિત્ય સળગાવીએ છીએ તે અગ્નિ, અને ત્રીજો પદાર્થોના ગર્ભભાગમાં રહેલો અગ્નિ. સ્વર્ગીય

અગ્નિ અત્યંત શુદ્ધ છે, સાદો છે, અને સ્વતઃ બાળતો નથી. ચુલા-માંનો અગ્નિ અશુદ્ધ, સ્થૂલ, અને અન્યને બાળનારો છે; અને પદા-ર્થોના ગર્ભભાગમાં રહેલો અગ્નિ સ્વતઃ શુદ્ધ છતાં મિશ્રણવાળો છે, અને તેની ઉગ્રતા જળના મિશ્રણવડે શાંત પાડવામાં આવેલી હોય છે. પ્રથમ અગ્નિ ઉત્પન્ન કરતો નથી, અને બાળ્યાવિના પ્રકાશે છે; દ્વિતીય અગ્નિ અન્યનો નાશ કરનાર છે, અને ઉત્પન્ન કરવાને બદલે જ્યારે તે પ્રકાશે છે ત્યારે બાળે છે. તૃતીય અગ્નિ ઉત્પન્ન કરે છે, અને કોઈ કોઈ સમયે બાળ્યાવિના પ્રકાશ આપે છે, અને કોઈ કોઈ સમયે પ્રકાશ આપ્યાવિના બાળે છે. પ્રથમ અગ્નિ કોમળ છે, દ્વિતીય તીક્ષ્ણ અને વિનાશક છે, અને તૃતીય ખારો અને મધુર છે. પ્રથમ અગ્નિ વર્ણ અને ગંધવિનાનો છે, દ્વિતીય દુર્ગંધવાળો અને જે પ્રકારનો તેને આહાર મળ્યો હોય છે, તે પ્રકારના આહારના જેવા વર્ણવાળો હોય છે; અને તૃતીય સર્વ પ્રકારના વર્ણ અને સર્વ પ્રકા-રના ગંધવાળો છતાં અદૃશ્ય છે. સ્વર્ગીય અગ્નિ તેના વ્યાપારોવડે, ચુલામાંનો અગ્નિ ઇંદ્રિયોવડે, અને પદાર્થોના ગર્ભભાગમાં રહેલો અગ્નિ તેના ગુણોવડે ઓળખી શકાય છે.

સ્વર્ગીય અગ્નિનું સ્થાન આકાશનો પ્રદેશ છે, અને ત્યાંથી તે આપણા અનુભવમાં પણ આવે છે. દ્વિતીય અગ્નિનું સ્થાન પૃથ્વીની સપાટી અને આપણું વાતાવરણ છે. અને તૃતીય અગ્નિનું સ્થાન પદાર્થોનો ગર્ભભાગ છે.

સ્વર્ગીય અગ્નિ જ રૂપાંતર પામીને દ્વિતીય અને તૃતીય અગ્નિ-રૂપ થાય છે. ચુલામાંનો અગ્નિ પ્રસારને પામતાં સ્વર્ગીય અગ્નિ થાય છે, અને પદાર્થોના મધ્ય ભાગમાં એકાગ્ર થતાં પદાર્થોના ગર્ભભા-ગમાં રહેલા અગ્નિરૂપ થાય છે. સળગાવેલા દીવામાં ઓરડામાં પ્રસરી રહેલો પ્રકાશ એ સ્વર્ગીય અગ્નિરૂપ છે, દીવાની જ્યોતિ એ દ્વિતીય અગ્નિરૂપ છે, અને દીવેટ અને દીવેલમાં રહેલો અગ્નિ એ પદાર્થના ગર્ભભાગમાં રહેલો અગ્નિ છે.

આ ત્રણ પ્રકારના અગ્નિમાંથી રસસિદ્ધો પોતાના પ્રયોગમાં કયા અગ્નિનો ઉપયોગ કરે છે, તે સ્પષ્ટ કરતા નથી. તેઓ પોતાનો અગ્નિ અત્યંત ગુપ્ત છે, એમ કહે છે, અને તેનું સ્વરૂપ વર્ણવતાં શબ્દની એવી તો જાળ ગુંથે છે કે અત્યંત બુદ્ધિમાન્ પણ તેના પાશમાંથી મુક્ત થઈ શકતા નથી.

તેઓ કહે છે કે સૂર્યનો તાપ, એ અમારો ગુપ્ત અગ્નિ હોઈ શકે નહિ. કારણ કે તેનો તાપ ખંડિત અને અસમાન છે. તે અખંડ

અર્થાત્ રાત્રિદિવસ એક સરખો તાપ આપી શકતો નથી, વળી તેનો તાપ પર્વતોને ભેદીને જઈ શકતો નથી તેમ જ સોનું અને રૂપું જે ખનિજ વરાળોમાંથી બને છે, તે વરાળોને ગ્રહણ કરનાર ખડકો અને આરસપહાણના ગર્ભભાગમાં રહેલા શૈત્યને તે નિવારી શકતો નથી.

ચુલાનો અગ્નિ પણ વિનાશક હોવાથી, અને મિશ્રણોના સંયોગનો પ્રતિબંધક હોવાથી તેને પણ તેઓ પોતાનો ગુપ્ત અગ્નિ ગણતા નથી. પદાર્થોના ગર્ભભાગમાં રહેલા અગ્નિમાં દ્રવ્યોનો સંયોગ કરવાનો તથા ઉત્પન્ન કરવાનો ગુણ રહેલો છે, પરંતુ ધાતુનાં બીજકોને રસસિદ્ધોનો જે ગુપ્ત અગ્નિ કહોવડાવે છે, તે અગ્નિ તે નથી. ઉત્પન્ન કરવાનો ગુણ જે અગ્નિમાં રહ્યો છે, તે જ અગ્નિ ધાતુનાં બીજકોને કહોવડાવી શકતો નથી. કહોવડાવવાનું કાર્ય બાહ્ય અગ્નિ કરે છે.

આ પ્રમાણે બે પ્રકારના અગ્નિ થયા. એક પદાર્થના ગર્ભભાગમાં રહેલો અગ્નિ, અને બીજો બીજકોને કહોવડાવનાર બહારનો અગ્નિ. બહારનો અગ્નિ પદાર્થના ગર્ભમાં રહેલા અગ્નિને બહાર કાઢે છે, અને પછી બંને અગ્નિ એકત્ર થઈને કાર્ય કરે છે.

આ બાહ્ય અગ્નિ તે અન્ય કોઈ જ નથી, પણ રસસિદ્ધોનું જળ છે.

રસ જે પદાર્થોનો બને છે, તે પદાર્થોનું, તે જે પાત્રમાં તૈયાર કરવામાં આવે છે, તે પાત્રનું તથા તેને તૈયાર કરવામાં રસસિદ્ધો જે ગુપ્ત અગ્નિને પ્રયોજે છે, તે અગ્નિનું જ્ઞાન થયા પછી રસને તૈયાર કરવા ઇચ્છનાર સાધકે પદાર્થોનું પ્રમાણનું જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે.

પ્રમાણના સંબંધમાં કેટલાક રસસિદ્ધો રક્ત મૃત્તિકાના ચાર ભાગ અને જળના નવ ભાગ લેવાનું કહે છે, અને કેટલાક રક્ત મૃત્તિકાથી દ્વિગુણ જળ ગ્રહણ કરવા કહે છે.

રાતા સિંહને અને કન્યાને પાત્રમાં વિધિપૂર્વક સ્થાપ્યા પછી તે ઉભયનું તુમુલ યુદ્ધ ચાલે છે. કન્યા સિંહનાં જડબાં તોડી નાંખે છે અને તેના શરીરમાં મોટા મોટા ચીરાડા પાડે છે, પણ પરિણામે સિંહ કન્યાઉપર વિજય મેળવે છે. ઇંદ્રના વજ્રના પ્રહારકરતાં પણ ગંધકઉપર પારાના જે પ્રહાર પડે છે, તે અધિક તીક્ષ્ણ હોય છે.

એક રસસિદ્ધ મહાપુરુષ લખે છે કે 'નૃપતિ જ્યારે જળાશયસમીપ આવે છે, ત્યારે તે પોતાનાં સુવર્ણમય વસ્ત્રો કાઢી નાંખે છે, અને તેમને શનિને આપીને પછી તે એકલો જ જળાશયમાં પ્રવેશે છે, જ્યારે તે બહાર નીકળે છે ત્યારે શનિ તેને કાળો રેશમી જામો આપે છે.

નૃપતિને સુવર્ણમય વસ્ત્ર ઉતારતાં, અને કાળો રેશમી જામો

ધારણ કરતાં કેટલો સમય જાય છે, તે પૂર્વોક્ત લેખક સ્પષ્ટ કરતો નથી, તો પણ તે થોડા જ દિવસો હશે, એમ અનુમાન કરશો નહિ. જળ અને પૃથ્વીનું યુદ્ધ શમી ઉભયને સમાધાન થયું, ત્યાંસુધી મારે પોતાને પણ ઘણા દિવસસુધી ધૈર્યથી કાળ વ્યતીત કરવો પડયો હતો. આ યુદ્ધના સમયમાં રસના પદાર્થનું કેટલાક લેખકોએ ‘ દ્વંદ્વ ’ એવું નામ આપ્યું છે, અને તે યથાર્થ છે. કારણ કે પ્રયોગની પ્રથમ ભૂમિકા પૂર્ણ થતાંસુધી ઉભયનો ખરો સંયોગ થતો નથી. આરંભમાં તો તે બંને અન્યોઅન્યઉપર લેશ પણ અસર કરતા નથી, પણ સમય જતાં પૃથ્વી જળનો કેટલોક ભાગ ચુસી લે છે, અને આમ થતાં અન્યો-અન્યમાં એકબીજાના ગુણધર્મ આવે છે. જળનો કંઇક ભાગ જ વિશુદ્ધ થાય છે. બાકીનો મૃત્તિકાનાં છિદ્રોમાં ધીરે ધીરે પ્રવેશે છે, અને તેને અધિક અધિક નરમ કરે છે. આથી મૃત્તિકા અથવા સુવર્ણનો આત્મા તેમાંથી ધીરે ધીરે બહાર નીકળવા સમર્થ થાય છે. આ આત્માનો અને વિશુદ્ધ જળનો સંયોગ થતાં કાળો રંગ દૃષ્ટિએ પડે છે. આ પરિણામ આવતાં ચાળીસથી પચાસ દિવસ લાગે છે.

અગ્નિથી બંને પદાર્થોમાં ક્રિયા શરુ થઈ ગયા પછી જો કાળો રંગ ન જણાય, તો પ્રયોગમાં કંઇક ભૂલ થઈ છે, એમ નિશ્ચય કરી પ્રયોગનો પુનઃ આરંભ કરવો આવશ્યક છે. કારણ કે આ ભૂલ ન સુધરી શકે એવી છે. જરા રાતો અથવા નારંગી રંગ જણાય તો પ્રયોગ કરનારે ખાસ કરીને ચેતવું જોઈએ, કારણ કે આરંભમાં જ જો રસસિદ્ધોના હંડામાં ( પાત્રમાં ) પૂર્વોક્ત રંગો જણાય છે તો પ્રયોગ કરનારે અધિક અગ્નિથી રસના તત્ત્વને બાળી નાંખ્યું છે અથવા બાળી નાંખે છે, એ સિદ્ધ થાય છે.

જરા આસ્માની અને જરા પીળા રંગો દર્શાવે છે કે મૃત્તિકાનું કહોવાણુ અને તેનો રસ હજી યથાર્થ થયાં નથી. કાળો રંગ એ જ મૃત્તિકાનું પૂરેપૂરૂ જળ થવાનું યથાર્થ ચિહ્‌ન છે. કાળો રંગ થવા માંડતાં મૃત્તિકાનું સૂર્યનાં કિરણોમાં ઉડતાં અણુઓકરતાં પણ વધારે સૂક્ષ્મ ચૂર્ણ થાય છે, અને આ સૂક્ષ્મ ચૂર્ણનું પછી જળમાં રૂપાંતર થાય છે.

પાત્રમાં નાખેલા પદાર્થોનો યથાર્થ સંયોગ થઈ કાળો રંગ થવો, તેને રસસિદ્ધો શનિના રાજ્યનો આરંભ થયો એમ કહે છે. જ્યારે સિંહ મરી જાય છે, ત્યારે કાગડાનો જન્મ થાય છે. પાત્રમાંનો પદાર્થ હવે કાજળજેવો એક સરખો કાળા રંગનો થયો હોય છે. તેમાં જીવનનું કોઈ પણ ચિહ્‌ન જણાતું નથી. સઘળું મૃત્યુની પ્રતિમારૂપ ભાસે

છે, અને તોપણ તે જોઈને પ્રયોગ કરનારનું હૃદય હર્ષથી ઉભરાઈ જાય છે. કવચિત્ કવચિત્ તમે પાતળી લાહીજેવા પરપોટા ઉઠતા જુઓ તો આનંદને પામજો, કારણ કે તે મૃત પદાર્થોમાં જીવનની સ્ફુર્તિ થવાનું ચિહ્ન છે. આ સમયે અગ્નિને ઘટિત પ્રમાણમાં રાખવો, એ બહુ જ અગત્યનું છે; કારણ કે જો તે જોઈએ તે કરતાં અધિક ઉગ્ર હોય છે, તો સઘળો ઘાણ ધૂળ મળી જાય છે. ચાળીશ દિવસ અને ચાળીશ રાત્રિ સંતોષથી બેશી રહેજો, અને માત્ર ધીમો તાપ આપજો. તમારા સુકોમળ પદાર્થને પાત્રને તળીયે પડયો રહેવા દેજો. ભવિષ્યમાં પ્રકટ થનાર સુંદર યશસ્વી શરીરનું એ ગર્ભસ્થાન છે, એવી દૃઢ આશામાં કાળને નિર્ગમન કરજો.

શનિની કારકીર્દિનો જ્યારે અંત આવે છે ત્યારે બૃહસ્પતિના રાજ્યનો આરંભ થાય છે. પાત્રમાં નાંખેલા મિશ્રણમાં કહોવાણ થયા પછી અને તેને તળીયે ગર્ભ રહ્યા પછી પુનઃ મિશ્રણના રંગમાં ફેરફાર થવા માંડે છે, તથા તેમાંથી વરાળો ઉંચે ચઢવા માંડે છે. બૃહસ્પતિની કારકીર્દિ માત્ર ત્રણ અઠવાડિયાં સુધી ચાલે છે. આ ટુંકી મુદ્દતમાં મિશ્રણમાં સર્વ પ્રકારના વર્ણો દૃષ્ટિએ પડે છે, તથા આકાશમાંથી વૃષ્ટિ થયા કરે છે. બૃહસ્પતિની કારકીર્દિના અંતના ભાગમાં વૃષ્ટિનાં ઝાપટાં વધતાં જાય છે, અને પાત્રની બાજુઓમાં જ્યારે બરફજેવી શ્વેત રેષાઓ જામી ગયેલી દૃષ્ટિએ પડે છે, ત્યારે પ્રયોગ કરનાર જાણે છે કે હવે બૃહસ્પતિના રાજ્યનો અમલ પૂરો થયો છે. આ ચિહ્ન તમારી દૃષ્ટિએ પડે ત્યારે પ્રસન્ન થજો, કારણ કે બૃહસ્પતિની કારકીર્દિ યશસ્વી પ્રકારે પૂર્ણ થવાનું એ લક્ષણ છે. આ પ્રયોગમાં તમારે ખાસ કરીને એટલી સાવધાનતા રાખવાની છે કે પોતાના માળામાંથી નીકળેલાં કાગડાનાં બચ્ચાં પાછાં માળામાં પ્રવેશી ન જાય. વળી રક્ત મૃત્તિકા હદઉપરાંત સુકાઈ ન જાય, અથવા જળથી અધિક તરબોળ ન થઇ જાય તે સંબંધમાં કાળજી રાખવાની છે. આટલા માટે તાપ ઘટે તેટલો જ આપ્યા કરજો.

ચોથા માસના અંતના ભાગમાં બૃહસ્પતિના રાજ્યની સમાપ્તિ થાય છે, અને ચંદ્રના રાજ્યનો આરંભ થાય છે. આરંભમાં પાત્રની બાજુમાં જ દ્વિતીયાનો ચંદ્ર ઉદય થયેલો દૃષ્ટિએ પડે છે, પણ જેમ જેમ ચંદ્રની કળા વૃદ્ધિને પામતી જાય છે, તેમ તેમ તમને સ્પષ્ટ થતું જશે કે બૃહસ્પતિની કારકીર્દિનો સર્વ સમય પ્રકૃતિ તત્ત્વને વિશુદ્ધ કરવામાં જ ગયો હતો. વિશુદ્ધ કરનાર પુરુષ તત્ત્વ અત્યંત શુદ્ધ અને પ્રકાશિત હોય છે, પણ જે સ્થૂલ શરીરની અર્થાત્ પ્રકૃતિ-

તત્ત્વની વિશુદ્ધિ કરવાની હોય છે, તે અત્યંત કાળું હોય છે. એ પ્રકૃતિ-તત્ત્વ શ્યામતાને ત્યજીને જ્યારે શ્વેતતાને ધારણ કરતું જાય છે, ત્યારે ભિન્ન ભિન્ન પ્રકારના પુષ્કળ રંગો દૃષ્ટિએ પડે છે. તે એકદમ પૂર્ણ શ્વેત થઈ જતું નથી. આરંભમાં તે માત્ર શ્વેત જ થાય છે, પણ પછી ક્રમે ક્રમે શ્વેતતા વધતી જાય છે, તે એટલે સુધી કે પાત્રમાંનું મિશ્રણ નેત્રને ઝંખવી નાખે, એવું શ્વેત પ્રભામય થઈ રહે છે. અત્યંત તેજસ્વી પ્રવાહી પારાજેવું સમગ્ર મિશ્રણ ભાસે છે. ચંદ્રનું રાજ્ય પણ ત્રણ અઠવાડીયાં જ પહોંચે છે. તેની કારકીર્દિમાં પાત્રમાંનો પદાર્થ ભિન્ન ભિન્ન પ્રકારનાં રૂપો ધરે છે. તે ક્ષણમાં પ્રવાહી થઈ જાય છે, તો ક્ષણમાં ઘટ્ટ જામી જાય છે. આ પ્રકારે દિવસમાં સેંકડો વાર તે રૂપ બદલે છે; કોઈ કોઈ પ્રસંગે તેનું સ્વરૂપ મત્સ્યનાં નેત્રો જેવું જણાય છે, તો કોઈ કોઈ વાર વૃક્ષની કોમળ ડાળીઓ અને પાંદડાંના આકારમાં તે દૃષ્ટિએ પડે છે. જ્યારે જ્યારે તમે તેને જુઓ છો ત્યારે ત્યારે તમને આશ્ચર્ય ઉત્પન્ન થયાવિના રહેતું નથી, પણ મુખ્યત્વે કરીને તો જ્યારે તે મિશ્રણના સૂર્યના કિરણજેવા, અત્યંત શોભાયમાન પણ ઘણાં જ સૂક્ષ્મ કણો પડી ગયેલાં તમારા જોવામાં આવે છે, ત્યારે તમારા આનંદનો અને આશ્ચર્યનો પાર રહેતો નથી. આ ધોળા કણ તે અન્ય કંઈજ નથી પણ રસસિદ્ધો જેને શુક્લ અમૃતરૂપ કહે છે તે છે. તેનું દર્શન દુર્લભ છે. ભાગ્યશાળીઓ જ તેને જોઇ શકે છે અને તેના દર્શનથી અપૂર્વ આનંદનો અનુભવ કરી શકે છે. પણ આ 'શુક્લ અમૃત રસ' હવે પછી જે અનુપમ ઉચ્ચ સ્થિતિએ તે પહોંચે છે, તેની સાથે સરખાવતાં કશી જ ગણનામાં નથી.

ચંદ્રના રાજ્યના અવધિએ શુક્રના રાજ્યનો આરંભ થાય છે. 'શુક્લ અમૃતરસ' ને તેના તે જ પાત્રમાં રહેવા દેવામાં આવે છે તો તે પુનઃ વાયુપરિણામશીલ અર્થાત્ હવામાં ઉડી જાય એવા ધર્મવાળો થાય છે, અને તેની પોતાની ભૂમિકામાં પૂર્ણ છતાં તેમાં અન્ય પ્રકારનો ઉચ્ચ ફેરફાર થવા માંડે છે, પણ જો તેને તમે પાત્રમાંથી બહાર કાઢી લો અને ઠંડો પડયા પછી પુનઃ અન્ય પાત્રમાં નાંખો તો તેમાં કશો-ઉચા પ્રકારનો ફેરફાર થતો નથી: તે જે સ્થિતિમાં હોય છે તેની તે જ સ્થિતિમાં રહે છે. શુક્રના રાજ્યમાં તાપઉપર ખાસ ધ્યાન આપવાનું છે; કારણ કે પૂર્ણ સ્થિતિએ પહોંચેલો અમૃતરસ પીગળી જાય એવો હોય છે, અને હદઉપરાંત તાપ આપવામાં આવે છે તો તે કાચજેવો થઈ જાય છે, અને પછી તેમાં કશો જ ફેરફાર કરી શકાતો નથી. ચંદ્રની કારકીર્દના મધ્ય ભાગથી તે શુક્રના રાજ્યના આરંભને દસ દિવસ થયા હોય છે તે સંધિમાં

ગમે તે સમયે આમ બનવાનો સંભવ આવે છે. તેથી પ્રયોગ કરનારે સાવધ રહેવું, અને મિશ્રણ ઘણું જ ધીરે ધીરે આગળ અને ઊર્ધ્વગામી જીવન તત્ત્વનો તેમાં પ્રવેશ થાય એવો ધીમો તાપ આપ્યા કરવો. પાત્રમાં જ્યારે જીવનતત્ત્વ ઉંચે ચઢે છે ત્યારે રસ પણ તેની જ સાથે ઉંચે ચઢે છે. તે પ્રસંગે તે વિવિધ નવીન રંગો ધારણ કરે છે. તેમાં જરા રતાશ પડતો લીલો રંગ મુખ્ય હોય છે. આ રંગ વીસમા દિવસ સુધી રહે છે. પછી તે નીલ વર્ણ ધારણ કરે છે; ત્યાર પછી સીસાના રંગ જેવો આસ્માની અને કાળો વર્ણ ધારણ કરે છે; અને શુક્રના રાજ્યની સમાપ્તિએ ફીકો જાંબુડીઓ રંગ ધારણ કરે છે. જ્યારે લીલો વર્ણ તમારી દૃષ્ટિએ પડે ત્યારે નિશ્ચય કરજો કે હવે મિશ્રણમાં સર્વોત્કૃષ્ટ જીવનતત્ત્વનું બીજક છે. અયોગ્ય તાપ આપીને લીલા રંગનો કાળો રંગ કરી નાંખતા નહિ. શુક્રના રાજ્યની મર્યાદા ચાળીશ દિવસની હોય છે.

શુક્ર પછી મંગળનું રાજ્ય પ્રવર્તે છે. જ્યારે મિશ્રણનો રંગ સહજ પીળો અથવા મેલો બદામી દૃષ્ટિએ પડે છે, ત્યારે મંગળની સત્તા પ્રવર્તી ચુકી છે, એમ રસસિદ્ધો કહે છે. પરંતુ આ રંગ દીર્ઘ સમય રહેતો નથી. પરિણામમાં મિશ્રણમાં મેઘ ધનુષ્યના અને મોરની પૂંછડીના સઘળા ક્ષણસ્થાયી વર્ણો જોવામાં આવે છે. હવે મિશ્રણ કંઈક સુકું થયું હોય એમ જણાય છે, અને ઘણે પ્રસંગે તેના ઉપર સોનેરી છાંટ જોવામાં આવે છે.

રસસિદ્ધો કહે છે કે આ સમયે માતાને તેના બાળકના ઉદરમાં પૂરી લેવામાં આવેલી હોય છે ત્યાં તે ફૂલે છે અને શુદ્ધ થાય છે. હવે મિશ્રણ અધિક શુદ્ધ થયેલું હોવાથી તેમાં કોઈ પણ પ્રકારનો મળ દૃષ્ટિએ પડતો નથી. પ્રસંગે કેટલાક ઓળખી ન શકાય એવા રંગો ઉપર તરી આવતા દેખાય છે. કેટલાક મધ્યસ્થ વર્ણો તો ઘડીકમાં દેખાય છે, અને ઘડીકમાં અદૃશ્ય થાય છે. આપણી પૃથ્વીમાં હવે છેલ્લામાં છેલ્લી વિશુદ્ધિની ક્રિયા ચાલે છે; અને તે ક્રિયાવડે તે પૃથ્વી સૂર્યના ફળને ગ્રહણ કરવાને અને તેને પરિપકવ કરવાને યોગ્ય થાય છે. આથી કરીને તમારે તાપનું પ્રમાણ મધ્યમ રાખવું. તેમ થતા મંગળની કારકીર્દિના લગભગ ત્રીશમે દિવસે મિશ્રણમાં નારંગીનો રંગ દૃષ્ટિએ પડશે, અને બે અઠવાડીયાં પૂરાં નહિ થાય એટલામાં તો પાત્રમાંનું બધું મિશ્રણ નારંગીયા રંગનું થઈ જશે.

મંગળના રાજ્યની સમાપ્તિએ સૂર્યના રાજ્યનો આરંભ થાય છે. સૂર્યના રાજ્યની સમાપ્તિએ પ્રયોગનો અવધિ આવે છે. સૂર્યના

રાજ્યનો આરંભ થતાં મિશ્રણનો વર્ણ સોનેરી થવા માંડે છે; અને તમારા મિશ્રણને પાન કરવા જે 'કુમારિકાનું દુધ' તમે આપો છો તે ઘેરા નારંગી રંગનું થતું જાય છે. આ સમયે તમારામાં અધૈર્ય અથવા તાલાવેલી ન પ્રકટે તેને માટે પરમેશ્વરની પ્રાર્થના કરજો. તમે આખા સાત માસ ધૈર્યથી પ્રયોગ પાછળ ગાળ્યા છે, તો હવે થોડા વખતને માટે તાલાવેલી કરી આરે આવેલું વહાણ ડુબાડવું, અને હાથમાં આવેલા ચિંતામણિને ગુમાવવો એ બેવકુફી ભરેલું છે. તેથી કરીને જેમ જેમ તમારો રસ પૂર્ણ કળાને પામતો જાય તેમ તેમ અધિક સાવધાન તથા ધૈર્યશીલ થતા જજો. થોડી વાર પછી પ્રથમ તમે નારંગી રંગનું જળ મિશ્રણઉપર ફુટી નીકળેલું જોશો. ત્યાર પછી તેમાંથી નારંગી રંગની વરાળ નીકળતી જોશો. અલ્પ સમયમાં મિશ્રણનો નીચેનો ભાગ નીલલોહિત વર્ણનો અને સહજ કાળાશ પડતા જાંબુડીયા રંગનો થતો જણાશે. ચૌદ અથવા પંદર દિવસપછી મિશ્રણ ઘણે અંશે આર્દ્ર અને ગુરુત્વવાળું થયેલું જણાશે, અને એમ છતાં હજી વાયુ તેને પોતાના ગર્ભભાગમાં ધારણ કરી રહ્યો હોય છે. સૂર્યના રાજ્યનો આરંભ થયા પછી છવીશમા દિવસે મિશ્રણ દિવસમાં સેંકડો વાર ઘડીકમાં પ્રવાહી અને ઘડીકમાં શુષ્ક રૂપ ધરે છે. પછી તે દાણાદાર થાય છે. વળી પાછું તે બંધાઈ જઈને એકઠું લોચાજેવું થાય છે, અને આ પ્રમાણે લગભગ એક પખવાડીયાસુધી તે વિવિધ રૂપોને ધરે છે. તોપણ અંતમાં એક દિવ્ય પ્રભા અકસ્માત્ મિશ્રણમાંથી વેગથી નિઃસરી આવે છે અને ત્યાર પછી ત્રણ દિવસે પ્રયોગનો અવધિ આવે છે. આ ત્રણ દિવસમાં સુવર્ણના અત્યંત તેજસ્વી કણોજેવા મિશ્રણમાં દાણા પડી જાય છે અને પછી તેમનો ઘેરો લાલ રંગ થઈ જાય છે. આ લાલ રંગ એટલો બધો ઘેરો હોય છે કે ઘનાવસ્થાને પામેલા અતિ શુદ્ધ રુધિરના જેવો તેનો કાળો રંગ દેખાય છે. આ પ્રકારની સ્થિતિને પ્રાપ્ત થયેલું મિશ્રણ એ જ રસસિદ્ધોનો 'રક્ત અમૃતરસ' છે. વિશ્વના સમગ્ર આશ્ચર્યકારક ચમત્કીરોમાં આ 'રક્ત અમૃતરસ' એ મોટામાં મોટો ચમત્કાર છે. એની તુલના જગતમાં કોઈ પણ ચમત્કાર કરી શકે એમ નથી.

કેટલાક રસસિદ્ધો ઉક્ત રસને 'સુવર્ણમય ઉન' કહે છે. તેઓ કહે છે કે આ 'ઉન' ત્રણ મસ્તકવાળા નાગથી રક્ષાયલું છે. એ નાગનું એક માથું જળમાંથી, બીજું પૃથ્વીમાંથી, અને ત્રીજું હવામાંથી નીકળે છે. પ્રયોગ કરનારે આ ત્રણ માથાંને જોડીને માત્ર એક માથું કરવું જોઇએ, એમ થતાં બીજા સર્વે નાગનું ભક્ષ કરવાને તે સમર્થ થશે.

આ રૂપકનું રહસ્ય સ્પષ્ટ થવા પરમેશ્વરની સાચી ભક્તિપૂર્વક પ્રાર્થના કરો, અને તે કૃપાળુ પરમાત્મા કૃપા કરી આ 'સુવર્ણમય ઉન' તમને આપે તો તેમના મહિમાનો જગતમાં વિસ્તાર કરવામાં અને તમારૂં તથા તમારા જાતિ બંધુઓનું કલ્યાણ કરવામાં તેનો સદુપયોગ કરજો.

પ્રિય પુત્ર તથા પુત્રિ! રસ એ શું છે તે ક્યા પદાર્થોનો બને છે, કેવા વિધિથી બને છે, તેથી કેવા કેવા લાભ થાય છે તથા કેવા લક્ષણવાળો મનુષ્ય તેને પ્રાપ્ત કરી શકે છે, એ સર્વ મેં તમને સંક્ષેપમાં કહ્યું છે. આ સંબંધમાં વિસ્તારવાળા અનેક ગ્રંથો છે, પણ તે સર્વનો સાર આ સંક્ષિપ્ત ગ્રંથમાં આવી જાય છે. હવે માત્ર થોડા અંતનાં વચનો કહીને આ અત્યંત ઉપયોગી શાસ્ત્રની હું સમાપ્તિ કરીશ.

મનુષ્યોનો મોટો ભાગ આજે આ શાસ્ત્રને ખોટું માને છે, તેઓ તેની ઉપપત્તિ જે કારણોથી સ્વીકારી શકતા નથી તે કારણો નીચે પ્રમાણે છેઃ—

૧. પ્રથમ તો આ વિદ્યાનું સ્વરૂપ, તથા તેથી થતા લાભ સમજવા જેવું તેમનામાં બુદ્ધિસામર્થ્ય હોતું નથી. તેઓ અમૃતરસને ડૉક્ટરો અથવા રસાયણશાસ્ત્રીઓ જેમ કેટલાક પદાર્થોને એકઠા કરી ઉકાળો અથવા ગોળી બનાવે, તેના જેવો સામાન્ય રાસાયણિક ઉકાળો માને છે અને તેથી તેઓ જુના રસશાસ્ત્રીઓના ગ્રંથોમાં અલંકારિક ભાષામાં લખેલા પદાર્થોને એકઠા કરી તેમને ભઠ્ઠીઉપર ચઢાવી તેમના ઉપર વિવિધ પ્રકારના પ્રયોગો કરે છે, અને પરિણામમાં નિષ્ફળતા અનુભવે છે.

૨. અન્ય કેટલાક યથાર્થ શોધ કર્યા વિના આ વિદ્યા ખોટી છે એવું મૂળથી માની બેઠા હોય છે, અને તેથી આ વિદ્યાની સત્યતામાં તેમને શ્રદ્ધા ન હોવાથી તેઓ તેમને સિદ્ધ કરવાનો લેશ પણ પ્રયત્ન કરતા નથી. આવા મનુષ્યોને આ વિદ્યા સાચી છે એવું કહેવામાં આવતાં તેની સત્યતાનું તેઓ પ્રત્યક્ષ પ્રમાણ માગે છે. રસવડે લોહનું સુવર્ણ અમારી સમક્ષ જ્યાં સુધી કરી બતાવો નહિ તથા અસાધ્ય વ્યાધિઓને અમારી દૃષ્ટિઆગળ મટાડી બતાવો નહિ ત્યાં સુધી મોંના ફડાકાથી અમે કદી માનવાના નહિ. એ પ્રકારનાં વચનો આ વિદ્યાની સત્યતા પ્રતિપાદન કરનારઆગળ તેઓ સર્વદા વદે છે. તેઓ વિસરી જાય છે કે જ્યાં સુધી અશ્રદ્ધાવાન્ પોતાની અશ્રદ્ધા અને સંશયને જીતતો નથી અને સ્વપ્રયત્નથી આ વિદ્યાની સત્યતા સિદ્ધ કરતો નથી ત્યાં સુધી જે પ્રત્યક્ષ પ્રમાણ તે માગે છે તે તેને મળવાનો કેવળ અસંભવ છે. આ વિદ્યાની સત્યતા પ્રત્યક્ષપ્રમાણવડે અન્યને કોઈ રસ-

સિદ્ધિ મહાત્મા ક્વચિત્ જ દર્શાવે છે. રસસિદ્ધિશાસ્ત્રમાં નિયમથી એમ કરવું એ કેવળ વિરુદ્ધ છે.

૩. કેટલાક મનુષ્યો પ્રયત્ન અને આગ્રહની ન્યૂનતાને લીધે આ વિદ્યાની સિદ્ધિ અનુભવી શકતા નથી. ખરૂં છે કે આમ થવામાં અશ્રદ્ધા સંશય વગેરે ઉપર કહેલા હેતુઓ કારણરૂપ છે, એમ છતાં આ મનુષ્યોને આ વિદ્યાની ખરી મહત્તા જો સમજવામાં આવે અને આ વિદ્યા સાચી અને પ્રયત્નથી સિદ્ધ થાય એવી છે એમ જો ખાતરી થાય તો તેઓ સર્વ પ્રતિબંધોનો લય કરી અવસ્ય પ્રયત્નશીલ થાય. એ વિદ્યાને સિદ્ધ કરવા પાછળ, તન મન અને ધન નહિ અર્પવામાં તેઓ જે અનેક બહાનાં બતાવે છે, તેનું કારણ ઉપર કહ્યું તે જ છે, અને તે એ કે તે વિદ્યાની મહત્તાનું અજ્ઞાન તથા તેની સત્યતામાં સંપૂર્ણ શ્રદ્ધાની ન્યૂનતા.

હજાર અથવા બે હજાર રુપૈયાની વંશપરંપરાની વાર્ષિક આવક પ્રાપ્ત થવાનો સંભવ હોય છે તો મનુષ્યો તે પ્રાપ્ત કરવા પાછળ પોતાનું સર્વસ્વ અર્પી દેવા તૈયાર થાય છે તો ઇચ્છાનુકૂળ આયુષ, વ્યાધિમાત્રઉપર જય તથા હલકી ધાતુમાત્રને સુવર્ણમાં રૂપાંતર કરવાના સામર્થ્યને મળવાની ખાતરી થતાં મનુષ્યો શું ન કરે ? સર્વ કરે; પણ અશ્રદ્ધા એ મનુષ્યોને આ વિદ્યાની સિદ્ધિમાં આજસુધી મહાપ્રતિબંધરૂપ થઈ પડી છે.

જેઓને આ વિદ્યાની મહત્તા સમજાતી નથી, અને તેને પ્રાપ્ત કરવા માટે જેઓ પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેવા તૈયાર હોતા નથી, તેઓ નિઃસંશય આ વિદ્યાને પ્રાપ્ત કરવાના અધિકારી નથી. ધન, ગૃહ, ખાનપાનાદિ વિભવો, સ્ત્રિ, પુત્ર, સંબંધીઓ વગેરેને જેઓ જ્ઞાનને માટે, પ્રસંગ પડે, સાપની કાંચળીની પેઠે ઉદ્વેગરહિતપણે ત્યજી દેવાને તત્પર હોય છે, તેઓના જ કંઠમાં જ્ઞાનદેવી વરમાળા આરોપે છે. [redacted] ચિંતામણિ મર્કટને પ્રાપ્ત થતો નથી, તેમ વિવેકવિચારશૂન્ય, સદ્ગુણહીન, મૂર્ખ મનુષ્યોને આ વિદ્યા પ્રાપ્ત થતી નથી, તે ઈશ્વરી બક્ષીસ છે, અને ઈશ્વરના અનુગ્રહપાત્ર સત્પુરુષોને જ મળે છે. જેઓ સદ્ગુણાદિએ કરીને ઈશ્વરસદૃશ થાય છે, તેઓ જ તેને પ્રાપ્ત કરી શકે છે. આ વિદ્યાને પ્રાપ્ત કરવા ઇચ્છનાર પ્રત્યેક સાધકના હૃદયમાંથી નિરંતર આ પ્રકારની પ્રાર્થના નિઃસરવી જોઈએ કે 'હે પ્રભો ! આપની આવી અનુપમ બક્ષિસ પ્રાપ્ત કરવા માટે મારામાં જે યોગ્યતા જોઈએ તે આપ કૃપા કરીને મને આપો તથા તેનો ઉપભોગ કરવામાં જે દક્ષતા જોઈએ તે પણ મને અર્પવા કૃપા કરો.'

પુનઃ પુનઃ સ્પષ્ટ કરવામાં આવે છે કે આ વિદ્યા વૈખરી વાણીવડે કોઈને કદી શીખવવામાં આવતી નથી. અધિકાર આવ્યે પ્રત્યેક સાધકના અંતઃકરણમાં તે સ્વતઃ સ્ફુરે છે.

એ એક સિદ્ધ વાર્તા છે કે 'ગમે તેવો અગમ્ય અને ગૂઢ વિષય હોય તોપણ જો મનુષ્ય તેનું જ્ઞાન મેળવવા આગ્રહથી મચ્યો રહે છે, અને હિંમત હાર્યાવિના તે અગમ્ય વિષયમાં પોતાના મનને દીર્ઘકાળપર્યંત એકાગ્ર કર્યા કરે છે, તો અંતમાં તે વિષયનું તેને સાંગોપાંગ જ્ઞાન થયા વિના રહેતું નથી,' અને આમ છતાં કરોડોમાં કોઈક જ મનુષ્ય આ વાર્તાની સિદ્ધિ પોતાના જાતિઅનુભવથી કરે છે. એકાગ્રતાથી આમ લાભ થાય છે, અને તેમ લાભ થાય છે, એવી વાતો કરનાર મનુષ્યોનાં ટોળે ટોળાં જોવામાં આવે છે, પરંતુ દીર્ઘકાળપર્યંત એકાગ્રતાને આગ્રહથી સેવી વસ્તુસિદ્ધિ કરનાર એક પણ મનુષ્ય ક્યાંહિ પણ જોવામાં આવતો નથી.

જ્યારે દીર્ઘકાળપર્યંત એકાગ્રતા સેવાય છે ત્યારે જેમ ગાઢ અંધકારમાં અકસ્માત્ વિદ્યુતનો ચમકારો થાય તેમ અગમ્ય વિષયઉપર એકદમ પ્રકાશ પડે છે, અને સર્વ જેમ હોય છે, તેમ સમજાય છે. આ દેશના તથા અન્ય દેશના, આ કાળના તથા પૂર્વ કાળના સર્વ મહાપુરુષો એક સ્વરે આ પ્રકારનો અનુભવ પ્રકટ કરે છે.

આ અદ્દ્ભુત જ્ઞાનનો પ્રકાશ ક્યાંથી આવે છે ? પ્રત્યેક મનુષ્યના હૃદયમાં રહેલા તેના અંતર્યામી ઈશ્વરસ્વરૂપ આત્મામાંથી કે જે આત્માને આદિ નથી તથા અંત નથી, તથા જેનામાં જે જોઈએ તે સર્વ રહ્યું છે.

ગ્રંથો વાંચવાનો હેતુ શ્રદ્ધાને દૃઢ કરવાનો તેમ જ જે વિષયનું જ્ઞાન મેળવવાનું હોય છે, તે વિષયમાં મતિને કુશળ કરવાનો હોય છે. ઈપ્સિતાર્થની સિદ્ધિ થતાં પર્યત જેઓ નિરંતર વાંચતાં નથી, તેઓ ક્વચિત્ જ લક્ષ્યસ્થાને પહોંચે છે. અનુભવી મહાપુરુષોના અનુભવનું ગ્રંથોમાં કથન કર્યુ હોય છે, અને જેમને શ્રવણ કરવાને કર્ણ હોય છે તેમને મેઘના જેવા નાદથી મહાપુરુષો પોતાના ગ્રંથોમાં વસ્તુનો સ્ફુટ બોધ કહે છે. પરિણામમાં જ્યારે મતિમાંથી અજ્ઞાનાંધકારનો નાશ થઈ રહસ્યનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે સાધકને માત્ર આશ્ચર્ય જ થાય છે કે અહો ! રહસ્ય આટલું સરળ અને સાદું છતાં, નિરંતર મારી દષ્ટિસમીપ પ્રત્યક્ષ રહેલું છતાં અને પ્રત્યેક ઇંદ્રિયથી સહજ સમજાય એવું છતાં આટલા દીર્ઘકાળસુધી તે મારા લક્ષમાં કેમ ન આવ્યું, તથા મને કેમ ન સમજાયું ?

જેમને ઈશ્વરાનુગ્રહથી ' રક્ત અમૃતરસ ' ની સિદ્ધિ થાય તેમણે મૃત્યુના ભયથી કંપવાનું નથી. વિશ્વમાં એવો એકે પદાર્થ નથી કે જેના ઉપર તેનું સામ્રાજ્ય ન પ્રવર્તી રહે. જે મહાફળના આ પુરુષો ભોક્તા થાય છે, તે ફળને સામાન્ય મનુષ્યની દૃષ્ટિએ જોયું નથી, કર્ણે સાંભળ્યું નથી અને બુદ્ધિએ કલ્પના કરી નથી. ઈશ્વરનો અનુગ્રહ કયા કયા શુભ ફળને નથી પ્રકટાવતો ?

પરમાત્મા આ મહા ફળના તમને અધિકારી અને ભોક્તા કરો એવી શુભેચ્છાપૂર્વક આ સર્વસિદ્ધિપ્રદ લઘુ લેખની સમાપ્તિ કરું છું.

**इति शिवम् ।**

ગ્રંથ પૂર્ણ થયો. હું વિચાર કરવા લાગ્યો, અહો ! આ મેં શું વાંચ્યું ! આ રસસિદ્ધિની વિદ્યા એ અહો ! કેવી અદ્દભુત વિદ્યા છે ! શું એ સાચી વિદ્યા હશે ? અરે પણ હું શા માટે શંકા કરું છું ? ગુરુનાં વચનોમાં શંકા કરવાનું મને આજ સુધી શું એક પણ કારણ મળ્યું છે ? અને જે અનર્ગળ દ્રવ્ય આજે મારા ઘરમાં મારી સમીપ પડયું છે, એ શું રસસિદ્ધિની સત્યતાનો પ્રત્યક્ષ પુરાવો નથી ? ત્યારે વ્યર્થ શંકા કરી શા માટે મારે અનધિકારી થવું ? નિઃસંશય આ વિદ્યા સાચી જ છે. ગુરુ જેવા અસાધારણબુદ્ધિવિભવસંપન્ન મહાપુરુષને ખોટો ગ્રંથ લખવાનું શું પ્રયોજન ?

અહો ! આ વિદ્યાનું કેવું અદ્દભુત ફળ છે ! એક રસસિદ્ધ મહાત્મામાં અને કુબેર ભંડારીમાં અથવા લક્ષ્મીપતિ વિષ્ણુમાં શો તફાવત ! મારા દેશના અનેક હિતચિંતક પુરુષો, આ દેશ નિર્ધન થતો જાય છે, અને પરદેશીઓ સર્વ દ્રવ્ય સમુદ્રપાર તાણી જાય છે, તેની વ્યર્થ ચિંતા કહે છે. એક જ રસસિદ્ધ પુરુષ આખા ભરતખંડને પુનઃ સુવર્ણથી ભરી દેવા બસ છે. પૂર્વકાળમાં ભરતખંડમાં અપાર સમૃદ્ધિ હોવાનું, સુવર્ણનાં અને મણિરત્નોનાં ભવનો હોવાનું અને કોઈ કોઈ યજ્ઞોમાં બ્રાહ્મણોને સુવર્ણના ઢગલે ઢગલા દાનમાં આપ્યાનું જે ગ્રંથોમાં વાંચીએ છીએ, તે આ રીતે અતિશયોક્તિ કેમ જ ગણાય ?

અરે ! પણ આ વિદ્યા મારે સિદ્ધ શી રીતે કરવી ? ગુરુનો આખો ગ્રંથ હું વાંચી ગયો, પણ મુદ્દાનો વિષય મને જરા પણ સમજાયો નહિ. રસ શાનો બને છે, એ સંબંધીનું વર્ણન તો મને ગુજરાતીમાં લખેલું છતાં જાણે દ્રાવિડી કે કર્ણાટકી ભાષામાં લખ્યું હોય તેવું ભાસ્યું ! હશે, પણ હવે મારે અકળાવાનું પ્રયોજન નથી. આજ સુધી આ વિદ્યાસંબંધી હું ક્યારે કશું જાણતો હતો ? પરમેશ્વરે કૃપા કરી ગુરુને મેળવ્યા, અનર્ગળ દ્રવ્ય આપ્યું, પ્રયત્નથી પણ ન મળે

એવી સર્વશુભગુણસંપન્ન, તથા અપ્રતિમ રૂપલાવણ્યયુક્ત પત્ની આપી, મારી નાસ્તિકતા ટાળી, તથા અંતમાં આ વિદ્યાપ્રતિ મારી અભિરુચિ તથા તેને પ્રાપ્ત કરવાની તીવ્ર આતુરતા ઉત્પન્ન કરી, તો ક્રમે ક્રમે તે વિદ્યાનું સરહસ્યજ્ઞાન પણ તે મને આપવા કેમ કૃપા નહિ કરે? અવશ્ય કરશે.

આ પ્રકારના વિવિધ વિચારો કરતાં મેં ઘડિયાળસામું જોયું. બાર વાગવામાં બે ચાર મિનિટ જ બાકી હતી. અહો! આજે હું બહુ જ જાગ્યો. આ ગ્રંથ વાંચવામાં મને કેટલો સમય ગયો તે પણ સમજાયું નહિ. હશે, હવે સત્વર નિદ્રાવશ થવું જ જોઇએ; એમ વિચારી દીપક ઓલવી હું જળપાન કરી શય્યામાં સૂતો, તથા ગુરુને તથા પરમાત્માને નમસ્કાર કરી વિવિધ આનંદના વિચારોમાં નિદ્રાવશ થયો.

## પ્રકરણ ૧૩.

### યોગિનીનું પત્ર.



પ્રાતઃકાળે હું નિત્યકરતાં જરા મોડો ઉઠયો. રસસિદ્ધિના વિચારો હજી મારા મગજમાં ઘોળાયા કરતા હતા. સર્વ પ્રકારના પ્રયત્નથી આ વિદ્યાને સિદ્ધ કરવી, એવો મેં દૃઢ સંકલ્પ કર્યો હતો. પરંતુ જે માર્ગે મારે જવું હતું તેથી હું કેવળ અજાણ્યો હતો. મને વિચાર આવવા લાગ્યા કે 'અરે! મારી પ્રિય યોગિની આ સમયે મારી સમીપ હોત તો મને કેટલી મદદ મળત. મારે શું કરવું, તે હું તેને પૂછત, અને તે તત્કાળ ગુરુને પૂછત, અને આ અગમ્ય અંધકારમય માર્ગઉપર ગુરુ અવશ્ય કંઇક પ્રકાશ નાંખત. પણ ગુરુને મારી આતુર ઇચ્છા કંઈ અજ્ઞાત નથી. તો પછી શામાટે મારે આકુળવ્યાકુળ થવું? અધૈર્ય અને વ્યાકુળતા, એ કંઈ કાર્યસિદ્ધિના ઉપાય નથી. ઉલટું અધૈર્ય અને વ્યાકુળતાથી અસંખ્ય મનુષ્યોએ પોતાને પ્રાપ્ત થનાર ઉત્તમ ફળનો વિનાશ કર્યો છે. મારા જેવા અપાત્રને પરમેશ્વરની અને ગુરુની કૃપાથી જ્યારે આટલું પ્રાપ્ત થયું છે, તો બાકીનું કેમ નહિ મળે? શ્રદ્ધાવાનને સર્વ મળે છે, એવું વૃદ્ધ પુરુષો કહે છે, માટે હવે તો યથાપ્રાપ્ત પ્રયત્નને સેવતાં, યોગ્ય સમયે ફળ અવશ્ય મળશે જ, એવી દૃઢ શ્રદ્ધાને ધરતાં શાંતિથી કાળને નિર્ગમન કરવો, એ જ યોગ્ય છે.

આ પ્રકારના વિવેક વિચારથી મનમાં પ્રકટેલા અધૈર્યને શમાવી હું મારા નિત્ય કર્તવ્યમાં જોડાયો.

ગુરુની આજ્ઞાપ્રમાણે મારે જે ઘર બાંધવાનું હતું, તેની વ્યવસ્થામાં હવે હું અવકાશનો સમય ગાળવા લાગ્યો. મેં તે માટે જોઈતી જમીન ખરીદી, અને કુશળ મનુષ્યોદ્વારા ગુરુની આજ્ઞાનુસાર એક સુંદર ઘર બંધાવવા માંડયું.

દિવસે કામકાજમાં ગુંથાયલો રહેતો હોવાથી મને યોગિનીનું બહુ વેગથી સ્મરણ થતું ન હતું પણ જ્યારે જ્યારે હું કાર્યથી નિવૃત્ત થતો, ત્યારે મને પ્રબળપણે સ્મરણ થયા વિના રહેતું નહિ. હું અઠવાડીયામાં બે પત્ર યોગિનીને લખતો, પણ દિવસઉપર દિવસ વહી ગયા છતાં હજી તેના હસ્તનો એક અક્ષર પણ જોવા ભાગ્યશાળી થયો ન હતો. યોગિની કુશળ છે, અને તેનો અભ્યાસ બહુ પ્રશસ્ય પ્રકારે ચાલે છે, એવાં સાવિત્રીબાઈનાં બે ત્રણ પત્રો આવ્યાં હતાં, એ ખરૂં છે, તો પણ યોગિનીના કરકમલથી અંકિત પત્રોનો સ્પર્શ, દર્શન, તથા અવલોકન કરવા મારી આતુરતા પ્રતિક્ષણ વધતી જતી હતી. આ પ્રમાણે ત્રણેક અઠવાડીયાં વહી ગયા પછી એક દિવસે પ્રાતઃકાલે સ્નાન વગેરેથી નિવૃત્ત થઈ જેવો હું નીચે મારા દવાખાનામાં જતો હતો, તેવા જ મારા નોકરે મારા હાથમાં, ટપાલમાંથી આવેલા કેટલાક કાગળો મૂકયા. સૌથી ઉપરના એક ભારે કાગળના પરબીડીયાપરના અક્ષરો જોઈને મારા હર્ષનો પાર રહ્યો નહિ. યોગિનીના મોતીના દાણાજેવા સુંદર અક્ષરો મેં ઓળખ્યા, અને તત્કાળ પાછો ઘરમાં આવ્યો. હું એક આરામ ખુરસીઉપર બેઠો, અને ધડકતે હૃદયે અને ધ્રુજતે હાથે કાગળનું પરબીડીયું ફોડીને નીચે પ્રમાણે વાંચવા લાગ્યો:—

**પ્રિય પતિ !**

તમારાં ઘણાં પત્રો આવ્યા છતાં, આજે હું તમને પત્ર લખું છું, તેથી તમે મને આળસુ તથા કર્તવ્યમાં પ્રમાદી ગણતા હશો, પરંતુ આ પત્ર લખવાં પૂર્વે ત્રણ ચાર વાર તમને પત્ર લખવા મેં કલમ લીધેલી, પણ પ્રત્યેક પ્રસંગે ગુરુતરફથી મને ' હમણાં નહિ ' એવો સંદેશો આવ્યા કરવાથી, તમને લખવાની મારી ઇચ્છા છતાં, મારે મારી કલમને નીચે મુકી દેવી પડી હતી. આજે સવારે ઇષ્ટનું ધ્યાનચિંતન કરી જેવી હું ઉઠી કે તત્કાળ ' આજે પત્ર લખ,' ' આજે પત્ર લખ' 'આજે પત્ર લખ,' એવો સંદેશ ત્રણવાર વીજળીના ઝબકારાની પેઠે મારા મગજમાં ઓચિંતો સ્ફુરવાથી હું બીજાં સર્વ કામ પડતાં મૂકી હમણાં જ આ પત્ર તમને લખવા બેઠી છું.

મારા આખા જન્મમાં કોઇને કદી પણ પત્ર લખવાનો મારે પ્રસંગ આવ્યો નથી, તેથી પત્ર કેવી રીતે લખાતો હશે, તે હું જાણુતી નથી, તોપણ જેમ મારા સર્વ વ્યવહારના નેતા મેં ગુરુને માન્યા તથા જાણ્યા છે તેમ આ વ્યવહાર પણ તે જ જેમ ઘટે તેમ ચલાવશે, એવા નિશ્ચયથી હું સંકોચ તથા સંશયને ત્યજું છું.

હું શું શીખું છું, તથા મારો અભ્યાસ કેવો ચાલે છે, એ વગેરે જાણવાની ઇચ્છા તમને હોય એ સ્વાભાવિક છે; પરંતુ પત્રથી તેનું સ્વરૂપ જેટલું તમને સ્પષ્ટ થવું શક્ય છે તેના કરતાં અન્ય પ્રકારે સ્પષ્ટ થવું અધિક શક્ય હોવાથી, મિથ્યા શબ્દજાળ ગુંથવી મેં પ્રિય ગણી નથી. કારણ કે આત્માવડે આત્મામાં રહેલું સ્વભાવસિદ્ધ જ્ઞાન જેવું અને જેટલું જાગ્રત્ થાય છે તેવું શબ્દોની ગુંથવણીથી કદી થતું નથી. લખેલા શબ્દો જડ છે, અને જ્ઞાન ચૈતન્યમય છે, અને લખેલા શબ્દોવડે યદ્યપિ જ્ઞાન થતું ઘણીવાર જોવામાં આવે છે તો-પણ ત્યાં હેતુ શબ્દ નથી, પણ શબ્દમાં ઓતપ્રોત થયેલો લેખકનો આત્મા છે. આમ છતાં પૂજ્ય સાવિત્રીબાઇથી મને પ્રબોધવામાં આવેલા એક અત્યંત મહત્વના વિષયને આજના પત્રમાં આપના સમક્ષ નિવે-દન કરવા મારી વૃત્તિમાં ઉઠતા વેગને હું રોકી શકતી નથી.

હે ઇશ્વર ! હું આપને ઇશ્વર શબ્દથી સંબોધું છું તેથી આપને આશ્ચર્ય તો થશે, તથાપિ આ પત્ર પૂર્ણ થતાં આપનું આશ્ચર્ય શમી જશે, અને મેં કરેલો એ શબ્દનો પ્રયોગ સકારણ તથા આપણા ઉભયના કલ્યાણનો સાધક છે, એ આપને સ્પષ્ટ થયા વિના રહેશે નહિ. મને જે મુખ્ય ઉપદેશ અત્ર આપવામાં આવ્યો છે, તથા હજી પણ પ્રસંગોપાત્ત અપાય છે, તે એ છે કે સ્ત્રિએ પોતાના ધર્મથી પ્રાપ્ત પતિમાં નિરંતર ઇશ્વરબુદ્ધિ કર્યા કરવી. પતિ સદ્‌ગુણવિનાનો હોય, વિદ્યારહિત હોય, શરીરે રોગી હોય નિર્ધન હોય. તથા વિવિધ અપ-લક્ષણોથી યુક્ત હોય તો પણ પોતાનું કલ્યાણ ઇચ્છનારી કુલવતી સ્ત્રિએ પતિના કોઇ પણ દોષપ્રતિ લક્ષ ન આપતાં પોતાના પતિમાં નિરંતર ઇશ્વરસમાન સર્વ સદ્‌ગુણ છે એમ માનવું, તથા તે પ્રમાણે વર્તવું, તે ઇશ્વરની પેઠે સર્વ પ્રકારની વિદ્યાથી વિભૂષિત છે, તથા સર્વજ્ઞ છે, તથા પ્રત્યેક વ્યવહારમાં ખરા મનથી તે પ્રમાણે તેની સાથે વર્તવું, તે શરીરે કેવળ રોગરહિત છે તથા ઇશ્વરની પેઠે અજર અને અમર છે, એમ બળાત્કારથી મનપાસે મનાવવું તથા તે માનવા પ્રમાણે પોતાનું તેની સાથેનું વર્તન રાખવું; અને તે જ પ્રમાણે તે ઇશ્વરતુલ્ય સમૃદ્ધિથી યુક્ત છે, એમ માનવાનો, જોવાનો તથા અનુભવવાનો પ્રયત્ન આગ્રહથી નિરંતર સેવ્યા કરવો, એના જેવું

એક કલ્યાણકારક વ્રત સ્ત્રિને માટે બીજું કોઈ છે નહિ, થયું નથી, અને હોવું સંભવતું નથી. આ વિશ્વમાં એવું એક પણ કલ્યાણ, એક પણ શુભ, એક પણ ઐશ્વર્ય, સ્વલ્પમાં એવું એક પણ હિત નથી, જે પોતાના પતિને ખરા મનથી ઈશ્વરતુલ્ય માનનાર તથા જાણનાર સ્ત્રિને ન મળે. એવો પૂર્વના ઋષિમુનિઓનો તથા વર્તમાન કાળના યોગતત્ત્વવિત્ પુરુષોનો અન્યથા ન કરી શકાય એવો અચળ સિદ્ધાન્ત છે; અને તેથી આર્યશાસ્ત્રો સ્ત્રિઓને પોતાના પતિને સર્વ પ્રકારના પ્રયત્નથી ઈશ્વરતુલ્ય ગણવા સ્થળે સ્થળે એક સ્વરે પ્રબોધે છે.

હે સર્વજ્ઞ! આર્યશાસ્ત્રોનો આ ઉપદેશ કયાં કારણોથી ખરો છે, તે આપ ઈશ્વરને તો અજાણ્યું નથી જ, તેથી આપને અર્થે નહિ, પણ આ વિષયમાં શંકાશીલ આ કાળનાં અનેક સામાન્ય મતિનાં મનુષ્યોને અર્થે આ કારણોમાંથી કેટલાંક કારણો આજના પત્રમાં હું આપના આગળ નિવેદન કરવાનું જે સાહસ કરૂં છું, તેને માટે આપ ક્ષમાસાગર મને ક્ષમા આપશો.

સ્ત્રિઓને પોતાના પતિમાં પરમેશ્વરબુદ્ધિ ધરવાનો આર્યશાસ્ત્રો આગ્રહથી જે ઉપદેશ આપે છે તે આપવામાં એક પક્ષથી જેમ સ્ત્રિઓનું અસાધારણ કલ્યાણ થવાનો સંભવ ઉત્પન્ન થાય છે એ વાર્તાને અધ્યાત્મશાસ્ત્રનાં નિગૂઢ તત્ત્વોને ન જાણનાર આજનો કેળવાયલો વર્ગ ન જાણે એમાં આશ્ચર્યજેવું નથી, કારણ કે ભૌતિકશાસ્ત્રનું નિરંતર પરિશીલન કરનારને અધ્યાત્મશાસ્ત્રનાં રહસ્ય સહજ સ્પષ્ટ થવાં સંભવતાં નથી.

આજનો કેળવાયલો વર્ગ ઈશ્વર શું છે, એ લેશ પણ ન જાણતાં છતાં પતિને સ્ત્રિએ ઈશ્વરસમ ગણવો, એ વચન સાંભળી ભડકી ઉઠે છે. બે હાથ અને બે પગવાળો તથા અલ્પ સામર્થ્ય અને અલ્પજ્ઞાનવાળો મનુષ્ય ઈશ્વરસમ શી રીતે હોય તે તેમની બુદ્ધિમાં ઉતરી શકતું નથી, અને તેથી આર્યઋષિમુનિઓએ મિથ્યા પુરુષોનું મહત્ત્વ વધાર્યું છે, અને સ્ત્રિઓને હલકી ગણી પોતાના પતિને ઈશ્વર ગણવાની આજ્ઞા બળાત્કારથી તેમને માથે ઓઢાડી દીધી છે, એમ તેઓ માને છે. પરંતુ અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ ન કરવાથી જ તથા તેના રહસ્યને તત્ત્વવિત્ પુરુષોપાસેથી જાણવાનો પ્રયત્ન ન સેવવાથી જ, પૂર્વના ઋષિમુનિઓનો સ્ત્રિઓને આવી આજ્ઞા કરવામાં કેટલો કલ્યાણકર હેતુ હતો, તે તેમને સ્પષ્ટ થતું નથી. અધ્યાત્મશાસ્ત્ર જેમ આર્ય પ્રજાના હાલમાં વહેમ જેવા ગણાતા અનેક આચારવિચારની નિર્દોષતા તથા કલ્યાણકારકતા સિદ્ધ કરે છે, તેમ સ્ત્રિએ

પતિને ઈશ્વરતુલ્ય ગણુવાની આર્યશાસ્ત્રો જે આજ્ઞા કરે છે તેમાં કેટલી નિર્દોષિતા તથા કલ્યાણુકારકતા રહેલી છે તે પણુ સિદ્ધ કરે છે.

અધ્યાત્મશાસ્ત્ર ડિંડિમ વગાડીને કહે છે કે આ આખું જગત્ પરમેશ્વર સ્વરૂપ છે. પરમેશ્વર પોતે જ આ જગતસ્વરૂપે ભાસે છે અને એમ હોવાથી જગત્‌ને અથવા જગત્‌ના કોઈ પણુ પ્રાણી-પદાર્થને પરમેશ્વરરૂપે જોનાર અયોગ્ય પ્રવૃત્તિ કરતો નથી, પણુ યોગ્ય પ્રવૃત્તિ જ કરે છે. આમ હોવાથી એક મનુષ્યમાં કોઈ અન્ય મનુષ્ય ઈશ્વરબુદ્ધિ કરે તો તેમાં તે મોટું પાપ કરે છે, એવું કાંઈ જ નથી.

ભૌતિકશાસ્ત્રના સિદ્ધાંતપ્રમાણે આ જગત્‌ના સ્થૂલ સૂક્ષ્મ પદાર્થો પરમાણુના ભિન્ન ભિન્ન પ્રકારના સંયોગથી રચાય છે, એમ જાણુનાર કોઈ મનુષ્ય પ્રત્યેક પદાર્થમાં પરમાણુવિના બીજું કશું જ નથી, એમ માને તો તેના તે માનવાને બુદ્ધિમાનો જેમ નિર્દોષ ગણે છે, તેમ અધ્યાત્મશાસ્ત્રના સિદ્ધાંતપ્રમાણે પરમેશ્વર જ જગત્‌રૂપે ભાસે છે, એમ જાણુનાર આર્યઋષિઓ, હેતુપરત્વે સ્ત્રિઓને પોતાના પતિમાં ઈશ્વરબુદ્ધિ કરવાની આજ્ઞા કરે તો તેમાં બુદ્ધિમાનોએ દોષ ગણુવાનું શું પ્રયોજન છે, તે સ્પષ્ટ થતું નથી.

પરંતુ આખું જગત્ ઈશ્વરરૂપ છે, એટલા માટે જ સ્ત્રિઓને પોતાના પતિમાં ઈશ્વરબુદ્ધિ ધરવાની શાસ્ત્રકારોએ આજ્ઞા કરી છે એમ કંઈ નથી. એ આજ્ઞા કરવામાં તેમનો હેતુ જૂદો જ છે, અને તે એ છે કે ગૃહસ્થાશ્રમને સર્વોત્તમ પંક્તિનો કરવો—અર્થાત્ પતિ અને પત્ની ઉભયને સર્વોત્તમ આરોગ્યવાળાં, સર્વ પ્રકારના ઉત્તમ સદ્‌ગુણવાળાં, સર્વ પ્રકારની ઉત્તમ વિદ્યાવાળાં, સર્વ પ્રકારના ઉત્તમ વિભવવાળાં અને પરિણામમાં સર્વ પ્રકારનાં ઉત્તમ અદિવ્ય અને દિવ્ય બળવાળાં કરી મૂકવાં. અને પતિમાં યથાર્થ ઈશ્વરબુદ્ધિ કરવાથી આ સર્વ પ્રકારનાં ફળ જેટલી સુગમતાથી સધાય છે, તેટલી સુગમતાથી અન્ય કોઈ પણુ પ્રકારે સધાતાં નથી જ, એ જ્યાં જ્યાં પતિમાં યથાર્થ ઈશ્વરબુદ્ધિ થઈ છે ત્યાં ત્યાં પૂર્વોક્ત ફળના પ્રાદુર્ભાવથી અનેકવાર સિદ્ધ થઈ ચુકયું છે.

પ્રિય પતિ ! અનેક મનુષ્યો શંકા કરે છે કે પતિમાં ઈશ્વરબુદ્ધિ કરવાથી આ સર્વ ફળ શી રીતે થવાં સંભવે ? પરંતુ આ સ્થળે જ અધ્યાત્મશાસ્ત્ર આગળ આવે છે, અને છાતી કાઢી કહે છે કે પતિમાં ઈશ્વરબુદ્ધિ કરવાથી આ સર્વ ફળ સર્વોત્તમ પ્રકારે પ્રાપ્ત થવાં સંભવે છે.

અધ્યાત્મશાસ્ત્રનો એ એક સિદ્ધાંત છે કે જ્યાં જે ગુણુનું ભાન ન થતું હોય ત્યાં તે ગુણુનો આરોપ કરવાથી અને તે આરોપને

દીર્ઘકાળ નિભાવી રાખવાથી પરિણામમાં તે ગુણનું ભાન ત્યાં થાય છે. અફીણમાં ગળપણનું ભાન થતું નથી પરંતુ અફીણમાં ગળપણ છે, એમ દૃઢપણે કોઈ માન્યા કરે, તો તે અભ્યાસના પરિપાકમાં અફીણમાં ગળપણનું ભાન તેને થયા વિના રહેતું નથી. આ વાર્તાને સામાન્ય મતિના મનુષ્યો ખોટી છે, એમ કહી હસી કાઢશે, પણ જેમણે થોડાં વર્ષ થયાં ખેડાયલાં 'હિપ્નોટિઝમ' ની સ્થિતિમાં મૂકાયલો કોઈ પણ મનુષ્ય, પાણીને દુધ ગણી લે છે, દુધને દારૂ ગણી લે છે, ઠંડા પદાર્થોને ઉષ્ણ અને ઉષ્ણ પદાર્થોને ઠંડા ગણી લે છે, અને એ જ પ્રમાણે જેને બીજા મનુષ્યો જૂદે પ્રકારે જોતા તથા માનતા હોય છે, તે જ પદાર્થને તે મનુષ્ય તેથી જૂદી જ પ્રકારનો જુએ છે તથા માને છે, એટલું જ નહિ, પણ તે પદાર્થસાથેનો સર્વ વ્યવહાર પણ પોતાના માનવા પ્રમાણે જ તે કરે છે; અર્થાત્ સાકરને અફીણ માનવાથી સાકરનો ગાંગડો મોંમાં મૂકતાં જ તે મોં અત્યંત કટાણું કરી થુથુ કરી થુંકી નાંખે છે, અને અફીણને સાકર માનવાથી તે સુખના પ્રીતિવાળા ભાવપૂર્વક તેને ખાય છે; અને આમ થવામાં કારણ માત્ર સાકર એ અફીણ જ છે, અને અફીણ એ સાકર જ છે, એવો તેના અંતઃકરણના ઉંડા ભાગમાં દૃઢ નિશ્ચય થઈ ગયો હોય છે. આ સર્વ કહીને કહેવાનું તાત્પર્ય એ છે કે મનના માનવાથી પદાર્થોના મૂળ ગુણધર્મ ગમે તે હોય તો પણ તે માનનારને તેના માનવા પ્રમાણે બદલાયલા ગુણધર્મનું ભાન થાય છે.

વિરોધીઓ શંકા કરશે કે આ મનુષ્ય બે તોલા અફીણ ખાશે તો નહિ મરે ? ઉત્તરમાં જણાવવાનું કે ના નહિ જ મરે. હિપ્નોટિઝમના પ્રયોગો કરનારે આવા સેંકડો પ્રયોગો કરી જોયા છે. શુદ્ધ જળ આપીને તે વિષ છે, અથવા મદ્ય છે, એવું દૃઢપણે મનાવવાથી જળ પીનારના શરીરમાં વિષના અથવા મદ્યના પાનથી થતાં સર્વ ચિહ્નો પ્રકટ થયેલાં અનુભવમાં આવ્યાં છે, અને ખરેખરો મદ્ય અથવા વિષ આપવા છતાં તે જળ છે, એવું માનવાથી કોઈ પણ ચિહ્ન ન પ્રકટેલું અનેકવાર અનુભવમાં આવ્યું છે, અર્થાત્ મનનો આરોપ અથવા મનની ભાવના, પદાર્થોના ગુણધર્મ ફેરવવા સમર્થ છે, એમાં કશો જ સંશય નથી.

કયા શ્રદ્ધાવાન્ આસ્તિક પુરુષો નથી જાણતા કે પાષાણ અથવા ધાતુની મૂર્તિ પણ ઈશ્વરનો દૃઢ આરોપ થતાં ઈશ્વરરૂપે પ્રતીત થઈ, ઈશ્વરના સર્વ સામર્થ્યને નથી પ્રતીત કરાવતી? ભક્તિહીન મનુષ્યો મોંના ગમે તેવા ફડાકા મારે તેથી મૂર્તિની યથાર્થ ઉપા-

સના કરનારને ફળ નથી મળ્યું, અથવા આજે નથી મળતું, એમ શું સિદ્ધ થઈ શકશે? અસંખ્ય પ્રસંગોમાં મૂર્તિમાં ઈશ્વરનો યથાર્થ આરોપ કરનારને ઈશ્વર પ્રત્યક્ષ જણાયા છે, અને આજે પણ જ્યાં જ્યાં યથાર્થ આરોપ થાય છે, ત્યાં પ્રત્યક્ષ જણાય છે.

આરોપવડે અથવા અન્ય શબ્દોમાં કહીએ તો મનની યથાર્થ ભાવનાવડે જડ પદાર્થો પણ પોતાના પ્રસિદ્ધ ગુણ ધર્મોને બદલે છે, તથા ચૈતન્યમય ઈશ્વર પણ તેમાં પ્રતીત થાય છે તો યોગ્ય ભાવના સચેતન મનુષ્ય પ્રાણીના પ્રસિદ્ધ ગુણધર્મને બદલે એમાં શું આશ્ચર્ય છે?

અનેક બુદ્ધિમાન્ બાળકો માબાપની તથા શિક્ષકોની અયોગ્ય ભાવનાવડે મૂર્ખ તથા જડમતિ રહ્યાનાં અને અનેક જડમતિરૂપે પ્રસિદ્ધ બાળકો માબાપની તથા શિક્ષકોની યોગ્ય ભાવનાવડે બુદ્ધિમાન્, વિદ્વાન્ તથા સદ્ગુણી નીવડયાનાં હજારો ઉદાહરણો શોધનારને જડે તેમ છે.

(કોઈ પણ રોગવિનાનાં સેંકડો મનુષ્યો હું રોગી છું, એમ માનવા માત્રથી રોગના ભોગ થઈ પડેલાં અને પરિણામે મરણ પામેલાં છે, અને જેને બચવાની સર્વ મનુષ્યોએ આશા મૂકેલી એવાં સેંકડો મનુષ્યો, મારો રોગ મટી ગયો, અને હવે હું અવશ્ય જીવીશ, એવું માનવા માત્રથી મૃત્યુના મુખમાંથી ઉગરેલાં, અને સુદૃઢ આરોગ્યને પામેલાં છે.)

હે ઈશ્વરરૂપ પ્રિય પતિ! આ આખું જગત્ મનની કલ્પનાવડે થયેલું છે અને તેથી કરીને એક પ્રકારની કલ્પનાવડે પ્રકટ થયેલા ગુણધર્મો, તેથી વિરોધી પ્રકારની પ્રબળ કલ્પનાવડે અવશ્ય ફેરવી શકાય છે.

જે અગ્નિ સર્વને દઝાડે છે, તે જ અગ્નિ મનની પ્રબળ ભાવનાવડે યોગીને શીતળ જળ જેવો પ્રતીત થાય છે, અને જે જળ, શૈત્ય ઉત્પન્ન કરવાના પોતાના સ્વભાવવડે અન્ય મનુષ્યોને, તેમાં લાંબો કાળ બેસી રહેવાથી શરદીને કરે છે, તે જ જળ મનની પ્રબળ ભાવનાવડે યોગીને કિંચિત્ પણ બાધ કરતું નથી.

હે યોગતત્ત્વવિત્ સ્વામિન્! આ હિમાલય પ્રાકૃત મનુષ્યોને જેની પેલી પાર ન જઈ શકાય એવો અભેદ્ય પરમાણુનો સમૂહ ભાસે છે, પરંતુ તે જ હિમાલય યોગીઓને મનની પ્રબળ ભાવનાવડે વાયુમાં જેમ પક્ષીઓ સુખરૂપ ગતિ કરી શકે છે, તેમ સુખપૂર્વક ગતિ કરી શકાય એવો ઘન છતાં પોલો ભાસે છે.

સુધન્વાને નાંખવા માટે ઉષ્ણ તેલની કઢાનું શીતળ થઈ જવું,

મીરાંબાઇને પાન કરવા માટે મોકલેલા વિષનું અમૃત થઈ જવું, એ આદિ ચમત્કાર જેવાં મનાતાં અનેક દૃષ્ટાંતો, મનના સામર્થ્યની, મંદમતિને પણ ભાન કરાવે એવી ગગનમાં ઉડતી વિજયપતાકાઓ છે.

અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, ઇશિતા, પ્રાપ્તિ, પ્રાકામ્ય અને વશિતા એ અષ્ટ સિદ્ધિઓ, અન્ય કંઈ જ નથી, પણ ભાવનાના ક્રમે ક્રમે વૃદ્ધિને પ્રામેલા પ્રૌઢ વૃક્ષને લાગેલાં સુરમ્ય, રસપૂર્ણ, સ્વાદુ ફળ છે.

ભાવના કહો, ભક્તિ કહો, ઉપાસના કહો, નિદિધ્યાસન કહો, ધ્યાન કહો, તત્ત્વનિષ્ઠા કહો, યોગ કહો—ફાવે તે કહો—પણ તે સર્વ મનની અમુક સ્થિતિને જ સૂચવે છે, અને તે સ્થિતિ એવી છે કે જે કીટને બ્રહ્મપદે સ્થાપે છે, જીવને શિવ બનાવી મૂકે છે, મરણધર્મવાળાને અજરામર કરી દે છે, સ્વપ્નમાં સામાન્ય મતિના માણસો જેને અશક્ય અને અસંભવિત માને છે, તે સર્વ તે કરી શકે છે.

પ્રિય પ્રભો ! મનને આ પ્રમાણે જ્યારે કશું જ અશક્ય નથી, તો પછી મનુષ્યની સ્થિતિમાંથી પરમેશ્વરની સ્થિતિમાં, પોતાના પ્રિય પતિને પોતાની ભાવનાના બળથી આણવો એ કુળવતી પ્રેમાળ પત્નીને શી રીતે અશક્ય હોય ?

પ્રત્યેક ગૃહસ્થાશ્રમમાં પુરુષો, પોતાની સ્વધર્મનિષ્ઠ, નિર્મળ અંતઃકરણવાળી, તથા પ્રેમની મૂર્ત્તિ ધર્મપત્નીની નિરંતર થતી ઉચ્ચ ભાવનાવડે પરમેશ્વરસ્વરૂપ થાય તથા સ્ત્રિઓ પણ પતિમાં તન્મયતાવડે પરમેશ્વરમય થઈ રહે, એવો મહા કલ્યાણકારક ઉચ્ચ આશય લક્ષમાં રાખીને સ્ત્રિઓને પોતાના પતિમાં ઈશ્વરબુદ્ધિ કરવા શાસ્ત્રોએ આજ્ઞા કરેલી છે, પરંતુ પૂર્વે કહ્યું તેમ તેનું રહસ્ય ન સમજવાથી જ હાલના સુધારાવાળાઓ બ્રાહ્મણોને સ્વાર્થી, પક્ષપાતી, વગેરે અનેક ક્લિષ્ટ વિશેષણો આપે છે, એ ઓછું ખેદજનક નથી.

અભાવમાં ભાવની કલ્પના કરવી એ કદાચ નિરર્થક પરિશ્રમરૂપ ગણાય પણ ભાવમાં જ ભાવની કલ્પના કરવી, એ ફળપ્રદ કેમ ન થાય, એ સ્પષ્ટ થતું નથી. મનુષ્ય પરમેશ્વરરૂપ ન હોય તો તો તેનામાં પરમેશ્વરરૂપ હોવાની કરેલી ભાવના પરિશ્રમરૂપ છે જ, એ સ્પષ્ટ છે; પણ જ્યારે તે પરમેશ્વરસ્વરૂપ છે, એમ એકલા આર્યાવર્તના જ ધર્મસંસ્થાપકો અને મહાપુરુષો કહે છે, એમ નથી, પણ પ્રાચીન અને અર્વાચીન સર્વ દેશના અને સર્વ કાળના ધર્મસંસ્થાપકો અને મહાપુરુષો તે જ પ્રમાણે વદે છે અને હાલ તે પોતાને જે જીવરૂપ માને છે, તે માત્ર અજ્ઞાનથી અથવા ભ્રાંતિથી જ માને

છે, તો પછી તે ભ્રાંતિને અને અજ્ઞાનને પોષવાને બદલે તેને તોડવાને સ્ત્રિએ પોતાના પતિમાં પરમેશ્વરબુદ્ધિ કરવી, એ મહા પાપ છે એમ કહેવું, એ કેટલું વિચારરહિત કથન છે, એ સહજ સ્પષ્ટ થાય એમ છે.

હે જ્ઞાનીઓના અલંકારસ્વરૂપ સ્વામિન્! મનુષ્યોને કેળવવાના, તેમનાં અપલક્ષણો છોડવવાના, અને તેઓ જે સ્થિતિમાં હોય તેના કરતાં ઉંચી સ્થિતિમાં તેમને આણવાના અનેક ઉપાયો અનેક બુદ્ધિમાન્ મનુષ્યો વર્ણે છે; અને તે સર્વ ઉપાયો થોડે ઘણે અંશે સફળ થતા પણ જણાય છે, તથાપિ તેમને કેળવવાનો, તેમના દુર્ગુણો છોડવવાનો અને તેમનો અભ્યુદય કરવાનો, તે મનુષ્યમાં ઉચ્ચ ભાવના કરવી, એના જેવો કદી નિષ્ફળ ન જાય એવો સફળ ઉપાય અન્ય એકે નથી. એક દારુના કે તમાકુના કે અફીણના વ્યસનીને તે છોડવા માટે તે વ્યસનનાં સેંકડો નુકસાનો આપણે વર્ણી બતાવીએ તેથી તે વ્યસનને છોડવા તે જેટલો તત્પર થાય છે તેના કરતાં, એકાંતમાં બેશી તે મનુષ્યના આત્માપ્રતિ દૃષ્ટિ સ્થાપી મનવડે જ તેને કહ્યા કરીએ કે "તમે તો કદી દોષ ન કરો એવા નિર્મળ આત્મા છો, તમારામાં વ્યસનનો ત્રિકાળ અભાવ છે, તમારામાં તે જીતવાનું પૂર્ણ સામર્થ્ય છે, તમે વિશુદ્ધ અને દોષરહિત હોવાથી હવેથી કદી જ આ દારૂ કે તમાકુ કે અફીણજેવા દુષ્ટ વ્યસનને ઓળે પણ ઉભા નહિ રહો," આ અને એવા જ ભાવનાં વાક્યો પ્રેમવડે એકાગ્ર થઈ તેના આત્માપ્રતિ નિત્ય એકાદ ઘટિકા કહ્યા કરીએ તો તે અધિક તત્પર થાય છે, અને અલ્પ સમયમાં તે વ્યસન કોઈના સાક્ષાત્ બોધવિના પણ છોડે છે. એથી ઉલટું સાક્ષાત્ બોધ ઘણી વખત એક બીજાનાં મન ઉંચાં કરી નાંખે છે, અને બોધ આપવા કરેલો શ્રમ નિષ્ફળ જાય છે.

વનમાં મહાપુરુષોના આશ્રયસમીપ નિવાસ કરતાં સિંહ વ્યાઘ્રાદિ હિંસ્ર પશુઓને હિંસા ત્યજી અહિંસક થવા શું કોઈ સાક્ષાત્ બોધ આપે છે? નહિ જ. મહાત્માઓની સર્વાત્મબુદ્ધિરૂપ મૂક ઉપદેશ જ પશુઓનો હિંસક સ્વભાવ ત્યજાવે છે.

શુદ્ધ બ્રહ્મમાં અશુદ્ધની ભાવના કરવી, એ મોટામાં મોટું પાપ છે, અને આજે મનુષ્યોનો મોટો ભાગ દુઃખી જોવામાં આવે છે, તેનું કારણ આ અયોગ્ય ભાવના છે. તેઓ શુદ્ધ જોવાના અભ્યાસને કદી જ સેવતા નથી, પરંતુ નિરંતર જેમાં ને તેમાં ખોટું જ જોવાના અભ્યાસને સેવે છે. ફલાણો લુચ્ચો છે, ફલાણો ચોર છે, ફલાણો દુષ્ટ છે, આવી ને આવી જ ભાવનાઓને તેઓ દૃઢ કર્યા કરે છે, અને તેના પરિણામમાં જગતમાં લુચ્ચાઇને, ચોરીને અને દુષ્ટતાને વધારે છે. જ્યારે સ્વપ્નમાં

પડેલા મનુષ્યને તેની કલ્પનાપ્રમાણે જ બધું જણાતું હોય તો પછી તે મનુષ્યે પોતાનાં સ્ત્રિ પુત્રાદિ માંદાં પડવાની કે મરી જવાની અથવા પોતાને સાપ કરડવાની અથવા પોતાનું ઘર બળવાની અને એવી ને એવી સેંકડો દુઃખપ્રદ કલ્પનાઓ કરવી ઘટિત છે કે પોતાને સર્વ સદ્ગુણથી યુક્ત, સુરૂપવાન્ પતિવ્રતા સ્ત્રિ પ્રાપ્ત થવાની, વિદ્યાગુણથી યુક્ત પુત્રો પ્રાપ્ત હોવાની, સુદૃઢ આરોગ્ય પ્રાપ્ત હોવાની, અને ઉત્તમ વિદ્યાજ્ઞાન ઐશ્વર્યાદિ પ્રાપ્ત હોવાની કલ્પના કરવી યોગ્ય છે ? જ્યારે કલ્પનાપ્રમાણે જ થતું હોય ત્યારે તો ઉત્તમ કલ્પનાઓ કરવી એ જ યોગ્ય છે, એમ પ્રત્યેક બુદ્ધિમાન્ કહ્યા વિના રહેશે જ નહિ. અને તોપણ મન एव मनुष्याणां कारणं बंधमोक्षयोः દુઃખ અને સુખનું કારણ આ જગતમાં મનુષ્યોની કલ્પના જ છે, આખું જગત્ મનની જ કલ્પનામાત્ર છે, કલ્પનાવિના આ જગતમાં દુઃખસુખ આપનાર બીજો કોઈ જ હેતુ નથી, એવાં સેંકડો વાક્યો ગંભીર મુખમુદ્રા કરી મહા પંડિતની પેઠે બોલનાર અસંખ્ય બુદ્ધિમાનો, ફલાણું આવું ખરાબ છે, અને ઢીંકણું આવું ખરાબ છે, અમુક અનુચિત છે અને અમુક અત્યંત હાનિને કરનાર છે, એવી પોતાની કલ્પનાનાં અનેક જન્મથી ગુંથેલાં હાથીના પગજેવાં જાડાં દોરડાંને, પ્રતિક્ષણે પાછાં નવી નવી અયોગ્ય કલ્પનાના તંતુઓને જોડી વધારે જાડાં અને જાડાં કરતા જાય છે. અરે ! જે મૃગજળથી ભરેલું સરોવર જ્ઞાનદૃષ્ટિથી થયું જ નથી, તે સરોવરની પાળ પગથીયાંવિના બહુ ખરાબ દેખાય છે, તેના ઘાટઉપર વૃક્ષો નથી માટે ઉષ્ણકાળમાં સ્નાન કરનારાને બહુ જ ત્રાસ પડે એમ છે; એ વગેરે વિચારોથી વૃથા તમે તમારા હૃદયને શા માટે સંતાપ આપો છો ? બ્રહ્મદૃષ્ટિ જ જો સાચી છે, અને તે જ જો કર્તવ્ય છે તો પછી શા માટે આ વ્યવહારદૃષ્ટિને આટલી બધી પ્રધાનતા આપો છો ?

પ્રિય પતિ ! બ્રહ્મદૃષ્ટિનું પ્રતિપાદન કરનાર મારે પત્ર લખતાં આવેશમાં આવી જવું ઘટતું નથી, તથાપિ બોધનિમિત્તનો એ આવેશ હેતુપુરઃસર છે, એ આપ વ્યવહારદક્ષ ધર્મજ્ઞને અજાણ્યું નથી જ. બ્રહ્મદૃષ્ટિ વ્યવહારને બગાડે છે, એવું બ્રહ્મદૃષ્ટિનો અભ્યાસ જેમણે આગ્રહથી કદી સેવ્યો નથી, એવા દૃશ્યદૃષ્ટિવાળા પુરુષો ભલે કહે, પણ અમે સ્ત્રિઓએ તો પતિમાં ઈશ્વરબુદ્ધિ કરીને અનાદિ કાળથી સિદ્ધ કરી આપ્યું છે કે જે ગૃહસ્થાશ્રમમાં સ્ત્રિએ પોતાના પતિમાં એકનિષ્ઠાથી ઈશ્વરબુદ્ધિ કરી છે, તે ગૃહસ્થાશ્રમમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થો સર્વોત્તમ પ્રકારે સિદ્ધ થયા છે.

હે સર્વવિત્ ! આપને તો આ વિષયમાં હવે શંકા થવી સંભવતી જ નથી, પરંતુ પેલા સુધારાવાળાઓ વારંવાર શંકા કરે છે કે

જ્યારે સ્ત્રિએ પતિમાં ઈશ્વરબુદ્ધિ ધરવાથી આટલું મોટું ફળ થાય છે ત્યારે પતિ જ પોતાની સ્ત્રિમાં ઈશ્વરબુદ્ધિ કરે તો તેવું મોટું ફળ કેમ નહિ થાય? અને ઉપરના સિદ્ધાંતપ્રમાણે થાય, એવું કહ્યા વિના છૂટકો જ નથી, તો પછી સ્ત્રિમાં પતિને ઈશ્વરબુદ્ધિ ધરવાની આજ્ઞા ન કરતાં સ્ત્રિઓને પતિમાં ઈશ્વરબુદ્ધિ કરવાની આજ્ઞા કરવાનું શાસ્ત્રકારોને શું પ્રયોજન? શું એવી આજ્ઞા કરીને તેઓએ પોતે પુરુષ હોવાથી પુરુષોનો પક્ષપાત નથી કર્યો? અને બિચારી સ્ત્રિઓને હલકી ગણીને તેમને પુરુષોનું અસાધારણ દાસત્વ ઉઠાવવાની ન પળી શકે એવી આજ્ઞા કરીને છુંદી નથી નાંખી?

હે સદ્‌વિવેકી પતિ! પ્રતિપક્ષીની આ શંકા વિશ્વના સ્વરૂપના અજ્ઞાનથી ઉત્પન્ન થઈ છે. પુરુષ જે કાર્ય કરી શકે છે, તેવાં સઘળાં જ કાર્યો સ્ત્રિ પણ કરી શકે, અથવા સ્ત્રિ જે કાર્યો કરી શકે તેવાં સઘળાં કાર્યો પુરુષ પણ કરી શકે, એ સર્વદા શક્ય હોતું નથી. બકરી દુધ આપી શકે, પણ બકરાથી પણ તેમ થઈ શકે, એ માનવું એ સ્ત્રિ અને પુરુષના ભેદના સ્વરૂપના અજ્ઞાનને જ સૂચવે છે. સ્ત્રિનાં શરીર, મન વગેરેનું બંધારણ એક પ્રકારનું છે, અને પુરુષનાં શરીર, મન વગેરેનું બંધારણ તેથી જૂદા પ્રકારનું છે. સમાનતા કોઈ કોઈ અંશમાં છે એ ખરૂં છે, અને જે અંશમાં સમાનતા છે તે અંશમાં તેઓ સરખાં કાર્યો કરી શકે એ પણ ખરૂં છે, તથાપિ ઉભયમાં અસમાનતા પણ ઘણી છે, અને તેથી બંને એક જ પ્રકારનાં કાર્યો કરવાને યોગ્ય નથી. સ્ત્રિમાં જ્યારે કોમળતા, માર્દવ, પ્રેમ, સૌંદર્ય વગેરે પુરુષકરતાં અધિક પ્રમાણમાં છે ત્યારે પુરુષમાં કઠિનતા, બળ, વીરત્વ, વગેરે સ્ત્રિકરતાં અધિક હોય છે. પુરુષમાં જ્યારે બુદ્ધિનું બળ વધારે છે, ત્યારે સ્ત્રિમાં અંતર્જ્ઞાન ( Intuition ) અધિક છે. પુરુષ જ્યારે પિતા ધર્મને પાળવાની યોગ્યતાવાળો છે ત્યારે સ્ત્રિ માતૃધર્મને પાળવાની યોગ્યતાવાળી છે. પુરુષ જ્યારે બીજકને વાવનાર છે, ત્યારે સ્ત્રિ બીજકને પોષનાર તથા તેને વૃક્ષરૂપે ઉછેરનાર છે. આમ ઉભય સ્વભાવથી જ ભિન્ન ભિન્ન ગુણધર્મવાળાં હોવાથી પતિમાં ઈશ્વરબુદ્ધિ કરવાને સ્ત્રિ જેટલી યોગ્યતાવાળી છે, તેટલો સ્ત્રિમાં ઈશ્વરબુદ્ધિ કરવા માટે પતિ યોગ્યતાવાળો નથી, એમ જાણી સર્વજ્ઞ ઋષિમુનિઓએ સ્ત્રીને જ પતિમાં ઈશ્વરબુદ્ધિ કરવાની આજ્ઞા કરી છે. સ્ત્રિનું અંતઃકરણ પ્રેમની સાક્ષાત્ મૂર્તિ હોવાથી, નિરંતર તે ઘરમાં રહેતી હોવાથી અને તેનો ઉદ્દેશ અને લક્ષ્ય પતિરૂપ મધ્યબિંદુમાં એકત્ર થયેલા હોવાથી તે પોતાના પતિમાં ઈશ્વરબુદ્ધિ જેવી ઉત્તમ રીતે સાધી શકે છે, તેવી ઉત્તમ રીતે પુરુષ સ્ત્રિકરતાં ન્યૂન પ્રેમ-

યુક્ત હૃદયવાળો હોવાથી, વ્યવહારસિદ્ધિઅર્થે નિરંતર ભટકતો રહેતો હોવાથી તથા તેના ઉદ્દેશ અને લક્ષ્ય, સ્ત્રિરૂપ મધ્યબિંદુમાં ન રહેતાં, તેમનો પરિધ પ્રતિદિન અધિક અને અધિક વિસ્તારવાળો થતો જતો હોવાથી તે સ્ત્રિમાં ઈશ્વરબુદ્ધિ સાધી શકે એમ નથી. વળી પુરુષકરતાં સ્ત્રિ અધિક સ્વાત્માર્પણ કરવાના સામર્થ્યવાળી હોવાથી, ઓછા કુતર્કશીલ અંતઃકરણવાળી હોવાથી, અદૃષ્ટ વિષયોમાં અધિક શ્રદ્ધાવાળી હોવાથી પૂર્વોક્ત ભાવના કરવાને પુરુષકરતાં તે અધિક યોગ્ય છે. આ વગેરે અનેક વિચારોથી પતિમાં ઈશ્વરબુદ્ધિ કરવા સ્ત્રિને શાસ્ત્રકારોએ આજ્ઞા કરી છે; કંઈ પુરુષમાં પક્ષપાતબુદ્ધિથી કરી છે એમ લેશ પણ નથી.

વળી સ્ત્રિઓને આવી આજ્ઞા કરીને તેઓને પુરુષોકરતાં શાસ્ત્રકારોએ હલકી ગણી છે, એવો જે આરોપ કેટલાક મનુષ્યો અણસમજણથી મૂકે છે તે પણ યોગ્ય વિચારથી બરાબર નથી. સ્ત્રિઓને શાસ્ત્રકારોએ હલકી ગણી જ નથી, પણ ગૃહસ્થાશ્રમની અધિષ્ઠાત્રી દેવીતરીકે તેમને સર્વદા બહુમાનને તથા રક્ષણને જ પાત્ર ગણી છે. શાસ્ત્રમાં સ્થળે સ્થળે ગૃહસ્થાશ્રમને સર્વ આશ્રમોનો શિરોમણિ આશ્રમ, તથા ચતુર્વિધ પુરુષાર્થને સત્વર સધાવી આપનાર ગણ્યો છે, એ જ ગૃહસ્થાશ્રમની અધિષ્ઠાત્રી દેવતા જે સ્ત્રિ, તેની અસાધારણ મહત્તાને સિદ્ધ કરનાર પ્રબળ પ્રમાણ છે. જે ઘરમાં સ્ત્રિઓને સંમાન મળતું નથી તે ઘરમાં યમના દૂતોને, અર્થાત્ જગત્‌માં ગણાતું મોટામાં મોટુ દુઃખ જે મરણ તેને નિવાસ કરવાનું સ્થાન વર્ણી, શાસ્ત્રકારોએ સ્ત્રીને હલકી ગણી છે, એવું અવિચારભરેલું વચન વદવાને કોણ સાહસ કરશે ?

પ્રિય પતિ ! મૂળ પ્રસંગથી સહજ આડા ઉતરી જવા માટે ક્ષમાની પ્રાર્થના કરીને, હવે આ વિસ્તારવાળા પત્રનો ઉપસંહાર કરવાની રજા માગું છું.

હે પ્રાણેશ ! પૂજ્ય ગુર્વી શ્રીમતી સાવિત્રીબાઈએ યોગ્ય ભાવનાથી ઉત્તમ ગુણ ધર્મો પ્રકટે છે, એવો માત્ર શબ્દબોધ મને આપ્યો છે, એટલું જ નહિ પણ પ્રસંગોપ્રાપ્ત પોતાના બોધની સત્યતા પ્રયોગદ્વારા પણ મને દર્શાવી આપી છે. અમારે ત્યાં તુળસીનું સુન્દર ઉપવન છે, તેમાંથી એક સરખા દશ છોડ બે એક અઠવાડીયાંઉપર પસંદ કરીને જૂદાં જૂદાં કુંડામાં સાવિત્રીબાઈની આજ્ઞાથી મેં વાવ્યા હતા. દશે છોડનાં કુંડાં સરખા પ્રકાશવાળી જગામાં મેં મૂક્યાં છે, અને તેમની સરખી સંભાળ લઉ છું, પરંતુ તેમાંથી પાંચ છોડઉપર હું નિત્ય અર્ધો કલાક ભાવ-

નાનો પ્રયોગ કરૂં છું. હું તે છોડની સમીપ બેસું છું અને અત્યંત પ્રેમથી તેમને મનોમય રીતે કહું છું કે તમે બહુ જ સુંદર છોડ છો. તમે યથાર્થ વૃદ્ધિને પામો છો. તમારાં પાંદડાં કેવાં મનોહર છે! અને તમારા ઉપર સ્થળે સ્થળે કેવી સુંદર મંજરીઓ લાગી રહી છે! તમે પૂર્ણ પ્રફુલ્લિત છો, અને તમારા અસાધારણ સાત્વિક રમ્ય સુવાસથી હું અધિક પ્રસન્ન થાઉં છું! આ વગેરે વચનો એકાગ્ર થઈ હું નિત્ય બોલું છું અને તેના પરિણામમાં તમને જાણીને આશ્ચર્ય થશે કે મારી ભાવનાથી તે પાંચે છોડ પેલા બીજા પાંચ છોડકરતાં અદ્દ્ભુત પ્રકારે વૃદ્ધિને પામ્યા છે. શ્વાન અને બિલાડીને જન્મથી જ વૈર છતાં અમારે ઓટલે બેશી રહેતા એક કુતરાની અમારે ત્યાં ફરતી એક બિલાડી-ઉપરની વૈરબુદ્ધિ પણ એ જ રીતે—અર્થાત્ ભાવનાથી—સાવિત્રીબાઈએ છોડાવી છે. સાવિત્રીબાઈ મને કહે છે કે બહેન ! જ્યારે આ જડ-જેવાં મનાતાં વૃક્ષો, અને પશુઓ પણ ઉત્તમ ભાવનાથી ઉત્તમ ગુણધર્મોને પ્રકટાવે છે, તો મનુષ્ય ઉત્તમ ભાવનાથી ઉત્તમ ગુણધર્મને પ્રકટ કરે છે, એમાં શું આશ્ચર્ય છે? તેથી હે બહેન ! તારે નિરંતર તારા પતિને ઈશ્વરરૂપે જોવાનો અભ્યાસ સેવવો, તેમનામાં દોષો જણાય તોપણ તેનો અલક્ષ કરીને ઈશ્વરજેવા ગુણોનું તેમનામાં ચિંતન કરવું, અને મન વાણી તથા શરીરથી તેમની સાથે વર્તન પણ તેવા જ પ્રકારનું રાખવું. આમ દૃઢ અભ્યાસ થતાં તારી ભાવનાના પ્રબળ પ્રતાપે તારો પતિ, સામાન્ય મનુષ્ય હશે તોપણ દેવજેવો, અને દેવ હશે તો ઈશજેવો થશે, એમાં કશો જ સંશય નથી.

હે સર્વસુખાસ્પદ ! સાવિત્રીબાઈના ઉત્તમ બોધને અનુસરીને આપને લખેલા આ પત્રમાં આપને મેં મનવાણીથી ઈશ્વરસ્વરૂપ જોવાનો પ્રયત્ન સેવ્યો છે; અને હજી તો હું શિખાઉ બાળક છું તેથી મારી વાણીમાં તથા વર્તનમાં અનેક દોષોને પ્રકટ કરી દેતી હઈશ તો પણ આપ ક્ષમાસાગર હોવાથી હું નિર્ભય તથા નિઃશંક રહું છું. આપ મને સમયે સમયે સુધારી ઈશ્વરસ્વરૂપ આપની ધર્મ-પત્ની થવાને યોગ્ય કરવા કૃપાળુ થશો.

આ સંબંધમાં સાવિત્રીબાઈએ મને આપેલા બોધનો હજારમો અંશ પણ આ સ્થળે લખવા હું સમર્થ થઈ નથી, તોપણ બહુ વિસ્તાર થઈ જવાથી હવે હું અટકું છું. તેમણે આપને 'જયગુરુ' એ માંગલિક શબ્દોના ઉચ્ચારપૂર્વક સપ્રેમ વંદન લખવા મને આજ્ઞા કરી છે. હું ગુરુકૃપાથી કુશળ છું. આપ પણ તેજ સત્તાના પ્રભાવે અપૂર્વ નિરામયતાને અનુભવતા હશો. તત્કાળ એજ વિજ્ઞપ્તિ.

લિ. આપની છાયાસ્વરૂપ યોગિની.

પત્ર પૂર્ણ થતાં થતાં મારૂં હૃદય દ્રવીભૂત થયું, અને મારાં નેત્ર અશ્રુથી વ્યાકુળ થયાં. અહો ! મેં યોગિનીના પત્રમાં શું વાંચવા ધાર્યું હતું, અને આ શું નીકળ્યું ! યોગિનીજેવી, વિશુદ્ધિની સાક્ષાત્ દેવીની મારા પ્રતિ આ શી દીનતા ! ક્યાં હું અને ક્યાં એ ! ઈશ્વરસ્વરૂપ સર્વજ્ઞ યોગી પિતાથી ઉછરેલી એ બાળાનો અધિકાર ક્યાં, અને અજ્ઞાનાંધકારથી અંધ બની ગયેલા ઉન્મત્ત નાસ્તિક જનોના સમુદાયમાં ઉછરેલો જે હું તેનો અધિકાર ક્યાં ! એમ છતાં તે સર્વ એક ક્ષણમાં વિસરી જઈ મને ઈશ્વરના પદમાં તત્કાળ સ્થાપી દેતાં આ બાળાને જરા પણ સંકોચ થતો નથી. એ જોઈ એના નિરભિમાન અંતઃકરણથી હું સાનંદાશ્ચર્ય પામુ છું, અને મારા દુર્ગુણો અને દોષો જોઈ લજાઉ છું. ઈશ્વરસ્વરૂપ મને ગણનાર આ પવિત્ર મનની બાળાઆગળ ભવિષ્યમાં ખરે, મારે બહુ જ સાવધાનતાપૂર્વક વર્તવું જોઈએ, અને ઈશ્વરજેવા જ સર્વ ગુણોના પરમ ધામ થવાનો પ્રયત્ન કરવો જોઈએ. મારા વિચારપ્રમાણે યોગિનીને આ જગતમાં કશું જ કર્તવ્ય બાકી રહ્યું હોય એમ જણાતું નથી. અંતઃકરણ શુદ્ધ થતા સર્વ મળે છે, એવું મેં વાંચ્યું છે, તો હવે જેના મનની અત્યંત શુદ્ધિ ક્યારનીએ થઈ ગઈ છે, એવી આ મારી ધર્મપત્નીને શાસ્ત્રો જેને સર્વોત્કૃષ્ટ કલ્યાણ અથવા મોક્ષ કહે છે, તે મળવામાં શો પ્રતિબંધ આવે એમ છે ? નિઃસંશય કોઈ જ નહિ. અને આમ છતાં, અર્થાત્ પોતાનું કલ્યાણ સિદ્ધ થયા છતાં, કેવળ મારા જ સ્વાર્થમાટે યોગિની મારામાં ઈશ્વર બુદ્ધિ કરવાની અદ્‌ભુત ભાવના સેવે છે, એ તેની થોડી નિઃસ્વાર્થબુદ્ધિ સૂચવે છે, એમ નથી. આવી નિઃસ્વાર્થ પત્નીમાટે ઘટે એવો પતિ થવા માટે જો હું તન, મન, ધનથી પ્રયત્ન ન કરૂં, તો મને અત્યંત ધિક્કાર છે !

સુધારાવાળાઓ તો ઉંડો અભ્યાસ કર્યા વિના જ અણસમજણથી આર્ય શાસ્ત્રકારોની પાછળ ખાઈ પીને પડ્યા છે. ઉચ્ચ ભાવનાઓ કેવાં ઉચ્ચ ફળને પ્રકટાવે છે, એનું ખરૂં જ્ઞાન એ બિચારાઓને કોણ આપે ? અને જ્ઞાનવિના આર્યશાસ્ત્રકારોઉપર તેઓ પ્રહારો કરે એમાં પણ તેઓનો શો દોષ ? પરંતુ તેઓ મૂર્ખ નથી, કેળવાયલા છે, યોગ્ય અયોગ્ય શોધી કાઢવાની શક્તિવાળા છે, તો પછી સત્યને શોધી કાઢવાનો ઘટતો પ્રયત્ન કર્યાવિના, એક બાજુનું જ જ્ઞાન મેળવી, આર્યશાસ્ત્રનું નિકંદન કાઢવા તેઓ કમરકસી ઘુમે છે, એ દોષયુક્ત નથી એમ તો છેક કેમ કહી શકાય ? હશે, ઈશ્વરને સર્વની ફિકર છે અને તે સર્વનું સારૂં જ કરશે. મારે વૃથા કોઈના

દોષો જોવાની શી જરૂર ? તત્કાળ તો મારે મારા પોતાના કર્તવ્ય-પ્રતિ જ લક્ષ આપવું અગત્યનું છે.

આ વગેરે વિચારો કરીને આવેલા કાગળોને વ્યવસ્થાથી ઉંચા મૂકીને હું નીચે દવાખાનામાં ગયો.

---

## પ્રકરણ ૧૪.

### હરિહરરાય.



દવાખાનામાં આવેલા રોગીઓને દવા આપી તથા ભોજનાદિ વ્યવહારથી પરવારી પાછો હું મારા મેડા-ઉપર આવ્યો, અને દ્વાર અડકાવી શાંત થઈ બેઠો. પ્રાતઃકાળે આવેલી ટપાલના રહી ગયેલા પત્રો પ્રથમ મેં વાંચ્યા. એ પત્રોમાં એક પત્ર મારા પ્રિય મિત્ર હરિહરરાયને હતો. હરિહરરાય અને હું બંને સાથે અંગ્રેજી શાળામાં અભ્યાસ કરતા હતા, તે સમયથી અમારે સારો સ્નેહ બંધાયો હતો. અમારા નગરમાં ભરાતી પ્રત્યેક સભામાં અમે સાથે જતા, અને ગાઢ પરિચયથી અમારા ઉભયના વિચાર લગભગ એક સરખા હતા. સુધારાના સ્તંભરૂપ ગણુતા રા. રા. મહીપંતરામભાઈને તથા રા. રા. ભોળાનાથભાઈને અમે ગુરુજેવા માનતા, તથા પ્રત્યેક વિષયમાં તેમનું અનુકરણ કરતા. પ્રાર્થનાસમાજમાં અમે પ્રત્યેક રવિવારે સાથે જતા; અને ત્યાં થતી ઈશ્વરસ્તુતિમાં ખરા મનથી ભાગ લેતા. હરિહર-રાયને વડોદરે નોકરી મળવાથી તથા અભ્યાસમાટે મારે અલ્પ સમ-યમાં વિલાયત જવાનુ થવાથી મેટ્રીકયુલેશનમાં પાસ થયા પછી અમારો બંનેનો વિયોગ થયો હતો, અને યદ્યપિ અમારો પત્રવ્યવહાર પ્રસંગોપાત્ત ચાલતો, તથાપિ ઘણા વર્ષ થયાં અમે અન્યોઅન્યને મળ્યા ન હતા. વડોદરેથી તે આજે મેલમાં આવનાર હતો, અને પોતાને ઘેર જમી પરવારીને બપોર પછી મને મળવા આવવાનું તેણે પત્રમાં લખ્યું હતું. તેને આવવાને હજી વિલંબ હતો. તેથી હું પુનઃ યોગિ-નીનું પત્ર કાઢી વાંચવા બેઠો. પત્ર લગભગ પૂર્ણ કરી રહેવા આવ્યો હતો, એટલામાં જ દાદરાઉપર કોઈના ચઢવાનો મને અવાજ સંભ-ળાયો, અને એક બે ક્ષણમાં તો 'મણિધરરાય ! છો કે ?' એ પ્રકારનો સ્વર સાંભળતાં જ મેં તે સ્વર હરિહરરાયનો છે એમ તત્કાળ જાણ્યું, અને ઉભા થઈ દ્વાર ઉઘાડયું. અંગ્રેજી રિવાજપ્રમાણે અમે 'શેક હેન્ડ' કરી અને પરસ્પરની કુશળતા પૂછી. હરિહરરાયે કહ્યું,

મણિધરરાય ! શું કરતા હતા ? મારા આવવાથી કંઈ વિક્ષેપ તો નથી થયો ? આ ટેબલઉપર કાગળ શાના પડયા છે ? શું વાંચતા હતા ?

મેં કહ્યું, ભાઈ! તમારા જેવા સન્મિત્રના આવવાથી મને વિક્ષેપ સંભવતો નથી. હું તમારી વાટ જ જોતો હતો. અને આ તો આજે આવેલા કાગળો વાંચતો હતો.

તેણે કહ્યું, આવડો મોટો કાગળ કોના તરફથી આવ્યો છે ? અક્ષર બહુ સુંદર જણાય છે. પણ મારી ભૂલ થઈ. તમારા ખાનગી પત્રવ્યવહારમાં મારે નકામી પડપૂછ કરવી ઘટતી નથી.

મેં સંકોચ પામતાં કહ્યું, છેક એટલો બધો ખાનગી તો નથી. તોપણ ખાનગી ગણે તો ગણી શકાય એમ છે. ભાઈ! મેં તમને જણાવ્યું નહોતું પણ આજે હવે તમને કહું છું કે મારૂં લગ્ન થોડા સમયઉપર થયું છે, અને આ મારી સ્ત્રિનું પત્ર છે.

તેણે કહ્યું, ત્યારે તો એ પત્ર ખાનગી જ ગણાય. મને ક્ષમા કરશો. ભાઈ! પૂર્વના જેવા વિચારો આજે મારા હોત તો આ પત્રને હું તમારી પાસે આગ્રહથી માગીને વાંચ્યા વિના રહ્યો ન હોત. પણ તમને જાણીને આશ્ચર્ય થશે કે હવે મારા વિચાર ઘણા બદલાઈ ગયા છે. હાલ ચાલતા સુધારાના વિચારો હવે મને સર્વાંશે માન્ય નથી. જે આર્યઋષિમુનિઓને હું પૂર્વે 'તુમડા અને ભ્રષ્ટાચાર' કહેતો હતો તેમને હવે હું અત્યંત પૂજ્યતાની લાગણીથી જોઉં છું. જે આર્યશાસ્ત્રોને હું પૂર્વે 'સ્વાર્થી બામણાઓની કપટજાળ' માનતો હતો, તે જ શાસ્ત્રો આજ મને મનુષ્યોનું સર્વોત્તમ કલ્યાણ સાધવાનાં અદ્વિતીય સાધનોનું પ્રતિપાદન કરનારાં સમજાયાં છે. સ્વલ્પમાં ભાઈ! પૂર્વે જે હતો તે આજે હું નથી. મારા બદલાયલા વિચારોના સંબંધમાં પત્રમાં મેં તમને આજસુધી કશો જ ઈસારો કર્યો નથી, તેનું કારણ તો એટલું જ કે તમારા સુધારાના વિચારો હોવાથી, મારા વિચારો તમને જણાવતાં તરત તમે લાંબા લાંબા પત્રો લખત. અને તેનાં ઉત્તર લખતાં મારો પુષ્કળ સમય જાત; અને તેમ કરતાં પણ તમારૂં સમાધાન થાત કે કેમ, તેનો મને સંશય જ હતો. આથી આપણું મળવું થયે, આ સંબંધી ચર્ચા કરવી મેં યોગ્ય ગણી હતી.

હરિહરરાયનાં વચનો સાંભળી મને આશ્ચર્ય થયું. હું ધારતો હતો કે તે હજી સુધારાના વિચારનો જ હશે, પણ મારી પેઠે તેના પણ વિચારો બદલાયલા જાણી મને બહુ સંતોષ થયો. કારણ કે હરિહરરાયના જો પૂર્વના જ વિચારો હોત તો મારી અને તેની મિત્રતા લાંબો કાળ ટકવી કઠિન હતી. પરમાર્થમાં આશય, ઇષ્ટ અને ઉપા-

સના તથા વ્યવહારમાં ખાન, પાન અને વસ્ત્ર જેમનાં સમાન હોતાં નથી, તેમનો સ્નેહ દૃઢ ટકી શકતો નથી. આશય, ઇષ્ટ, ઉપાસના, ખાન, પાન અને વસ્ત્ર એ છમાં જેમનો મતભેદ હોતો નથી, અર્થાત્ એકનો જે આશય હોય તે જ અન્યનો હોય, એક જેને ઇષ્ટરૂપે સ્વીકારતો હોય તેને અન્ય પણ ઇષ્ટરૂપે સ્વીકારતો હોય, અને એ જ પ્રમાણે એક જેની અને જેવી ઉપાસના કરતો હોય, જેવું ખાનપાન સેવતો હોય અને જેવાં વસ્ત્ર પરિધાન કરતો હોય તેવી જ ઉપાસના, તેવું જ ખાનપાન, અને તેવાં જ વસ્ત્ર અન્ય પરિધાન કરતો હોય છે તો જ તેઓના સ્નેહમાં વિચ્છેદ પડવાનો કોઈ પ્રસંગ ઉભો થતો નથી. આથી હરિહરરાય અને મારો સ્નેહ દીર્ઘ કાલ ટકી રહેવાનો કંઇક અંશે સંભવ પ્રકટેલો જોઈ મારા હૃદયમાં આનંદ પ્રકટ્યા વિના રહ્યો નહિ. કારણ કે હરિહરરાય અત્યંત તીવ્ર બુદ્ધિ-વાળો તથા અસાધારણ સજ્જનતાવાળો હતો. આમ છતાં મારામાં થયેલા ફેરફારને તેના પ્રતિ તત્કાળ કહેવાનું મને ઠીક લાગ્યું નહિ; કારણ કે તેમ કરવા જતાં તેના કારણને કહેવાનો પ્રસંગ ઉભો થાય, અને તેમ થતાં તે સર્વેનું સવિસ્તર વર્ણન કરવું ઘણાં કારણોને લીધે યોગ્ય ન હોતું. તોપણ યોગિનીનું પત્ર તેને બતાવતાં મને કંઈ વિરો-ધજેવું જણાયું નહિ, અને તેથી તેનાં ઉપરનાં વચનો સાંભળી મેં થોડી ક્ષણ પછી તેને કહ્યું, ભાઈ હરિહરરાય ! આ પત્ર યદ્યપિ મારી સ્ત્રિનો છે તોપણ તે તમને બતાવતાં મને કંઈ અડચણજેવું ભાસતું નથી. નવવિવાહિત પ્રેમી સ્ત્રિપુરુષોની પ્રેમકથાજેવું આમાં કશું જ નથી. આમ બોલી મેં યોગિનીનું પત્ર વ્યવસ્થાપૂર્વક ગોઠવી તેના હસ્તમાં મૂક્યું. હરિહરરાયે કહ્યું, ભાઈ! તમારી ધર્મપત્નીનું પત્ર જોવાને મને કશું જ પ્રયોજન નથી. તે નહિ બતાવવાથી મને તમારા મારાપ્રતિના શુદ્ધ સ્નેહમાં લેશ પણ સંશય ઉઠવાનો અસંભવ છે. મેં તો માત્ર પત્ર જોઈને સ્વાભાવિક જ પ્રશ્ન કર્યો હતો.

મેં કહ્યું, હું તેવી કોઈ શંકાથી આ પત્ર તમને વાંચવા આપું છું એમ નથી, પણ તમે જ્યારે તમારા વિચાર હવે આર્યશાસ્ત્રાનુકૂલ થયા છે, એમ કહો છો ત્યારે મને લાગે છે કે આ પત્ર વાંચવાથી તમને અધિક આનંદ થશે.

મારો આગ્રહ જોઈ હરિહરરાયે પછી યોગિનીનું પત્ર વાંચવા માંડ્યું. તે જેમ જેમ વાંચતો જતો હતો તેમ તેમ તેના મુખઉપર આશ્ચર્ય, આનંદ, સંતોષ વગેરે ભાવોની છાયા મને જણાતી હતી. પત્ર પૂર્ણ કરી તે થોડી ક્ષણો મારા સામું ટગર ટગર જોઈ રહ્યો, અને પછી બોલ્યો, બુદ્ધિધરરાય ! મને એક પક્ષથી આ પત્ર વાંચી

જેમ અનવધિ આશ્ચર્ય થયું છે, તેમ અન્ય પક્ષથી આવું ઉત્તમ નિષ્ઠાવાળું, સુશીલ તથા સદ્ગુણસંપન્ન સ્ત્રીરત્ન, ધર્મપત્નીરૂપે તમને પ્રાપ્ત થયું છે, એ જાણી તમારા ઉપર પરમાત્માનો અસાધારણ અનુગ્રહ હોય એમ મને સ્પષ્ટ થયું છે. તમારાં ધર્મશીલ પત્નીએ આ પત્રમાં જે વિચારો દર્શાવ્યા છે, તે વિચારો સર્વાંશે અમારા ગુરુના જ વિચારો છે, અને તેથી જ મને અત્યંત આશ્ચર્ય થયું છે. માત્ર આ પત્રમાં ભાષાનો જ ભેદ........

હરિહરરાયનાં વચનોને હું શાંત મુખમુદ્રા રાખી શ્રવણ કરતો હતો, પણ તેના મુખમાંથી 'ગુરુ' શબ્દ નીકળતાં હું એકદમ ચમક્યો. મને વિચાર આવ્યો કે શું મારી પેઠે આને પણ વૃદ્ધ ગુરુનાં દર્શન થયાં છે, મારી પેઠે તેના પણ સુધારાના વિચારો બદલાઈ જવામાં શું વૃદ્ધ ગુરુ કારણ છે? અને તેથી તેની ચાલતી વાતમાં હું એકદમ વચ્ચે બોલી ઉઠ્યો, તમારા ગુરુના વિચારો! કયા ગુરુ?

તેણે ઉત્તર આપ્યું, ભાઈ! સુધારાના વિચારવાળા તમને ગુરુ શબ્દ ભડકાવે, એ સ્વાભાવિક છે. મને પણ એ શબ્દઉપર તમારા જેવો જ અભાવ હતો, પણ અનુભવ થયાથી હવે હું ગુરુને આ વિશ્વમાં મોટામાં મોટું દૈવત ગણવા લાગ્યો છું. જેમને મનુષ્યશરીર ધરીને સાચા ગુરુનાં દર્શન થયાં નથી, તથા તેમનો આશ્રય મળ્યો નથી, તેમનું તે મનુષ્યશરીરનું ધરવું, અજાગલસ્તનવત્ નિષ્ફળ છે, કારણ કે મનુષ્યદેહનું સાર્થક્ય સાચા ગુરુના આશ્રયમાં જ થઈ શકે છે. સાચા ગુરુનો આશ્રય આ જગતમાં........

હરિહરરાયનું લાંબું વ્યાખ્યાન ચાલતું જોઈ મારું અધૈર્ય વધતું ગયું, અને હું અકળાઈને પાછો વચમાં બોલી ઉઠ્યો, ભાઈ! એ બધું ખરું, પણ તમારા કયા ગુરુ, તેમનું નામ શું, તે ક્યાં રહે છે, એ પ્રથમ જરા કહી દેશો?

તેણે ગંભીર મુખથી પાછું કહેવા માંડ્યું, ભાઈ મણિધરરાય! વસ્તુતઃ તો આ વિશ્વમાં અને વિશ્વની બાહ્ય જે પરમતત્ત્વ વ્યાપી રહ્યું છે, જેવડે આ નામરૂપાત્મક સઘળો પ્રપંચ ઉત્પન્ન થતો, સ્થિતિ કરતો, તથા જેમાં સંહાર પામતો જણાય છે, તે જ ગુરુ છે. પરંતુ આ પરમતત્ત્વનો જે મહાપુરુષોને અનુભવ થયો હોય છે, અને તેથી જેઓ અધિકારી જનોને તે પરમતત્ત્વનો બોધ કરે છે, તથા તે પરમતત્ત્વનો અનુભવ કરવાનાં સાધનો દર્શાવે છે, તે મહાપુરુષો પણ ગુરુ અથવા સદ્ગુરુ શબ્દથી ઓળખાય છે, અને આવા ગુરુઓ...

હવે હું છેક અકળાઈ ગયો. હરિહરરાય મને સુધારાના વિચાર-

ચાળો જાણી ગુરુપદની મહત્તા સ્થાપવાનો શાસ્ત્રીય પ્રક્રિયાઓવડે પ્રયત્ન કરતો હતો. તેને ખબર ન હતી કે હું ગુરુને માનનારો છું, તથા ગુરુપદની મહત્તાને સમજનારો તથા અનુભવનારો છું, અને તેથી તેનો આ ઉપદેશ वृथा वृष्टिः समुद्रेषु જેવો મારાપ્રતિ કેવળ નિષ્ફળ હતો. આથી વળી તેની ચાલતી વાત અટકાવીને હું બોલ્યો, હરિહરરાય ! એક વાર તમે ગુરુનું નામ પ્રથમ કહો, અને પછી સુખેથી તમારૂં વિસ્તારવાળું વ્યાખ્યાન ચલાવો.

મારૂ વચન સાંભળી હરિહરરાયને જણાયું કે મને આ ગુરુનો વિષય પ્રિય નથી, અને તેથી હું વાતને ટુંકાવવા માગું છું. આથી તે પાછો બોલ્યો, ભાઈ! કેટલાક વિષયોસંબંધમાં અભિપ્રાય બાંધવામાં આપણે સ્વતઃ વિચાર કર્યાવિના જ બીજાના અભિપ્રાયથી નિશ્ચય બાંધી બેઠા હોઈએ છીએ. પણ આપણા જેવા બુદ્ધિમાન્ તથા વિચારશીલ મનુષ્યોએ તો કોઈ પણ વિષયનો નિર્ણય બાંધતાં બંને પક્ષનાં કારણો અત્યંત સૂક્ષ્મ બુદ્ધિથી તપાસવાં જોઈએ, અને પછી જ નિર્ણય બાંધવો જોઈએ. કોરા કાગળજેવું અંતઃકરણ......

હરિહરરાયની જીભ તો પાછી મેલ ટ્રેનની પેઠે દોડવા લાગી. હવે આની પાસે ગુરુનું નામ શી રીતે કહાવવું ? પૂજ્ય સુરેશ્વરાચાર્ય ગુરુની આ વાત કરે છે કે કોઈ અન્ય મહાત્માની, તેનો હવે શી રીતે નિર્ણય કરવો ? મારી પ્રતિક્ષણે વધતી આતુરતાને એ જાણતો નથી. અને મને નાસ્તિક જાણી આસ્તિક કરવા મથે છે. તેથી હવે સ્પષ્ટ કર્યા વિના એ પોતાનો પ્રયત્ન છોડવાનો નથી. આ પ્રકારનો વિચાર કરી પાછો હું વચમાં બોલી ઉઠયો, ભાઈ! હું ગુરુને, ગુરુપદની મહત્તાને, સર્વને માનું છું, વિચાર અને અનુભવને અંતે માનું છું. માટે વ્યર્થ પરિશ્રમ ન કરતાં, સત્વર ગુરુનું નામ દેવા કૃપા કરો.

મારા બોલવાનો ભાવ હરિહરરાયે કંઇ જૂદો જ ગ્રહણ કર્યો હોય એમ મને જણાયું. કારણ કે તે બોલ્યો, શું તમે ગુરુને માનો છો ! આશ્ચર્યજેવું છે. પણ કદાચ ખરૂં પણ હોય. તમે કદાચ ' થિયોસોફિસ્ટ' થયા હશો. હિમાલયના મહાત્માઓવિષે એ મંડળમાં હાલ બહુ ચર્ચા ચાલે છે, અને કહેવાય છે કે કુતમી લાલસિંહ નામના કોઈ મહાત્માએ એ મંડળનાં કેટલાંક મનુષ્યોને દર્શન પણ દીધાં છે. ભાઇ! તમારા ગુરુ આ કુતુમી લાલસિંહ તો નથી? અથવા મૅડમ બ્લેવેટ્સ્ટકી..... ...

પાછી હરિહરરાયની વાણીનો પ્રવાહ તો અન્ય દિશામાં વેગથી વહેવા માંડયો, આ સઘળું સાંભળવાની હાલ મારા મનની સ્થિતિ

પણ નહોતી, તેમ મને અવકાશ પણ નહોતો. તેથી વળી તેને બોલતો અટકાવી મેં કહ્યું, હવે તો હું તમારું આ અકાંડતાંડવ સાંભળી કંટાળી ગયો છું. તમારે તમારા ગુરુનું નામ મને કહેવું છે કે આડીઅવળી વાતો જ કર્યા કરવી છે?

તે બોલ્યો, તમને એમ લાગે છે કે હું તમને અમારા ગુરુનું નામ જાણી જોઈને નથી કહેતો. પણ એવું કશું જ નથી. આ તો સ્વાભાવિક વાર્તા ચાલતાં તેનાં અંગઉપાંગમાં ઉતરી જવાયું. તમને વાર્તાનો નિયમ કયાં અજાણ્યો છે કે મૂળ કયા મુદ્દાઉપર વાત ચાલતી હોય છે, અને વાત કરતાં કરતાં મનુષ્યો કયાંના કયાં ઉતરી પડે છે. ભાઈ! હું તમને શું કહું એક પ્રસંગે એવું બન્યું કે......

હું એકદમ બોલી ઉઠયો, મારે એ બનેલું નથી સાંભળવું. મારે જે સાંભળવું છે તે તમારે કહેવું નથી, અને જે નથી સાંભળવું તે તમારે બળાત્કારથી સંભળાવવું છે, એ શું?

તેણે કહ્યું, મણિધરરાય! તમે આજે આટલા બધા અકળાઈ ગયા છો? અમારા ગુરુનું નામ તમારે સાંભળવું છે? લો સાંભળો. **શ્રીમન્નૃસિંહાચાર્યજી.**

હવે મારું હૃદય શાંત થયું. તેણે નામ કહેવાનો આરંભ કર્યો તે સમયે મારૂં હૃદય ખુબ ધડક ધડક થવા લાગ્યું હતું, અને હમણાં તે સુરેશ્વરાચાર્ય બોલશે, એવું મેં ધાર્યું હતું, પણ આ પ્રમાણે ભિન્ન નામ નીકળવાથી, હવે મારી વ્યાકુળતા શમી ગઈ, અને તેથી પૂર્વવત્ સ્વસ્થ થઈ હું પાછો વાતો કરવા લાગ્યો.

મેં કહ્યું, આ નામ મેં કેટલીક વાર સાંભળ્યું છે ખરૂં. ત્રિપુરારિશંકરે પણ બે ચાર વાર મને કહ્યું હતું કે અમારી જ્ઞાતિના નરસિંહાચાર્ય નામના એક મનુષ્યે વડોદરામાં એક નવો પંથ કાઢવાનું ધતીંગ ઉભું કર્યું છે, વળી 'જ્ઞાનસુધા'માં પણ તમારા ગુરુના વિરુદ્ધ કેટલીક ટીકા થોડા સમયઉપર આવી હતી ખરી. ભાઈ હરિહરરાય! શું એ જ નૃસિંહાચાર્યજી તમારા ગુરુ થાય છે? અહિંના સુધારાવાળામાંના ઘણા તો એમને લોકોને ઠગવાનો ધંધો લેઈ બેઠેલા કોઈ ઢોંગી મનુષ્યતરીકે ગણે છે.

તેણે કહ્યું, ભાઈ! આ સ્થળે જ સુધારાવાળાઓનું છિછલ્લાપણું જણાઈ આવે છે. કોઇપણ વિષયનું પૂર્ણ અન્વેષણ (શોધ) કર્યાવિના તેઓનો સ્વભાવ જ પડી ગયો કે જેટલું જેટલું પ્રાચીન આર્ય ધર્મને અનુસરતું જોવું તે સર્વે ખોટું છે, ઢોંગ છે, એવું જાહેર કરવું. જે લોકો અમારા ગુરુને ઢોંગી કહે છે, તેમાંના ભાગ્યે જ એકે પણ તેમને

જોયા હશે, અને કદાચ જોયા હશે તો ક્વચિત્ જ તેમના પરિચયમાં આવી તેમનામાં ઢોંગજેવું શું છે તે અનુભવથી સિદ્ધ કર્યું હશે. વગર જોયે અથવા વગર તપાસ કર્યે કોઇ વસ્તુ અથવા મનુષ્યઉપર અભિપ્રાય આપવા મેદાનમાં પડવું, એના જેવું મૂર્ખતાભરેલું અન્ય એકે નથી; અને એમ છતાં હાલના કેળવાયલા અનેક મનુષ્યો આર્યધર્મના અસંખ્ય ઉત્તમ સિદ્ધાંતોને તથા તે સિદ્ધાંતોનું સમર્થન કરનાર મહાપુરુષોને નિંદતાં સંકોચ ધરતા નથી. નવી કેળવણીના પવનથી ફરી ગયેલાં તેમનાં મગજને સઘળું 'નોનસેન્સ અને'હમબગ'જ ભાસે છે. મણિધરરાય! શ્રીમન્નૃસિંહાચાર્યજીના સંબંધમાં અભિપ્રાય બાંધનારા મુખ્ય સુધારાવાળાઓએ, તથા તેમને ડબકે ડબકો મુકનારાં તેમનાં મંદમતિ પૂછડાંઓએ સજડ થાપ ખાધી છે. 'જ્ઞાનસુધા'માં તેમના ઉપર ટીકા કરનાર પુરુષે અમારા ગુરુશ્રીનો થોડો કાળ પણ સમાગમ કરીને, અથવા જે ભામિનીભૂષણને આજે ગુજરાતનાં અસંખ્ય સ્ત્રીપુરુષો અત્યંત પ્રેમથી વાંચે છે, તેમાં ગાળાગાળીવિના બીજું કંઈ જ નથી, એવું 'જજમેંટ' આપવા પૂર્વે તેને આદ્યંત અવલોકવા શ્રમ લઈને પછીથી સપ્રમાણ ટીકા કરી હોત, તો હું તેને સહસ્ર ધન્યવાદ આપત, પણ તેવું કશું જ કર્યા વિના તેણે પુરુષશ્રેષ્ઠ અમારા ગુરુશ્રીઉપર તથા નિષ્કલંક ભામિનીભૂષણઉપર જે વાક્પ્રહારો કરવાનું સાહસ કર્યું છે, તે તેની બુદ્ધિની મંદતાવિના અન્ય કશું જ સૂચવતું નથી.

મેં કહ્યું, ત્યારે શું નૃસિંહાચાર્યજીવિષે આ લોકોએ ખોટી જ હાહો કરી મૂકી છે કે? અને તમે કહો છો તેમ તે ખરા મહાપુરુષ જ છે?

તેણે ઉત્તર આપ્યું, મણિધરરાય! અમારા ગુરુશ્રી મહાપુરુષ છે, એટલું જ નહિ, પણ મહાપુરુષોમાં પણ અત્યંત સમર્થ મહાપુરુષ છે. શું તમે નથી જાણતા કે હું કોઈને પણ ન માનું એવો આગ્રહી સુધારાવાળો હતો? શું આપણે કૃષ્ણની, રામની, મહાદેવની અને પૂર્વના ઋષિમુનિઓની અનેક પ્રસગે વ્યાખ્યેયોનોમાં નિંદા નહોતા કરતા? અર્થાત્ શ્રીનૃસિંહાચાર્યજીને માત્ર ઉપરના વેષથી કે એવાં જ કોઈ બાહ્ય કારણોથી મહાપુરુષ ગણી લેવાની અંધ શ્રદ્ધાને હું ધરું એ કેવળ અસંભવ હતું. વડોદરામાં નોકરી મળ્યા પછી મી. કાંટાવાળા તથા મી. લલ્લુભાઈ કવીશ્વરને ત્યાં મળતા પ્રાર્થનાસમાજમાં હું નિયમિત જતો, અને પ્રસંગે વ્યાખ્યાનો પણ આપતો. એક પ્રસંગે ત્યાં દામોદર નામના એક માસ્તરે નૃસિંહાચાર્યજીની વાત કાઢી. મી. લલ્લુભાઈએ કહ્યું કે એ અમારી જ્ઞાતિના છે, અને જબરું

ધતીંગ મચાવ્યું છે. વાઘના ચામડાઉપર બેસે છે અને વગર મહેનતે પેટ ભરવાનો ઠીક તંત્ર રચ્યો છે. મી. કાંટાવાળાએ પણ આવાજ ભાવનાં વચનો કહી મી. લલ્લુભાઈની વાતને પુષ્ટિ આપી. આ સર્વ સાંભળી શ્રીનૃસિંહાચાર્યજી ખરે જ કોઈ ધૂર્ત અને ઢોંગી પુરુષ હશે, એવો મારો નિશ્ચય થઈ ગયો. કારણ કે મી. લલ્લુભાઈ તથા મી. કાંટાવાળામાટે તે સમયે હું બહુ ઉચ્ચ માન ધરાવતો હતો. આ પ્રમાણે prejudice ( ખોટો અભિપ્રાય ) બંધાઈ જવાથી મને ત્યારપછી મારા એક બે મિત્રોએ શ્રીનૃસિંહાચાર્યજીના સમાગમે આવવા ઘણો આગ્રહ કર્યા છતાં પણ, એ મનુષ્ય ઢોંગી છે, ધૂર્ત છે, વગેરે વચનો કહીને હું તેમના દર્શને ગયો નહતો. પણ એક પ્રસંગે મારા તે મિત્રોએ મને અત્યંત આગ્રહ કર્યો, અને બળાત્કારથી તેઓ મને શ્રીનૃસિંહાચાર્યજીપાસે તેડી ગયા. મણિધરરાય ! આ મહાપુરુષનું દર્શન થતાં જ મારી મતિનું જાડ્ય તત્કાળ નિવૃત્ત થઈ ગયું. તેમની અસાધારણ પ્રતાપમય ભવ્ય મુખમુદ્રા, નિઃસીમ જ્ઞાન તથા હૃદયંગમ મનોહારિણી અમૃતમય વાણીથી મારી અલ્પ સમયમાં જ ખાતરી થઈ કે મી. લલ્લુભાઈ તથા મી. કાંટાવાળાજેવા બુદ્ધિમાન્ વિદ્વાનોએ લેશ પણ તપાસ કર્યાવિના શ્રીનૃસિંહાચાર્યજીસંબંધમાં અભિપ્રાય બાંધવામાં ભારે ભૂલ કરી છે. મિત્ર ! તે સમય પછી અર્થાત્ આજ ત્રણ વર્ષથી શ્રીનૃસિંહાચાર્યજીના ગાઢ પરિચયને હું સેવું છું, અને મારી પૂર્ણ ખાતરી થઈ છે કે અમારા ગુરુશ્રીજેવા સમર્થ તત્ત્વવિદ્ મહાત્મા આ વર્તમાન કાળમાં મળવા બહુ દુર્લભ છે.

મેં કહ્યું, ભાઈ! મને તમારા કહેવામાં પૂર્ણ શ્રદ્ધા છે, અને તેથી વગરતપાસ કર્યે તમારા ગુરુશ્રીના સંબંધમાં બીજાના અભિપ્રાયપ્રમાણે ખોટો અભિપ્રાય બાંધવામાં મેં પણ મોટી ભૂલ કરી છે, એ મને સ્પષ્ટ થાય છે. અને તેથી હું તમારી ક્ષમા યાચું છું, પણ હજી મને એક શંકા છે. લોકો કહે છે કે તમારા ગુરુ પોતાને પરમેશ્વર મનાવે છે, પોતાની આરતી ઉતરાવે છે, અને શિષ્યોને સાષ્ટાંગ કરવાની ફરજ પાડે છે, એ શું ખરૂં છે ?

તેણે ઉત્તર આપ્યું, આ પણ યથાર્થ ચોકસી કર્યાવિના, જેમ સામાન્ય મતિના મનુષ્યો બીજી બધી બાબતોમાં ગમે તેવી પાયાવિનાની વાતો ચલાવે છે, તેના જેવી પાયાવિનાની વાત છે. વસ્તુતઃ તો અમારા ગુરુશ્રી પોતાના સમીપ આવનાર સર્વને પોતે પરમેશ્વર છે, એમ કહેતા નથી, પણ તમે સર્વ તત્ત્વદષ્ટિથી પરમેશ્વર છો, એમ કહે છે; અર્થાત્ સર્વ મનુષ્યો અજ્ઞાનથી પોતાને જે અલ્પશક્તિવાળા

તથા અલ્પજ્ઞાનવાળા જીવરૂપે માને છે, તેવા તમે નથી, પણ સત્ચિદ્આનંદ પરમેશ્વરસ્વરૂપ છો, એવો તેમનો નિરંતરનો બોધ છે. શિષ્યો હલકા છે, અને પોતે ઉચ્ચ છે, એવું વર્તન તેઓશ્રી મન, વાણી અને કૃતિથી કદી જ કરતા નથી. તેઓશ્રી અપરિમિત વાત્સલ્યથી પોતાના પ્રતિ આવનાર સર્વેને તેમના હિતનો, જેમ કોઈ પોતાના બન્ધુને અથવા મિત્રને ઉપદેશ આપે તેમ ઉપદેશ આપે છે. તેઓશ્રી કદી જ કહેતા નથી કે તમે મને પરમેશ્વરરૂપે પૂજો, અથવા મારી આરતી ઉતારો, અથવા મને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરો. પરંતુ તેમના અનંત ઉપકારથી જેમનાં હૃદય તેમના પ્રતિ અસાધારણ ભક્તિભાવથી નિરંતર ઉભરાઈ જાય છે, એવા અમે તેમની આરતી ઉતારીને, તેમને પ્રણામો કરીને, તેમને પરમેશ્વરરૂપ ગણીને, તથા તેમની તન, મન, ધનથી શુશ્રૂષા કરીને પણ તૃપ્તિને પામતા નથી.

મેં કહ્યું, તે સર્વ ખરૂં, પણ તમે સર્વે તેમની આરતી કરો, અથવા તેમને સાષ્ટાંગો કરો, ત્યારે તેઓશ્રી તમને તેમ કરતાં રોકતા કેમ નથી ? તેઓએ તમને કહેવું જોઈએ કે આ સર્વ માન ઈશ્વરને ઘટે છે, અને તેથી મારા જેવા મનુષ્યને તમે તે માન શા માટે આપો છો ?

તેણે ઉત્તર આપ્યું, ભાઈ ! જેઓ યથાર્થ તત્ત્વવિદ્ મહાત્મા હોય છે, તેઓના આગ્રહઅનાગ્રહ છુટી ગયા હોય છે. જેમ તેઓ પોતાનું ષોડશોપચારથી પૂજન કરનારને તેવી સત્ક્રિયા કરતાં રોકતા નથી તેમ પોતાને માથે ધૂળની ચપટી ભભરાવનારને તેવી દુષ્ક્રિયા કરતાં વારતા નથી. તેઓનું ભિન્ન અભિમાન ઈશ્વરમાં સમર્પિત થએલું હોવાથી પ્રથમની ક્રિયાથી જેમ તેઓ પોતાને માન મળેલું સમજતા નથી તેમ દ્વિતીય ક્રિયાથી તેઓ પોતાને અપમાન મળેલું માનતા નથી. તેઓએ પોતાનામાંથી મનુષ્યબુદ્ધિ અથવા ઈશ્વરબુદ્ધિ, એ ઉભયના અભિમાનનો લય કર્યો હોય છે, અને તેથી જ્યારે તેમને કોઈ સાષ્ટાંગ કરે છે, ત્યારે તેઓના અંતઃકરણમાં સ્વપ્ને પણ સ્ફુરતું નથી કે આ માન કોઈ પરિચ્છિન્ન વ્યક્તિને મળે છે, અને તેથી તેમને સાષ્ટાંગ આદિ કરનારને રોકવાનું તેમને કશું પ્રયોજન હોતું નથી. વળી સત્પુરુષોના પૂજનાદિ વ્યવહાર કોઈ પણ સત્શાસ્ત્રે નિષિદ્ધ ગણ્યા જ નથી; ઉલટા તે સત્કર્મરૂપ હોવાથી અનેક પુણ્યને ઉપજાવનાર વર્ણવામાં આવ્યા છે. અમુક અધિકારવાળાને અમુક પ્રકારે માન આપવાના જે નિયમો શિષ્ટ પુરુષોએ સ્થાપેલા હોય છે, તે નિયમોમાં બુદ્ધિમાનો દોષનો આરોપ ક્યારે કરે છે ? તમે મને જ્યારે જ્યારે મળો ત્યારે ત્યારે હું તમને સલામ કરૂં અથવા શેકહેન્ડ કરૂં, એમાં

હું દોષ કરું છું એમ કોણ કહી શકશે ? વળી નીચ અધિકારવાળાથી ઉચ્ચ અધિકારવાળાને, તેમ જ જેણે અસંખ્ય ઉપકાર કર્યાં હોય તેને માન અપાઈ જ જાય છે. લોર્ડ રિપન અને દાદાભાઈ નવરોજજી મુંબઈમાં આવ્યા ત્યારે પ્રજાએ, તેમની બગીના ઘોડા છોડી નાંખી, ગાડીને પોતે ખેંચી તે વખતે લૉર્ડ રિપને કે દાદાભાઈએ લોકોને તેમ કરતાં કેમ ન વાર્યા, એમ કોઈ કહે તો તે શું યોગ્ય ગણાશે ? અમુકને અમુક પ્રકારનું માન આપવું, અમુકને અમુક પ્રકારનું આપવું, એ પ્રકારે શિષ્ટ પુરુષે સ્થાપેલા નિયમોમાં કોઈ પણ બુદ્ધિમાન્ વિરોધ લેતા જ નથી, તો પછી મહાપુરુષોને માન આપવાના સત્શાસ્ત્રે સ્થાપેલા શિષ્ટનિયમોપ્રમાણે અમે વર્તીએ તેમાં સુધારાવાળાઓએ મિથ્યા વિરોધ લેવાનું પ્રયોજન શું ? આરતી, સાષ્ટાંગ વગેરે ઈશ્વરને જ થાય, અને અન્યને ન જ થાય, એમ જો તેઓ કહેતા હોય, તો તેવું તેઓ શા આધારથી કહે છે, તે તેઓ બતાવશે ? જે શાસ્ત્રો ઇશ્વરને આરતી તથા સાષ્ટાંગ આદિ કરવાનું કહે છે તેજ શાસ્ત્રો બ્રહ્મવિદ્ સત્પુરુષોને ઈશ્વરતુલ્ય ગણવાનું, ઈશ્વરસદૃશ માન આપવાનું, તથા ઈશ્વરસદૃશ તેમની ભક્તિ કરવાનું કહે છે, તો પછી શાસ્ત્રની આ આજ્ઞાને અનુસરનારને કોઈ મહાત્માએ રોકવાનું પણ શું પ્રયોજન ? અમારા ગુરુશ્રી બ્રહ્મવિદ્ કે બ્રહ્મવિદ્વર મહાપુરુષ નથી, એવું આ પ્રતિપક્ષીઓ જ્યાં સુધી સપ્રમાણ સિદ્ધ કરી ન શકે ત્યાં સુધી તેમને અપાતા ઈશ્વરસદૃશ માનમાં વિરોધ ઉઠાવવાનો તેમને લેશ પણ અધિકાર નથી.

મેં કહ્યું, ભાઈ હરિહરરાય ! તમારી આજની વાતચીતથી મને બહુ સંતોષ થયો. ગુરુપદે સ્થિત યોગ્ય મહાપુરુષોને સર્વોત્તમ માન આપવાના અભિપ્રાયવાળો હું પણ છું, અને તમારાં વચનોથી હું એ મારા અભિપ્રાયમાં અધિક નિઃશંક થયો છું. વારુ, તમારા ગુરુશ્રી હાલ ચાલતા અનેક ધર્મોમાંથી કયા ધર્મનો બોધ કરે છે, અથવા તેમણે કોઈ નવો જ પંથ કાઢ્યો છે ?

તેણે ઉત્તર આંપ્યું, અમારા ગુરુશ્રીએ કોઈ નવો ધર્મ કે નવો પંથ કાઢવા જેવું કશું જ કર્યું નથી; પણ શ્રુતિસ્મૃતિપ્રતિપાદિત જે અનાદિ વેદધર્મ છે, અને જે હમણાં ઘણોખરો અંધકારવડે આચ્છાદિત થઈ ગયો છે, તેને પ્રકાશમાં આણવાનો પ્રયત્ન કર્યો છે. તેઓશ્રી કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણેનો અધિકારાનુસાર બોધ કરે છે. કર્મ અને ભક્તિને અનુસરનારા જેમ જ્ઞાનનું ખંડન કરે છે, અને જ્ઞાનને અનુસરનારા જેમ કર્મ અને ભક્તિનું ખંડન કરે છે, તેમ

તેઓશ્રી કોઈનું ખંડન કરતા નથી, પણ સર્વોત્તમ કલ્યાણ જે મોક્ષ, તેનો અનુભવ કરવામાં તે ત્રણેની અનિવાર્ય આવશ્યકતા પ્રબોધે છે. કર્મ અને ઉપાસના એ જ્ઞાનનાં પરંપરા સાધનો હોવાથી તેઓશ્રી શિષ્યોના મળ અને વિક્ષેપને ટાળીને તેમને પ્રથમ જ્ઞાનને માટે યોગ્યતા અર્પે છે, અને યોગ્યતા આવ્યે જ જ્ઞાનમાર્ગમાં તેમનો પ્રવેશ કરાવે છે, અને આમ હોવાથી એકલા તત્ત્વવિદ્યાના ગ્રંથોના ઘણા વર્ષના અભ્યાસથી પણ અંતઃકરણની જે ઉચ્ચ સ્થિતિ, અન્ય મનુષ્યોમાં પ્રકટેલી આજે જોવામાં આવતી નથી તેવી વિશુદ્ધ ઉચ્ચ સ્થિતિ, તેમના શિષ્યોમાંથી અનેકના હૃદયમાં કર્મનાં, યોગનાં, ઉપાસનાનાં તથા તત્ત્વવિચારનાં વિવિધ સાધનોના અભ્યાસથી પ્રકટેલી જોવામાં આવે છે. પ્રિય મણિધરરાય ! અમારા ગુરુશ્રીએ નવો ધર્મ કે નવો પંથ કાઢ્યો જ નથી, પણ શ્રી વ્યાસ ભગવાને, તથા શ્રી શંકર ભગવાને તથા અનેક ઋષિમુનિઓએ પ્રકાશમાં આણેલી, પોષેલી, તથા સંવર્ધન કરેલી બ્રહ્મવિદ્યા અથવા અધ્યાત્મવિદ્યાનો ઉદ્ધાર કરવાનો, વિચારહીન મનુષ્યોને નવીનજેવો ભાસતો પ્રયત્ન કર્યો છે. આ બ્રહ્મવિદ્યાને વેદાંતશાસ્ત્ર, એ શબ્દવડે પણ ઘણા ઓળખે છે.

મેં કહ્યું મિત્ર ! આ તો આજથી પાંચ છ વર્ષઉપર મહીપતરામભાઈએ પ્રાર્થનાસમાજમાં પોતાના એક વ્યાખ્યાનમાં જેનું ખંડન કરવા પ્રયત્ન કર્યો હતો તે જ શાસ્ત્ર. ભાઈ! તમને સાંભરે છે ? સાક્ષરકુલભૂષણ શ્રીયુત મનઃસુખરામભાઈએ વિચારસાગરનું ગુજરાતી ભાષાંતર પ્રથમ જ્યારે પ્રકટ કર્યું ત્યારે એ ગ્રંથના મંગલાચરણમાં આવેલા દોહરાઉપર મહીપતરામભાઈએ કેવી સખ્ત ટીકા કરી હતી ! 'જે સુખ નિત્ય પ્રકાશ વિભુ, નામરૂપ આધાર, મતિ જાણે, જાણે ન મતિ, તે હું શુદ્ધ અપાર '—એ દોહરો તથા ત્યાર પછીના સર્વ દોહરા વાંચીને, અંતમાં 'તે મારો છે આત્મા, કોને કરૂં પ્રણામ ' એ લીટી વાંચીને તેનાઉપર તેમણે જે જે કઠોર પ્રહાર કર્યા હતા, તે હજી પણ મને તો બરાબર સ્મરણમાં છે તેમણે કહ્યું હતું કે પોતાને જ બ્રહ્મ માનનાર વેદાંતશાસ્ત્રજેવું નાસ્તિકશાસ્ત્ર બીજું એકે નથી. આવા મતિને ભ્રષ્ટ કરનાર વિચારસાગરજેવા ગ્રંથો કોઈએ કદી પણ વાંચવા નહિ. મિત્ર ! મહીપતરામભાઈના આ બોધથી જો કે મનઃસુખરામભાઈની વિદ્વત્તાવિષે આપણને ઘણો જ ઉંચો અભિપ્રાય હતો તોપણ કોઈ દિવસ પણ વિચારસાગરને ન વાંચવા આપણે ઉભયે જે નિશ્ચય કર્યો હતો તે તમને સ્મરણમાં તો હશે જ. આથી તમારા ગુરુશ્રી વેદાંતનો બોધ કરે છે, એ જાણી પ્રથમ તો તમારી વૃત્તિમાં તેમને માટે બહુ જ પ્રતિકૂળ વિચાર બંધાયો હશે ?

તેણે કહ્યું, મહીપતરામભાઈના વ્યાખ્યાનનું અને આપણા નિશ્ચયનું મને બરાબર સ્મરણ છે. વેદાંતશાસ્ત્રના સિદ્ધાંતોનું અવલોકન કર્યાવિના તે નાસ્તિક શાસ્ત્ર છે, એ પ્રકારનો બોધ આપવાનું મહીપતરામભાઈએ જે અવિચારી પગલું ભર્યું હતું, તેથી જ લાંબા સમય સુધી વિચારસાગરજેવા ઉત્તમ ગ્રંથપ્રતિ મને અભાવ રહ્યો હતો, અને તેથી મારૂં સત્વર હિત થવામાં વિલંબ થયો હતો. તોપણ અમારા ગુરુશ્રીનો મને સમાગમ થયા પૂર્વે જ વિચારસાગર અનાયાસ કોઈએ મને બતાવવાથી અને માત્ર કૂતુહલથી તે વાંચવા જતાં મને મહીપતરામભાઈએ કરેલા પ્રહારો કેવળ પાયવિનાના હતા, એ સ્પષ્ટ થયું હતું. મારી તો ખાતરી થઈ છે કે પ્રાર્થનાસમાજે ધર્મની બાબતમાં ઘણા નિર્દોષ મનુષ્યોને બહુ આડા દોર્યા છે.

મેં કહ્યું, ભાઈ! તમારા ગુરુશ્રી નિત્ય વડોદરામાં જ રહે છે? મને તેમનાં દર્શન કરાવશો ?

તેણે કહ્યું, અવશ્ય, તેમની પાસે જવામાં કોઈ ભલામણની જરૂર જ નથી. તેઓ એટલા સરળ અંતઃકરણના નિરભિમાન મહાપુરુષ છે તથા તે સાથે એટલા પરોપકારવૃત્તિવાળા છે કે ગમે તેવા રંક મનુષ્યને પણ તેમનાં દર્શન સહજ થાય છે. તમારે જ્યારે અનુકૂળતા હોય ત્યારે સુખેથી વડોદરે પધારજો. બહુ કરીને તેઓશ્રી વડોદરે જ રહે છે તથાપિ ક્યાંહિ બહાર જવાનુ થયું હશે તો હું તમને પત્રથી જણાવીશ.

આ પછી અમારે આડીઅવળી બીજી વિવિધ વાર્તા ચાલી, પણ તે સર્વનું વર્ણન અત્ર પ્રયોજનવિનાનું હોવાથી તેનું વર્ણન કરવું મેં યોગ્ય ગણ્યુ નથી. પછી ઘણો સમય જવાથી હરિહરરાય પોતાને ઘેર ગયો અને હું પણ મારે કામે લાગ્યો.

---

## પ્રકરણ ૧૫.

## અગમ્ય અતિથિ.




ગિનીનું પત્ર આવ્યાને આજે લગભગ એક વર્ષ થઈ ગયું છે. પત્રનું સવિસ્તર ઉત્તર લખવા મેં અનેક વાર આરંભ કર્યો હતો, પરંતુ પ્રત્યેક પ્રસંગે આરંભ કરતાં જ કંઈ ને કંઈ વિઘ્ન આવી નડતું. પત્ર આવ્યું તે જ દિવસે ઉત્તર લખવા મારો નિશ્ચય હતો, પરંતુ ગયા પ્રકરણમાં વર્ણવ્યાપ્રમાણે મારા મિત્ર હરિહરરાયની સાથે વાતચીતમાં ઘણો સમય જવાથી મેં બીજે દિવસે તે લખવા

ધાર્યું હતું, પણ ઉપર કહ્યું તેમ મને ઉત્તર લખવા જેવી નિવૃત્તિ પ્રાપ્ત થઈ નહિ, અને લગભગ એક વર્ષજેટલો સમય વહી ગયો.

હરિહરરાય અને હું પુનઃ ઘણી વાર મળ્યા હતા, અને અમારે અનેક વિષયઉપર ચર્ચા થઈ હતી. તેના ગુરુ શ્રીનૃસિંહાચાર્યજીવિષે મારો ઉત્તમ અભિપ્રાય બંધાયો હતો, અને તેમનાં દર્શનમાટે વડોદરે જવા મેં દૃઢ નિશ્ચય કર્યો હતો, પરંતુ તેઓશ્રીનું અકસ્માત્ કાઠિઆવાડના પ્રવાસમાં જવાનું થયું છે, એવું મારા મિત્રનું વડોદરેથી પત્ર આવવાથી, મેં તેઓશ્રી પાછા ફરે ત્યારે કોઈ અનુકૂળ સમયે ત્યાં જવાનું રાખ્યું હતું.

આ સંધિમાં યોગિનીનાં મારા પર ઘણાં પત્રો આવ્યાં હતાં. સાવિત્રીબાઈતરફથી તેને જે જે શિક્ષણ મળતું, તે સર્વ સંક્ષેપમાં તેણે આ પત્રોમાં મને લખી જણાવ્યુ હતું. એ પત્રોમાં સ્ત્રિઓને તથા પુરુષોને બોધ મળે એવું ઘણું છે, અને તેથી તે સર્વ પત્રોને આ મારી વાર્તામાં ઉતારી લેવા મને ઘણું મન થાય છે, પરંતુ તેમ કરતાં ઘણું લંબાણ થાય, અને મારી વાર્તાને આગળ જાણવાની આતુરતાવાળાને ભારે અકળામણ થાય માટે બળાત્કારથી મારી વૃત્તિને રોકીને હું મારી વાર્તાને જ આગળ ચલાવું છું. ઈશ્વરેચ્છાથી ભવિષ્યમાં અનુકૂળતા આવશે તો એ પત્રોને મારી પ્રિય યોગિનીના નામથી હું પૃથક્ ગ્રંથરૂપે કોઈ સમયે પ્રકટ કરીશ.

યોગિનીને મેં પણ મારી કુશળતાનાં ઘણાં પત્રો આ અરસામાં લખ્યાં હતાં. માત્ર તેના પૂર્વોક્ત પત્રનું કંઈક વિસ્તારવાળું ઉત્તર લખવા જે મેં ધાર્યું હતું, તેમાં હું આજ સુધી નિષ્ફળ થયો હતો, તોપણ શું લખવું એ સંબંધમાં મેં ઘણા વિચારો કર્યાં હતા, અને એક વર્ષ વહી ગયા છતાં પણ તે વિચારોને યથેચ્છ નિવૃત્તિ મળ્યે સંક્ષેપમાં લખવા મારી વૃત્તિનો વેગ હજી જેવો ને તેવો બન્યો રહ્યો હતો.

ગુરુની આજ્ઞાપ્રમાણે મેં બંધાવા માંડેલું ઘર અથવા ખરૂં કહું તો મહાલય હવે પૂર્ણ બંધાઈ ગયો હતો. સુતાર, કડીયા વગેરે સર્વને રજા આપી દેવામાં આવી હતી. મારા તરફથી નીમવામાં આવેલા માળીઓએ ભવનની ચારે બાજુએ આવી રહેલાં વિશાળ આંગણામાં વિવિધ પ્રકારનાં પુષ્પવૃક્ષ તથા ફલવૃક્ષ રોપી દીધાં હતાં. ફુવારા, વેલાઓને ચઢવાના મંડપો ઉપવનમાં ફરવાની પગથીઓ વગેરે સર્વ મનોહર રીતે રચવામાં આવ્યું હતું. ચાકરોને રહેવાની ઓરડીઓ તથા તબેલા પણ બંધાઈ ચુકયા હતા, અને બે લેન્ડો, એક વિક્ટોરિયા, એક સીઆમ, એક ડોકકાર્ટ તથા છ સુંદર બળવાન્ તથા ઉંચા અરબી ઘોડા યોગ્ય સ્થળેથી મંગાવવાનાં પત્રો પણ મેં કયારનાં લખી દીધાં હતાં.

મકાન બંધાઈ રહ્યા પછી તેમાં ગુપ્ત બાંધકામ કરવા માટે જે મનુષ્યના આવવા વિષે ગુરુએ 'આજ્ઞાઓ' માં સૂચવ્યું હતું તે મનુષ્ય હજી આવ્યો ન હતો. પરંતુ મકાનને શણગારવા માટે ખુરશીઓ, મેજ, કોચ વગેરે વિવિધ સરસામાન મંગાવવામાં તથા તે સર્વની યોગ્ય વ્યવસ્થા કરવામાં હું એવો તો ગુંથાયલો રહેતો હતો કે મને તે સંબંધી વિચાર કરવાની ક્વચિત્ જ નિવૃત્તિ મળતી.

આજે સપ્ટેંબરની ત્રિશમી તારીખ હતી. આકાશ ઘમઘોર થયું હતું, અને મંદ મંદ વૃષ્ટિ થતી હતી. રાત્રિના આઠ વાગ્યા હતા, અને વાળુ કરીને હું મારા મેડાઉપર બારણાને અંદરથી સાંકળ અડકાવી આરામ ખુરશીઉપર લાંબો થઈને વિશ્રાંતિ લેતો પડ્યો હતો. સ્વભાવથી જ એક વર્ષ પૂર્વેની મારી સ્થિતિના વિચારો મને સ્ફુરવા લાગ્યા. મારી નિર્ધનતા નષ્ટ થયા પછી વ્યવહારમાં મને જે અનુભવ થયા હતા, તે સર્વનાં ચિત્ર એક પછી એક મારી સ્મૃતિમાં તરવા લાગ્યાં, અને તે જોઈને મને સ્મિત થયાવિના રહ્યું નહિ.

હું એક મોટો સુંદર બંગલો બંધાવું છું, તથા મારી પાસે પુષ્કળ ધન છે, એમ લોકોમાં જેમ જેમ પ્રસિદ્ધ થતું ગયું હતું તેમ તેમ નાના મોટા સર્વમાં મારી પ્રતિષ્ઠા વધતી ગઈ હતી, અને સર્વ મારી સાથે મિત્રતા બાંધવા અને ઓળખાણ કરવા અત્યંત આતુરતા ધરવા લાગ્યાં હતાં. મારે ત્યાં આવનાર દરદીઓની સંખ્યા પણ એટલી બધી વધી ગઈ હતી કે મારે 'હોસ્પીટલ આસિસ્ટંટ' ની પરીક્ષામાં પાસ થયેલા બે ડોક્ટરોને મારે ત્યાં નોકરીએ રાખવા પડ્યા હતા. પ્રત્યેક વરઘોડામાં, પ્રત્યેક મીજલસમાં, અને પ્રત્યેક શુભ પ્રસંગમાં મને નિમંત્રણ આવવા લાગ્યાં હતાં. સભાઓમાં પ્રમુખતરીકે વિરાજવાને લોકો આગ્રહથી જ્યારે ત્યારે મને તેડી જવા લાગ્યા હતા; અને જે તે રીતે સર્વ મારી પ્રસન્નતા પ્રાપ્ત કરવા લાગ્યા હતા. આ સર્વ ચિત્રો એક પછી એક મારી વૃત્તિમાં સ્ફુરવા લાગ્યાં.

કેટલાક ધારતા હતા કે મને સટ્ટામાંથી પુષ્કળ ધન મળ્યું છે, કેટલાક ધારતા હતાં કે યુરોપની કોઈ લૉટરીમાંથી મને બે ચાર લાખ રૂપિયા આવ્યા છે, અને કેટલાકે એવી પણ ગપ ચલાવી હતી કે હું જ્યારે વિલાયતમાં હતો ત્યારે મારે કોઈ ધનવાન્ સ્ત્રિસાથે સ્નેહ બંધાયો હતો, અને તે મરી જવાથી તેનું અનર્ગળ દ્રવ્ય તેણે મને આપવાનું વિલ કર્યું હતું. આ પ્રમાણે મારા અકસ્માત્ શ્રીમાન્ થવાના સંબંધમાં લોકો વિવિધ અનુમાન બાંધતા હતા. તે સર્વના વિચારો મારા અંતઃકરણમાં ચાલતા હતા એટલામાં મારા પાછળ ઓચિંતા 'જય જય'

એવો સ્વર સાંભળી હું એકદમ ચમક્યો. હું બારણું બંધ કરી ખુરશીપર આરામ લેવા પડ્યો હતો, તે સમયે ઓરડામાં કોઈજ હતું નહિ, અને હજી બારણુંને અંદરથી સાંકળ દીધેલી જ હતી, તેથી મારી પાછળ ઓચિંતો કોઈ મનુષ્યનો આ સ્વર નીકળવાથી, આ કોણ બોલ્યું તે જોવાને હું એકદમ બેઠો થયો, અને મારી પાછળ જોયું. મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મારાથી બે હાથને છેટે મારી પાછળ એક મનુષ્ય ઉભો હતો.

મેં પુનઃ દ્વારપ્રતિ દૃષ્ટિ નાંખી. તે બંધ હતું, અને તેને સાંકળ ચઢાવેલી હતી. ઓરડાની અંદર પ્રવેશવાનો તે દ્વારવિના અન્ય કોઈ પણ માર્ગ હતો નહિ. હું ચકિત થઈ તે ઉભેલા મનુષ્યસામું ટગર ટગર જોવા લાગ્યો. તેને મેં કોઈ દિવસ જોયો ન હતો. તેણે ભગવાં વસ્ત્ર ધારણ કરેલાં હતાં; એમ છતાં તેના હસ્તમાં દંડ ન હોવાથી તે સંન્યાસી ન હતો. તે મધ્યમ ઉંચાઈનો હતો. તેના શરીરનો વર્ણ કંઈક ગૌર હતો. તેનાં નેત્ર તેજસ્વી, સ્થિર અને કંઈક વિલક્ષણ ખુમારીવાળાં હતાં. તેની મુખમુદ્રા પ્રૌઢ અને પ્રતાપવાળી હતી. તે કોણ હશે, ક્યાંથી આવ્યો હશે. દ્વાર બંધ છતાં અંદર તેણે શી રીતે પ્રવેશ કર્યો, એ વગેરે વિચાર કરતો હું તેના સામું દિઙ્મૂઢ થઈ જોયા કરતો હતો. એટલામાં તેણે પોતાના ડાબા હાથની ત્રીજી આંગળીઉપર પહેરેલી વીંટી મને બતાવી, અને સહજ સ્મિત કરીને મને પૂછ્યું કે 'તમારે સાહાય્ય જોઈએ છે'?

ગુરુએ વર્ણન કરેલી વીંટી મેં તત્કાળ ઓળખી, અને મને 'ગુરુની આજ્ઞાઓ'નું સ્મરણ થઈ આવ્યું. ગુરુએ ગુપ્ત બાંધકામ કરવા જે મનુષ્યને મોકલવા 'આજ્ઞાઓ' માં લખ્યું છે, તે આ જ મનુષ્ય છે, એમ મને તરત ભાન થયું. ગુરુના સામર્થ્યનો આ નવીન ચમત્કાર જોઈ હું આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયો. કારણ કે આવી ચમત્કારિક રીતે ગુરુતરફથી આ મનુષ્ય આવશે, એમ મેં સ્વપ્ને પણ અનુમાન કર્યું ન હતું.

મને આશ્ચર્યથી સ્તબ્ધીભાવને પામેલો જોઈને તે મનુષ્ય બોલ્યો, 'મકાન હવે સંપૂર્ણ રીતે બંધાઈ રહેવાથી હું આવ્યો છું. હું આવીશ કે કેમ, એ વિષે તમને એક પ્રસંગે સંશય સ્ફુર્યો હતો, પણ હવે તમને ખાતરી થઈ હશે કે સિદ્ધ પુરુષોનાં વચનો કદી નિષ્ફળ જતાં નથી.'

આ મનુષ્યના આવવા સંબંધમાં મને પૂર્વે સંશય સ્ફુર્યો હતો, એ વાર્તા સાચી હતી, અને તેથી શું ઉત્તર આપવો, તેનો વિચાર

છું કરતો હતો, એટલામાં મારી પાસે પડેલી ખુરશીઉપર તે બેઠો, અને મને પણ પાસે પડેલી બીજી ખુરશીપર બેસવાનું કહીને તે પુનઃ બોલ્યો. ' મનુષ્યમાં કેવી આશ્ચર્યકારક ગૂઢ શક્તિઓ રહેલી છે, તે વિષે તમે અંગ્રેજી શિક્ષણ પામેલા બહુ જ થોડું જાણો છો. તમે પ્રવૃત્તિનાં સુખોને સુખનો પરાવધિ માનો છો, અને નિવૃત્તિથી પ્રાપ્ત થનારાં સુખ તથા સામર્થ્યના અસ્તિત્વનો પણ સ્વીકાર કરતા નથી. પરંતુ જેમ કૂપમાં નિવાસ કરનાર દર્દુરને સમુદ્રના અગાધ વિસ્તારનું સ્વલ્પ અંશે પણ ભાન હોતું નથી, તેમ પ્રવૃત્તિમાં જ રચ્યાપચ્યા રહેનાર તમને નિવૃત્તિના અગાધ મહિમાનું લેશ પણ ભાન હોતું નથી. તમે વિષયસુખોને પ્રાપ્ત કરવાના પ્રયત્નને જ સાચી પ્રવૃત્તિ ગણો છો, અને નિવૃત્તિને આળસ ગણો છો, પરંતુ એ તમારૂ માનવું નિવૃત્તિના સ્વરૂપનું અજ્ઞાન જ સૂચવે છે. વસ્તુતઃ પ્રવૃત્તિની સર્વોત્કૃષ્ટ કળા એ જ નિવૃત્તિ છે. પ્રવૃત્તિ જેમ જેમ સૂક્ષ્મતાને અને ઉચ્ચતાને ધારણ કરે છે, તેમ તેમ તેનો પરિણામ નિવૃત્તિમાં જ આવતો જાય છે. એક મનુષ્ય આખો દિવસ તગારાં વહે, અને અન્ય મનુષ્ય શરીરની કોઈ ક્રિયા ન કરતાં આખો દિવસ એકાંતમાં બેઠો બેઠો પોતે આરંભેલા કોઈ શોધસંબંધી વિચારો કર્યા કરે, તેમાં તગારાં વહેનાર મનુષ્ય, વિદ્યાસંબંધી શોધ કરનાર મનુષ્યને આળસુ ગણે તે શું યોગ્ય ગણાશે ? ઉપરથી જોતાં આખો દિવસ તગારાં વહેનાર મજુર જ ઉદ્યમ કરતો જણાય છે, અને વિચારમાં લીન રહેનાર આળસમાં સમય ગાળતો જણાય છે, પણ બુદ્ધિમાનને સ્પષ્ટ છે કે મજુર પ્રવૃત્તિ કરતો દેખાતો છતાં તથા વિદ્યાભિજ્ઞ નિવૃત્તિને સેવતો દેખાતો છતાં, મજુરની પ્રવૃત્તિકરતાં વિદ્યાભિજ્ઞ સહસ્રગણી ઉચી પ્રવૃત્તિને સેવતો હોય છે. મજુરની પ્રવૃત્તિ સ્થૂલ છે, અને અત્યંત ન્યૂન ફળને આપનારી છે, અને વિદ્વાનની પ્રવૃત્તિ સૂક્ષ્મ છે, અને મહાન્ ફળને અર્પનારી છે. મજુરને વિદ્વાનની ઉચ્ચ પ્રવૃત્તિનો સ્વપ્ને પણ ભાસ થતો નથી. અને તે તેને આળસુ તથા બેઠા બેઠા મફતનું ખાનાર ગણે છે, તેમ હાલના અંગ્રેજી શિક્ષણ પામેલા તથા મજુરથી અધિક ઉચ્ચ પ્રવૃત્તિને સેવતા મનુષ્યોને યોગીઓની તથા તત્ત્વવિત્ પુરુષોની ઉચ્ચતમ પ્રવૃત્તિ જેને તેઓ નિવૃત્તિ શબ્દથી ઓળખે છે, તેનો સ્વપ્ને પણ ભાસ થતો નથી, અને તેથી તેઓ યોગીઓને તથા તત્ત્વવિત્ પુરુષોને અત્યંત આળસુ તથા દેશને ભારરૂપ ગણે છે. પરંતુ વસ્તુતઃ તેમ નથી જ. પાશ્ચાત્ય પ્રજાની હાલની પ્રવૃત્તિ એ યોગીઓની ઉચ્ચતમ પ્રવૃત્તિઆગળ, મણિઆગળ કાચના કકડાજેવી નિર્માલ્ય અને ક્ષુદ્ર છે. વૈષયિક સુખો પ્રાપ્ત કરવાની હદઉપરાંત પ્રવૃત્તિમાં પાશ્ચાત્ય પ્રજા જે પારવિનાના ધમપછાડા

કરી રહી છે, તેથી તેઓનાં અત્યંત મૂલ્યવાન્ જે અન્ય સામર્થ્યો કટાઈ જાય છે, અથવા તેમનો જે દુરુપયોગ થાય છે, તેનું તેમને લેશ પણ ભાન નથી.

તે અગમ્ય અતિથિને બોલતો બંધ રહેલો જોઈને હું બોલ્યો, આપ નિવૃત્તિની સ્તુતિ કરો છો, અને પ્રવૃત્તિને નિંદો છો; પરંતુ પ્રવૃત્તિવિના આપણા ભરતખંડની આજે શું અધોગતિ નથી થઈ? માળાના મણકા મૂક્યા કરવાથી આપણા અવનતિને પામેલા દેશની ઉન્નતિ થશે, એમ શું આપ કહો છો ?

તે અતિથિ બોલ્યો, મણિધરરાય ! મારાં વચનોનો ખરો ભાવ તમારા લક્ષમાં આવ્યો જણાતો નથી. હું પ્રવૃત્તિને નિંદતો નથી, તેમ તેની આવશ્યકતા નથી, એમ પણ કહેતો નથી. મારૂં જે કહેવું છે તે એ જ છે કે પ્રવૃત્તિની કેવળ ઉપાસનામાં આજે જે નિવૃત્તિનો ભોગ અપાય છે, તે હાનિ કરનાર છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ ઉભયનું યોગ્ય પ્રકારે સેવન એ જ સાચી અને સ્થાયી ઉન્નતિને આપનાર છે, એમ મારૂં કહેવું છે. આપણા દેશમાં તો સાચી પ્રવૃત્તિ પણ નથી, અને સાચી નિવૃત્તિ પણ નથી. માળાના મણકા મૂક્યા કરવા, અથવા ભજનના રાગડા તાણ્યા કરવા, એ જ યથાર્થ નિવૃત્તિનું સ્વરૂપ છે, એમ સમજવામાં આપણા લોકો મોટી ભૂલ કરે છે. જેમ સોડો તાણીને સુવું એનું નામ નિદ્રા નથી, તેમ મુખેથી રામ રામ બોલ્યા કરવું, એ કંઈ ખરી નિવૃત્તિ નથી. જેમ રોગી મનુષ્ય આખો દિવસ અને રાત્રી શય્યામાં સુઈ રહે છે, પણ જો તેને નિદ્રા નથી આવતી તો તેનો વ્યાધિ નિવૃત્ત થતો નથી, અને તેને આરોગ્ય પ્રાપ્ત થતું નથી, તેમ કોઈ આખો દિવસ માળાના મણકા મૂક્યા કરે, અથવા નેત્ર મીંચીને આસનવાળીને બેસે, અથવા ગીતા કે ભાગવત વાંચ્યા કરે, પણ તેની વૃત્તિ પરમાત્મામાં વિલીન થઈ પરમાત્માકાર નથી થતી, તો નિવૃત્તિનું અસાધારણ ઉચ્ચ ફળ તેને કદી પણ અનુભવમાં આવતું નથી. પરમાત્મામાં વૃત્તિની એકાકારતા એ જ યથાર્થ નિવૃત્તિ છે, અને આવી નિવૃત્તિ સર્વ પ્રકારનાં કલ્યાણને સિદ્ધ કરનારી છે. શું તમે એમ કહી શકો છો કે આપણો દેશ આજે આ પ્રકારની નિવૃત્તિ સેવે છે, માટે અધોગતિને પામ્યો છે ? આપણા દેશનાં લાખો મનુષ્યોનાં યૂથમાંથી આવી સાચી નિવૃત્તિ સેવનાર પાંચ દશ મનુષ્યો મળવાં પણ દુર્લભ છે, તો પછી દેશની અધોગતિ નિવૃત્તિના સેવનથી થઈ છે, એમ તમે શા આધારથી કહી શકો છો ? પ્રવૃત્તિની આપણા દેશને અગત્ય છે, પણ તે નિવૃત્તિનો ભોગ આપીને નહિ જ. પરંતુ આજે પાશ્ચાત્ય કેળવણી પામેલા મનુષ્યોનો મોટો ભાગ કેવળ પ્રવૃત્તિ-

નો જ ઉપદેશ કરે છે, અને નિવૃત્તિઉપર ચોધારૂં ખડ્ગ વાપરે છે. આ ભૂલભરેલું છે, એટલું જ દર્શાવવાનો મારાં વચનોનો ભાવ છે. બાકી વસ્તુતઃ સાચી પ્રવૃત્તિ નિવૃત્તિના અધિકારી કરે છે, એમ તો હું પૂર્વે કહી જ ગયો છું. પ્રવૃત્તિની યથાર્થ સિદ્ધિ થયા પછી નિવૃત્તિનો બોધ આપવો યોગ્ય છે, એમ જો કોઈ કહે તો તે યોગ્ય નથી. કારણ કે જેમ રાત્રિએ લીધેલી નિદ્રા દિવસે વિવિધ ઉદ્યોગ કરવાનું મનુષ્યને બળ આપે છે, તેમ નિત્ય થોડો સમય સાધેલી યથાર્થ નિવૃત્તિ, ઉત્તમ પ્રકારની પ્રવૃત્તિ સાધવાનું મનુષ્યને બળ આપે છે. આથી નિવૃત્તિ એ પ્રવૃત્તિની વિઘાતક નથી પણ ઉપકારક છે. પરંતુ આ સિદ્ધ વાર્તાને વિસરી જઈ હાલના અંગ્રેજી શિક્ષણ પામેલા, આર્યશાસ્ત્રપ્રતિપાદિત નિવૃત્તિનાં સાધનોનું ખંડન કરે છે, એ ભૂલભરેલું છે. નિવૃત્તિ પ્રવૃત્તિની પોષક હોવાથી જ આપણાં શાસ્ત્રો પ્રત્યેક મનુષ્યને પ્રાતઃકાળમા સ્નાન વગેરેથી પરવારી થોડો સમય પણ ઈશ્વરોપાસનમાં ગાળવા ઉપદેશ આપે છે, સંધ્યાઆદિ નિત્યકર્મનો પણ એ જ ઉદ્દેશ છે, અને તેથી હાલના સુધારાવાળા જે સંધ્યા આદિ સત્કર્મોનું હાસ્ય તથા ખંડન કરવાનો પ્રયત્ન કરે છે, તે તેમના અજ્ઞાનને જ સૂચવે છે.

મણિધરરાય ! આજે મનુષ્યોમાંથી સ્થૈર્ય, ધૈર્ય, શાંતિ આદિ સદ્‌ગુણોનો કેટલો અભાવ થઈ ગયો છે, તે શું તમે પ્રત્યક્ષ નથી જોતા ? ગમે તેવા ઉચ્ચ શિક્ષણ પામેલા મનુષ્યને તમે જુઓ, અને તેની વૃત્તિ કેટલી વલવલાટવાળી છે, તે તમને તત્કાળ સમજાશે. પ્રાતઃકાળથી તે ઉઠે છે ત્યારથી રાત્રિએ નિદ્રા લે છે, ત્યાં સુધી તેની વૃત્તિને હડકવાયા શ્વાનની પેઠે જરા પણ શાંતિ હોતી નથી. તે પોતે કોણ છે, તે જેમ જાણતો નથી, તેમ અન્ય મનુષ્યો તથા આખું જગત્ શું છે તેનું તેને જ્ઞાન હોતું નથી, અને તેથી તે માત્ર પોતાનો જ સ્વાર્થ સાધવામાં રચ્યોપચ્યો રહે છે, અને અન્ય અનેક મનુષ્યોના સ્વાર્થને હાનિ થતી હોય તેની તેને લેશ પણ દરકાર હોતી નથી. પશ્ચિમની પ્રજાનાં અંતઃકરણનું સ્વરૂપ જુઓ, અને મારા કહેવામાં કેટલું સત્ય રહ્યું છે, તે તમને પ્રત્યક્ષ થયા વિના નહિ રહે. પોતાનો સ્વાર્થ સાધવામાં તેઓ અન્ય પ્રજાને છુંદી નાંખવામાં કેટલી તત્પર રહે છે, તેનો શું તમે નિત્ય અનુભવ નથી કરતા ? તેઓ પોતાને અત્યંત સુધરેલા ગણાવે છે, અને આપણને જંગલી ગણે છે, તેઓ પોતાને પરમેશ્વરે પ્રેરેલા ધર્મને અનુસરનારા ખ્રિસ્તીઓ માને છે, અને આપણને અંધકારમાં ગોથાં ખાતા મૂર્તિપૂજકો અને બહુચકો ગણે છે, અને તેમ છતાં તેમનું વર્તન જુઓ. તેઓની આપણા

કરતાં હજારગણી કે લાખગણી ચઢતી સ્થિતિ શું તેઓના વર્તનમાં અલ્પ અંશમાં પણ જણાઈ આવે છે ? તમે લોકો બુમો પાડી પાડીને થાકો છો, કૉન્ગ્રેસો ભરો છો, તમારાં દુઃખો તેમને જણાવવાને સેંકડો ઉપાયો રચો છો, પણ તમારો એક પણ શબ્દ તેમનાં 'સુધરેલાં' અને 'પ્રકાશમય' (enlightened) હૃદયમાં ઉતર્યો છે ? પોતાના સ્વાર્થઆગળ તમારી કોને પડી છે ? તમારા દેશના હુન્નરોનો તથા કળાઓનો નાશ થતો જાય છે, ઉદ્યમવિના તમારા દેશનાં હજારો અને લાખો મનુષ્યો ભુખે મરી જાય છે, તમારાં બાળકો અયોગ્ય પ્રકારની કેળવણીથી યુવાવસ્થામાં જ ધરડા ખખ થઈ જાય છે, દરવર્ષે તમારા દેશમાં દુષ્કાળ પડે છે, અને મહા વ્યાધિઓ સ્થાયીનું ઘર કરી રહ્યા છે, અને તેથી લાખો મનુષ્યોનો પ્રતિવર્ષે સંહાર થાય છે. અને આ વિના તમારી પ્રજા સેંકડો દુઃખોથી પીલાયા કરે છે, તો પણ Love thy neighbour as thyself (તારા પાડોશીનાઉપર તારા પોતાના જેવો જ પ્રેમ રાખ) એવી આજ્ઞા જે ધર્મમાં છે તે ધર્મને અનુસરનારા આ વિદેશી લોકો પોતાના જાતિભાઈઓઉપર જેટલો પ્રેમ રાખે છે, અને તેમના સુખને માટે જેટલા પ્રયત્નશીલ રહે છે તેનો કરોડમો ભાગ પણ તમારા દેશના લોકોઉપર પ્રેમ રાખે છે, અને તેમના સુખને માટે પ્રયત્નશીલ રહે છે, એમ તમે શું છાતી ઠોકીને કહી શકશો ? તેઓ બડી બડી વાતો કરવામાં શૂરા છે, અને વર્તનમાં કેવળ ઉલટા છે. તેઓના ચાવવાના અને દેખાડવાના દાંત જૂદા છે, એ શું તમને ડગલે ડગલે સ્પષ્ટ નથી થતું ? અને આ સઘળું થવાનું કારણ નિવૃત્તિનું ખુન કરી પ્રવૃત્તિની કેવળ ઉપાસના કર્યા કરવી, એ વિના બીજું કશું જ નથી. નિવૃત્તિવિના પ્રવૃત્તિ સાધવાથી આ પ્રકારના થયેલા અભ્યુદયને કોણ બુદ્ધિમાન્ મનુષ્ય સ્વીકારે ? લાખોને કચરી નાંખવાથી અને તેમની સાથે કીડાથી પણ ઉતરતા પ્રકારનું વર્તન કરવાથી, જો આર્યપ્રજા અભ્યુદયના શિખરે સ્થપાતી હોય તો તેવા અભ્યુદયથી આર્યપ્રજાને પરમાત્મા દૂર રાખો. અન્યના સ્વાર્થના ભોગે પોતાનો અભ્યુદય સાધવો, એના જેવું અધમ કૃત્ય અન્ય એકે નથી. અને નિવૃત્તિનો ત્યાગ કરી એકલી પ્રવૃત્તિ સેવવાથી જ આ સ્થિતિ આવતી હોવાથી જેઓ નિવૃત્તિનું ખંડન કરી કેવળ પ્રવૃત્તિનો ઉપદેશ કરે છે, તેઓ મનુષ્યના અભ્યુદયના ઉપદેષ્ટા નથી, પણ તેની બારેમાં બારે અવનતિના ઉપદેષ્ટા છે.

મેં વિનયથી કહ્યું, આપના અભિપ્રાયપ્રમાણે ત્યારે તો વિદેશી પ્રજાઓનું અનુકરણ કરવાથી આપણા દેશની અવનતિ થવાનો સંભવ જ જણાય છે. આપણી આવી અધમ સ્થિતિમાં વિદેશી પ્રજાઓનું

અનુકરણ શું આપણને હિતકર નથી ?

તે અતિથિએ ઉત્તર આપ્યું, વિદેશી પ્રજાઓનું અનુકરણ ન કરવું, એવો મારો લેશ પણ આશય નથી. ઉલટું ઉકરડામાં રત્ન પડ્યું હોય તો બુદ્ધિમાને સર્વ પ્રયત્નથી તે લેવું જ જોઈએ, એ નીતિપ્રમાણે વિદેશી પ્રજાઓમાં જે જે ઉત્તમ ગુણો તથા પ્રવૃત્તિના નિયમો હોય તે સર્વ આગ્રહથી તથા પ્રેમથી ગ્રહણ કરવામાં જ આપણું હિત છે, એવો મારો અભિપ્રાય છે. આમ છતાં વિદેશી પ્રજાનાં ઉત્તમ લક્ષણો સ્વીકારવાની આતુરતામાં આપણામાં રહેલી ઉત્તમ નીતિઓનો અનાદર ન કરવાપ્રતિ તથા તેમનો નાશ ન કરવાપ્રતિ આપણે અત્યંત સાવધાનતા સેવવાની જરૂર છે. પાશ્ચાત્ય શિક્ષણથી મોહ પામેલા મનુષ્યોમાં જે દોષ છે તે આ જ છે કે તેઓ જ્યારે વિદેશી સર્વ ગુણનીતિનિયમોની પ્રશંસા કરે છે, તથા તેમનો સ્વીકાર કરવા આગ્રહથી પ્રબોધ આપે છે ત્યારે તેઓ એતદ્દેશીય સર્વ ગુણનીતિનિયમોને અનુભવની કસોટીથી કસી જોયા વિના જ વખોડી કાઢે છે, અને તેમનો નાશ કરવા આગ્રહથી ઉપદેશ આપે છે. પ્રવૃત્તિમાર્ગમાં વિદેશીઓનું આપણે બહુ બહુ પ્રકારે અનુકરણ કરવા જેવું છે, પરંતુ તે સાથે આપણી પ્રજામાં પરાપૂર્વથી ચાલ્યાં આવતાં નિવૃત્તિનાં સાધનોનો આપણે લેશ પણ ત્યાગ કરવાનો નથી. વિદેશી પ્રવૃત્તિનાં સાધનોનું તથા એતદ્દેશીય નિવૃત્તિનાં સાધનોનું સાથે સાથે જ જ્યારે આપણે સેવન કરીશું ત્યારે આપણી ઉન્નતિના રથનાં બંને ચક્ર સુદૃઢ થવાથી એક ચક્રવાળી સાઇકલને જેમ આધારવિના ગબડી પડવાનો નિરંતર સંભવ રહે છે, તેમ આપણા ઉન્નતિના રથને ગબડી પડવાનો સંભવ રહેતો નથી. પણ હવે અધિક વિસ્તારનું પ્રયોજન નથી. એક સિદ્ધ વાર્તા આજે કોઇના લક્ષમાં ન ઉતરે તો બળાત્કારથી આજ ને આજ તેની બુદ્ધિમાં તે વાર્તા ઉતારવાનો પ્રયત્ન કરવો, એ અયોગ્ય છે. દુધ પીનાર બાળકને લાડુ ખવડાવવાનો કરેલો પ્રયત્ન બાળકનું હિત સાધતો નથી, તેમ જેની જે વાત સમજવા જેવી બુદ્ધિની સૂક્ષ્મતા થઈ નથી, તેને તે વાત બળાત્કારથી સમજાવવા કરેલો પ્રયત્ન તેનું હિત સાધતો નથી. ધૈર્ય ધરવામાં આવે છે તો સમય જતાં દુધ પીનાર બાળક લાડુ ખાતો તથા પચાવતો જાય છે, તેમ એકલી પ્રવૃત્તિમાં સુખ રહ્યું છે કે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ ઉભયના વિધિપૂર્વક સેવનમાં સુખ રહ્યું છે, એ વાર્તા સમય જતાં પાશ્ચાત્ય પ્રજાઓને આપોઆપ અનુભવથી સમજાશે. તેથી હવે આ અપ્રસ્તુત પ્રસંગને અટકાવી આપણે આપણા જ પ્રાપ્ત કર્તવ્યનો વિચાર કરીએ.

આ પ્રકારનાં વચનો બોલી તે અતિથિ બોલતો બંધ રહ્યો. તેની વાર્તા મને એટલી બધી સત્યથી ભરેલી લાગી કે તેમાં વિરોધ લેવા જેવું કશું જ મને જણાયું નહિ અને તેથી હું બોલ્યો, આપનાં વચનોનો હું સર્વાંશે સ્વીકાર કરૂં છું. અત્યાર સુધી મેં આપના અભિપ્રાયમાં શંકા ઉઠાવી હતી, તેથી આપને એવું અનુમાન થયું હશે કે હું આપના અભિપ્રાયથી વિરુદ્ધ વિચારનો છું. પરંતુ તેમ નથી. ગુરુનો સંબંધ થયા પછી મારા સર્વ નિશ્ચયોમાં મોટો ફેરફાર થયો છે. મારા બદલાયલા વિચારોને અધિક દૃઢ કરવા માટે જ મેં વિરોધી શંકા ઉઠાવી હતી, અને આશા છે કે મારો એ દોષ હેતુ-પુરઃસર હોવાથી આપ ક્ષમા કરશો. મને લાગે છે કે આપ આ સંન્યાસીના વેષમાં જણાઓ છો, તથાપિ આપ ગુરુથી ભિન્ન નથી. શું આપ ગુરુ છતાં સંન્યાસીનો આવો અન્ય વેષ લેઈને અત્ર નથી પધાર્યા? હું પ્રાર્થનાપૂર્વક પૂછું છું કે આપ કોણ છો તે કૃપા કરી કહેશો?

મારા પ્રશ્નનું ઉત્તર ન આપતાં તે અગમ્ય અતિથિ થોડી ક્ષણો નિમેષોન્મેષરહિત દૃષ્ટિથી મારાપ્રતિ જોઈ રહ્યો. તે વિલક્ષણ દૃષ્ટિપાતને મારાં નેત્ર સહન કરી શક્યાં નહિ. મેં મારી દૃષ્ટિ નીચી નાંખી દીધી, અને મારૂં હૃદય કંપતું હોય એમ મને ભાન થયું. મારી વિકળતા જોઈને તે અતિથિ બોલ્યો, મણિધરરાય! તમે ગુરુની આજ્ઞાઓનું વિસ્મરણ કર્યું છે, હું કોણ છું, ક્યાથી આવ્યો છું, એ આદિ પ્રશ્નો મને ન કરવા શું પોતાની આજ્ઞાઓમાં ગુરુએ તમને નથી સૂચવ્યું?

મને તત્કાળ ગુરુની આજ્ઞાઓનું સ્મરણ થઈ આવ્યું, અને મેં ભૂલ કરી એવું મને સ્પષ્ટ થયું. હું મારી થયેલી ભૂલનો ખેદ સૂચવી ક્ષમા માગવા જતો હતો, એટલામાં તે અતિથિ મને બોલતો અટકાવી બોલ્યો, ક્ષમા માગવાનું પ્રયોજન નથી. મન, વાણી અને શરીરની કોઈ પણ ક્રિયા કરતાં મનુષ્યે અત્યંત સાવધાનતા સેવવાની અગત્ય છે. કયી ક્રિયા કયા ફળને ઉત્પન્ન કરશે, તેનો વિચાર મનુષ્યે ક્રિયા કરતાં પૂર્વે જ કરવો ઘટે છે, જેથી પાછળથી પશ્ચાત્તાપનું કારણ ન રહે. આ પ્રસંગે તમે કરેલો દોષ કંઈ એવો મોટો નથી કે તેથી વિપરીત ફળ થાય. તોપણ નાની નાની બાબતોમાં જો આપણે અસાવધ રહીએ છીએ તો મોટી બાબતોમાં પણ અસાવધ થવાની આપણને ટેવ પડે છે, માટે જ આ ઉપાલંભજેવાં ભાસતાં વચનો કહ્યાં છે, હવે હું કોણ છું, એ તમારા પ્રશ્નનો વ્યવહારદૃષ્ટિથી ઉત્તર ન આપતાં પરમાર્થદૃષ્ટિથી આપું છું. સાંભળો. જે તમે છો, તે જ હું છું. તમારામાં અને મારામાં વસ્તુતઃ કશો જ ભેદ નથી, માટે

તમને પોતાને જાણતાં હું કોણ છું તે તમને તત્કાળ સ્પષ્ટ થાય એમ છે. અને તમને પોતાને તમારે જાણવા, એ મને જાણવા જેટલું કઠિન નથી. કારણ હું જેટલો તમારા સમીપ છું, તેના કરતાં તમે પોતે તમારા અત્યંત સમીપ છો. તમારામાં અને મારામાં જે ભેદ જણાય છે, તે સ્વરૂપથી નથી. ઉભયની કેળવણીના ભેદથી ભેદ થયેલો ભાસે છે. ખાદી અને મલમલ જેનાં બને છે, તે રૂ એક જ છે, પણ કેળવણીથી બંનેમાં ભેદ પડી ગયા છે. કંઠી અને કંદોરામાં સુવર્ણ એક જ છે પણ ભિન્ન ભિન્ન પ્રકારની ક્રિયા થવાથી એક કંઠી કહેવાય છે, અને એક કદોરો કહેવાય છે. ક્રિયાથી કંઠીનો કંદોરો કરવો હોય તો કરી શકાય છે, અને કંદોરાની કંઠી કરવી હોય તો કરી શકાય છે. આ સત્યને સમજીને મનુષ્ય જો તેનો ઉપયોગ કરે છે, તો તે પોતાનું અનવધિ હિત સાધી શકે છે. જેને શાસ્ત્રો **વિષ્ણુ** કહે છે, **બ્રહ્મા** કહે છે અને **શિવ** કહે છે, તે અને તમારામાં આ પ્રકારનો વિચાર કરી જોતાં કશો જ ભેદ નથી. એકની એક વસ્તુ ઉત્તમ પ્રકારની ક્રિયાથી **વિષ્ણુ**, **બ્રહ્મા** અને **શિવ** બની છે, અને તેની તે જ વસ્તુ નિકૃષ્ટ પ્રકારની ક્રિયાથી મનુષ્ય, પશુ અને અધમ કીટ બની છે. કીડામા, પશુમાં અને મનુષ્યમાં **વિષ્ણુ**, **બ્રહ્મા** કે **શિવ** થવાની સર્વ પ્રકારની યોગ્યતા છે. કીડી **શિવ** ન થઈ શકે એવું છે જ નહિ. માત્ર ક્રિયાની જ અગત્ય છે. ક્રિયાને જ શાસ્ત્રો પુરુષાર્થ કહે છે. સામાન્ય મનુષ્યો એ ક્રિયાને 'કરણી' એ શબ્દથી ઓળખે છે. 'નર કરણી કરે તો નરકા નારાયણ બને ' એ લોકોમાં પ્રચલિત કથન પણ એ જ ભાવને સૂચવે છે. આમ હોવાથી જે મનુષ્ય હલકો રહ્યો છે, તેની તેવી હલકી સ્થિતિ હોવામાં કોઈનો જ દોષ નથી, પણ તેનો પોતાનો છે. એ જ પ્રમાણે જે મનુષ્ય ઉચ્ચ સ્થિતિમાં સ્થિત છે, તેની તેવી સ્થિતિ હોવામાં પરમેશ્વરનો પક્ષપાત કે એવું અગડંબગડં ગમે તે કારણ નથી, પણ તે મનુષ્યની ઉચ્ચ કૃતિ જ કારણ છે. આમ હોવાથી ઉન્નતિનાં દ્વાર સર્વને માટે ઉઘાડાં થઈ જાય છે. રંકને માટે કે રાજાને માટે, મૂર્ખને માટે કે વિદ્વાનને માટે, પશુને માટે કે મનુષ્યને માટે, સર્વને માટે ઉન્નતિનું દ્વાર ઉઘાડું છે. એ દ્વારમાં પેસવાનો જેઓ પ્રયત્ન નથી કરતા, અને બબડયા કરે છે કે અમે દુઃખી છીએ તેઓ પોતાને હાથે જ પોતાના પગઉપર કુહાડો મારે છે. જેમણે જેમણે ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરી છે તેમણે તેમણે સ્વપ્રયત્નથી જ કરી છે, અને પ્રયત્ન કરવાનું સર્વમાં જ સામર્થ્ય છે, તો પછી નીચી સ્થિતિમાં કોઈએ શામાટે સડયા કરવું જોઈએ? દુઃખી મનુષ્યોએ પ્રયત્ન કરવો કઠિન છે, એવાં બહાનાં શામાટે

કાઢવાં જોઈએ ? ઉચ્ચ સ્થિતિએ પહોંચેલા મનુષ્યથી કઠિન પ્રયત્ન શી રીતે થયો ? તેણે જ્યારે તે પ્રયત્ન કર્યો છે, અને પ્રયત્ન કરવાનાં તેની પાસે જે સાધનો છે, તે જ સર્વ તમને જ્યારે પ્રાપ્ત છે તો પછી પ્રયત્ન કઠિન છે, પ્રયત્ન થઈ શકે એવો નથી, એવાં કાયરતાનાં વચનો તમારા મુખમાંથી કાઢવાં, એ શું તમને શોભા આપનાર છે ? ઉલટું ઉચ્ચ સ્થિતિને પામેલા મનુષ્યને જોઈને તમારે તો પ્રયત્નમાં અધિક ઉત્સાહ ધરવો યોગ્ય છે. કારણ કે ઉજડ માર્ગે જતાં મનુષ્યને શંકા થવી સંભવે છે, પણ પગથી પડેલા માર્ગે જતાં શંકાનું શું પ્રયોજન છે ? પ્રયત્નથી ફળ મળ્યાનાં સેંકડો ઉદાહરણ દૃષ્ટિસમીપ જોતાં બુદ્ધિમાનને ઉત્સાહવિના અન્ય કશું જ પ્રકટવું સંભવતું નથી. આથી તમારામાં અને મારામાં જો તમને ભેદ જણાતો હોય તો તે માત્ર પ્રયત્નનો જ છે. અને તે ભેદ તમે પોતે પ્રયત્ન કરીને ભાગી નાંખવાને પૂર્ણ સમર્થ છો. કારણ કે તમારૂં અને મારૂં મૂળ કારણ એક જ છે. જે તમે છો તે જ હું છું. આમ બોલી તે અગમ્ય અતિથિ ઉભો થયો, અને કહ્યું, ગુરુની આજ્ઞાપ્રમાણે બાંધેલા નવા ભવનમાં કાલે પ્રાતઃકાળે મને મળજો. તે સમયે જે કર્તવ્ય હશે તે થશે.

વાર્તાનો અંત આમ એકદમ આવશે, એમ મેં અનુમાન કર્યું ન હતું અને તેથી અકસ્માત્ તે અતિથિને આ પ્રકારે ઉભો થયેલો જોઈને, ગભરાયલો ગભરાયલો હું પણ ઉભો થયો, અને હસ્ત જોડી વિનયપૂર્વક બોલ્યો, એક ક્ષણ વાર કૃપા કરી થોભો. મને આટલો સુબોધ આપવાની કૃપા કરી છે, તો મારી એક શંકાનું સમાધાન આપવાની વિશેષ કૃપા કરો. આ ઓરડાનાં દ્વાર બંધ છતાં, અને અંદરથી સાંકળ દીધેલી છતાં આપ શી રીતે અંદર પધારી શક્યા ?

મંદમંદ હસતાં તે અગમ્ય અતિથિ બોલ્યો, તમને ભૌતિક શાસ્ત્રનું શિક્ષણ મળ્યું છે, અને અધ્યાત્મશાસ્ત્રનું મળ્યું નથી, તેથી બંધ બારણાં છતાં તમારા ઓરડામાં થયેલો મારો પ્રવેશ તમને આશ્ચર્યકારક તથા બુદ્ધિમાં ન ઉતરે, એવો ભાસે છે. જ્યાં સુધી બુદ્ધિ બાહ્ય વિષયોમાં ભ્રમણ કર્યા કરે છે, અને તેથી સ્થૂલતાને પ્રાપ્ત હોય છે ત્યાં સુધી વિષયાતીત સૂક્ષ્મ આધ્યાત્મિક રહસ્યોમાં તે પ્રવેશ કરી શકતી નથી, અને તેથી આધ્યાત્મિક સામર્થ્યથી થતા વ્યતિકરોના સંભવને પણ તે સ્વીકારતી નથી. સ્થૂલ બરફ સૂક્ષ્મ જળરૂપે, જળ અધિક સૂક્ષ્મ વરાળરૂપે, અને વરાળ અધિક સૂક્ષ્મ વાયુરૂપે થઈ શકે છે, એ વાર્તા તમારાં ભૌતિકશાસ્ત્રો સ્વીકારે છે, પરંતુ સ્થૂલ મનુષ્ય પોતાના સંકલ્પબળથી સૂક્ષ્મતાને ધારણ કરવા સમર્થ

છે, એ વાર્તાને તે સ્વીકારી શકતાં નથી; અને તો પણ અધ્યાત્મ-શાસ્ત્ર આ અને એવિના અન્ય અનેક વિષયોનો સ્વીકાર કરે છે. વિવિધ સાધનોથી સંકલ્પબળને જેમણે અત્યંત વધાર્યું છે, અર્થાત્ જેઓએ યોગની ક્રિયાથી વૃત્તિનો નિરોધ કરવાનું સામર્થ પ્રાપ્ત કર્યું હોય છે તેમને અષ્ટ પ્રકારની સિદ્ધિઓ અર્થાત્ ચમત્કારિકબળ પ્રાપ્ત થાય છે, એવો યોગતત્ત્વવિત્ પુરુષોનો સ્વાનુભવ છે. આ સિદ્ધિઓ અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિતા અને વશિતા, એવાં અર્થસૂચક નામોથી ઓળખાય છે. એ સર્વનાં સ્વરૂપ વર્ણવવાં હાલ અવકાશ નથી. યોગ્ય સમયે તમારો અધિકાર આવ્યે તમને તે સર્વનાં સ્વરૂપ સ્પષ્ટ થશે, એટલુ જ નહિ પણ તમે પોતે તમારામાં તે સામર્થ્યને પ્રત્યક્ષ થયેલાં જોશો, એમાં કશો જ સંશય નથી. તેથી હાલ સંક્ષેપમાં એટલું જ કહેવું યોગ્ય છે કે આ અષ્ટ સિદ્ધિઓમાં અણિમા નામની સિદ્ધિવડે કોઈ પણ યોગવિત્ પુરુષ ગમે તેવા દુર્ભેદ્ય સ્થાનમાં પ્રવેશ કરી શકવાને સમર્થ હોય છે. અણિમા સિદ્ધિને પ્રાપ્ત યોગીને ચીનના જેવી જાડી ભીંતોવાળા અથવા લોખંડના કે વજ્રના કારાગ્રહમાં પૂર્યો હોય તોપણુ તે તેમાંથી તત્કાળ બહાર નીકળી શકે છે. હિમાલયને ભેદીને સામી બાજુએ નીકળવું આવા યોગીને કઠિન નથી. કારણકે પોતાને પ્રાપ્ત અણિમા સિદ્ધિવડે તે યોગી સૂક્ષ્મ અણુરૂપે થાય છે; અને ગમે તેવા ઘન પદાર્થોના અણુવચ્ચે પણ અવકાશ રહેલો હોવાથી તે અવકાશદ્વારા તે ઘન પદાર્થોને ભેદીને તે સામી બાજુ નીકળી શકે છે, અને બહાર નીકળી પોતાના મૂળરૂપે થાય છે. આથી તમારા ઓરડામાં પ્રવેશ કરવામાં કઠિનતાજેવું અથવા ચમત્કારજેવું કશું જ નથી, એ તમને સહજ સ્પષ્ટ થશે. પરંતુ આવું સામર્થ્ય એકે કાળે પ્રાપ્ત થઈ શકતું નથી. ક્રમદ્વારા જ તે પ્રાપ્ત થઈ શકે છે. તેની પ્રાપ્તિપૂર્વે ઘણાં પગથીયાં ઓળંગવાનાં હોય છે. તે સામર્થ્ય પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા તમારામાં હશે, અને તદનુસાર પ્રયત્ન સેવ્યા કરશો, તો સમય જતાં તે તમને પ્રાપ્ત થશે જ. વારુ ત્યારે જય જય, એમ બોલીને તેણે ચાલવા માંડયું. હું ત્વરાથી દોડયો, અને બારણાની સાંકળ ઉઘાડવા જતો હતો, એટલામાં તે બોલ્યો, ' કાલે પ્રાતઃકાળે બરાબર નવ વાગે નવા મકાનમાં, સમજ્યા કે ? ' અને હું ' બહુ સારૂં ' એવો ઉત્તર આપું છું એટલામાં તો દ્વારની સાંકળ ઉઘાડયા પૂર્વે જ, તે અગમ્ય અતિથિ અદૃશ્ય થઈ ગયો.

હું નેત્ર ચોળવા લાગ્યો. બારણાં બંધ હતાં, સાંકળ જેમની તેમ ભીડેલી હતી, અને તોપણુ તે અતિથિ છાયાની પેઠે અદૃશ્ય થઈ

ગયો હતો. આ શું ? મને સ્વપ્ન તો નહિ આવ્યું હોય ? અત્યાર સુધી ખરેખર શું મેં કોઈ જીવતા મનુષ્યસાથે વાત કરી હતી, કે મારી કલ્પનાએ મને આ ભ્રાંતિમય ચિત્ર રચી દેખાડ્યું હતું ? મેં દ્વાર ઉઘાડ્યું, અને બહાર જોયું, પણ ત્યાં કોઈ ન હતું. રસ્તામાં પડતી બારીએથી મેં માર્ગમાં દૃષ્ટિ નાંખી, પણ માર્ગમાં કોઈ જ ન હતું. તે અગમ્ય અતિથિ ખરેખર જ મારે ત્યાં આવ્યો હતો, અને આ સ્વપ્ન ન હતું, એનો કોઈ નિર્ભ્રાંત પૂરાવો હું શોધવા લાગ્યો, પણ થયેલી વાતચીતની સ્મૃતિવિના ઇંદ્રિયગમ્ય કશો પૂરાવો મને મળ્યો નહિ. અને તોપણ આ સ્વપ્ન ન હતું, પણ ખરૂં જ હતું, એમ મારી અંતર્વૃત્તિ મને કહેતી હતી. હશે, જે હશે તે સવારે સમજાશે, એમ વિચારી હું સુવાની તૈયારી કરવા લાગ્યો.

મને તત્કાળ નિદ્રા આવી નહિ. તે અતિથિનું મારે ત્યાં ચમત્કારિક રીતે આગમન, તેની સાથે થયેલી પ્રબોધક વાતચીત, અને તેનું આશ્ચર્યજનક રીતે અદૃષ્ટ થઈ જવું, એ સર્વ મારી સ્મૃતિમાં પુનઃ ખડું થયું. મારૂં જીવન વિલક્ષણ પ્રકારનું છે, અને તેમાં મારે કંઈ કંઈ વિચિત્ર અનુભવો કરવાના છે, એમ મને ભાન થયું. મારૂં પરિણામે હિત જ થવાનું છે, એમાં કશો જ સંશય નથી, એ અનેક પ્રમાણથી મને સ્પષ્ટ થયું, અને આ વિચારથી મારૂં મન શાંત થતાં હું પરિણામે નિદ્રાવશ થયો.

પ્રાતઃકાળે હું વહેલો ઉઠ્યો, અને સ્નાનાદિથી સત્વર પરવારી લઈ તથા દવાખાનામાં મારા સહાયક ડૉક્ટરોને ઘટિત સૂચનાઓ આપીને નવ વાગ્યા પહેલાં હું નવા બંધાવેલા મકાનતરફ ગયો. હજી નવ વાગવામાં થોડી વાર હતી, તેથી હું બાગમાં ફરવા લાગ્યો. પા-એક કલાક ફર્યા પછી એક પુષ્પવૃક્ષને અવલોકતો હું ઉભો હતો, એટલામાં મારી પાછળ કોઈનાં પગલાનો અવાજ મેં સાંભળ્યો, અને પાછું વાળીને જોતાં કાલ રાત્રિએ મારા ઓરડામાંથી ચમત્કારિકરીતે અદૃષ્ટ થયેલા પેલા અગમ્ય અતિથિને મેં જોયો. હવે મારી ખાતરી થઈ કે ગઈ કાલ મારા અનુભવમાં આવેલો આશ્ચર્યકારક પ્રસંગ મારી કલ્પનાથી પ્રકટેલો સ્વપ્નસમ પ્રસંગ ન હતો, પણ વાસ્તવિક જ હતો. મારી સન્મુખ ઉભેલા, ભવ્ય, તેજસ્વી, પ્રસન્ન વદનવાળા, તથા પ્રખર પ્રતાપવાળા તે અગમ્ય અતિથિને મેં વિનયપૂર્વક વંદન કર્યું. એક પણ શબ્દ બોલ્યાવિના મારા નમનનો તેમણે નેત્રના ભાવથી સ્વીકાર કર્યો, અને પછી બાંધેલા નવીન મકાનમાં પ્રવેશવાના મુખ્ય દ્વારપ્રતિ ચાલવા માંડ્યું. હું પણ તેમની સાથે સાથે ચાલ્યો. પ્રવેશદ્વાર ઉઘાડું હતું, તેમાં સામાન્ય મનુષ્યની પેઠે તેમણે પ્રવેશ કર્યો, અને મકાનથી જાણે

દીર્ઘ સમયથી તે જાણીતા હોય તેમ જે ખંડમાં તેમને જવાનું હતું તે ખંડમાં, મને એક પણ પ્રશ્ન પૂછયાવિના પોતાની મેળે જ પ્રવેશ કર્યો. આ ખંડમાં તે શું કરવા ધારે છે, તે જાણવાની અને જોવાની મને બહુ ઇચ્છા હતી, પણ મારી આતુરતા સફળ થઈ નહિ. કારણ કે મારી તરફ ફરીને તેમણે કહ્યું, મણિધરરાય ! હવે તમે ઘેર પધારો. અત્ર તમારે રહેવાની અગત્ય નથી. મારે મારૂં કાર્ય કરવાને જે સાહિત્યોની જરૂર છે, તે સર્વને માટે મેં યોગ્ય વ્યવસ્થા કરી છે, અને તેથી તમારી અત્ર વિદ્યમાનતાની કશી જ અગત્ય નથી.

મેં કહ્યું, હા હું જાઉં છું, પણ આપ ક્યાં ઉતર્યા છો ? આપ જેટલા દિવસ અત્ર રહો તેટલા દિવસ કૃપા કરી મારે ત્યાં પ્રસાદ લેવા પધારશો. મેં સર્વ વ્યવસ્થા કરી રાખી છે, અને હું ગાડીનો બંદોબસ્ત કરતો જાઉં છું. તેમણે ઉત્તર આપ્યું, તેની કઈ અગત્ય નથી. મારે જે જોઈએ તે ગમે તે સ્થળે અને ગમે તે સમયે હું પ્રાપ્ત કરી શકું એમ છે, તેથી તમે નિશ્ચિંત રહેશો. અને આ કાર્ય બહુ અલ્પ સમયમાં જ પૂર્ણ થાય તેમ છે.

મેં કહ્યું, આપ મારૂં આતિથ્ય નહિ સ્વીકારો ? આપને માટે આપ જે કહો તે કરવા હું તૈયાર છું.

તેમણે મંદમંદ હસતાં કહ્યું, અન્ય સમયે વળી જોઈશું. તત્કાળ તેમ કરવા અનુકૂળતા નથી. માટે હાલ તો હવે જાઓ.

મેં કહ્યું, આપ પુનઃ મને ક્યારે મળશો,. અથવા આપને આ સ્થળે હું ક્યારે મળવા આવું ?

તેમણે કહ્યું, પુનઃ આપણું મળવું થશે કે કેમ તે હું કહી શકતો નથી. કદાચ થાય તો થાય. પણ આપણું મળવું ગઈ રાત્રિના જેવું શું તમને સ્વપ્નસમાન કલ્પનામય નથી ભાસતું ?

મેં સહજ ગ્લાનિ પામતાં કહ્યું, આપના અકસ્માત્ અદૃષ્ટ થવાથી મને એવી શંકા ક્ષણવાર સ્ફુરી હતી ખરી, પણ હવે મારી તે ભ્રાંતિ નીકળી ગઈ છે.

તેમણે સ્મિતપૂર્વક કહ્યું, જેમ રાત્રિનો એ પ્રસંગ તમને સ્વપ્નસમાન કલ્પનામય ભાસ્યો હતો, તેમ જાગ્રદવસ્થામાં તમારા અનુભવમાં આવતા સર્વ પ્રસંગને જ્યારે તમે કલ્પનામય જોતાં શીખશો, અને જોશો ત્યારે જે અગમ્ય માર્ગમાં પૂર્વના અસંખ્ય ઋષિમુનિઓ તથા મહાપુરુષો વલ્યા છે, તે માર્ગમાં તમારૂં પણ પ્રયાણ થયુ છે, એમ નિશ્ચય કરી માનજો. સમગ્ર વિશ્વ સ્વપ્નસમાન કલ્પનામય છે, એવો અનુભવ અસંખ્ય પુણ્યના પરિપાક પછી જ થાય છે.

તે અગમ્ય અતિથિએ મૌનને ગ્રહણ કર્યું, અને મને હવે સત્વર જવાનો ભાવ સૂચવ્યો, તેથી મેં તેમને સવિનય નમન કર્યું, અને

ગાડીમાં બેશી ઘેર આવ્યો. આખો દિવસ મને તે અતિથિસંબંધી જ વિચારો આવ્યા કર્યા. 'સમગ્ર વિશ્વ સ્વપ્નસમાન કલ્પનામય છે,' એ તેમનું અંતનું વચન મારા હૃદયમાં ઉંડું કોતરાઈ ગયું હતું. આ વચન નાનું છતાં દુઃખને ટાળવામાં કેટલું સમર્થ છે, એ વિષે જેમ જેમ હું વિચાર કરતો ગયો તેમ તેમ મને સ્પષ્ટ થતું થયું. સ્વપ્નમાં પુત્રના મરણને જોવાથી જાગ્રત્ થઈ શું કોઈ શોક કરે છે? અથવા રાજ્યપદે સ્થિત થવાથી જાગ્રત્કાળે શું કોઈ હર્ષને ધરે છે? સમગ્ર વિશ્વ સ્વપ્નસમાન છે, એમ દૃઢ રીતે બુદ્ધિમાં જો આરૂઢ થાય તો હર્ષશોકને કયાં અવકાશ રહ્યો ? આ આદિ વિવિધ વિચારમાં સાંજ પડવા આવી, અને અતિથિનાં દર્શન થશે તો વળી કંઈ નવું જાણવામાં આવશે, એ આશાથી મેં ગાડી મગાવી, અને નવા મકાનતરફ પ્રયાણ કર્યું. ત્યાં તપાસ કરતાં મને જણાયું કે અતિથિ તે સ્થળે ન હતા. ઘેર જતાં કદાચ રાત્રિએ તે મને ઘેર દર્શન દેશે, એ આશાથી હું પાછો ઘેર આવ્યો, અને સત્વર વાળુ કરી દ્વાર બંધ કરી બેઠો. રાત્રિના અગીયાર વાગતા સુધી મેં તેમની વાટ જોઈ, પણ કોઈ આવ્યું નહિ, તેથી નિરાશ થઈ અંતે હું સુઈ ગયો. બીજે દિવસે જમી પરવારીને હું પાછો નવા મકાનતરફ ગયો. અતિથિનાં દર્શનની આશાએ મેં દ્વારમાં પ્રવેશ કર્યો. સન્મુખના દ્વારઉપર દૃષ્ટિ કરતાં ચાકથી મોટા અક્ષરે લખેલું નીચેનું વાક્ય જણાયું: 'મારૂં કર્તવ્ય પૂર્ણ થયું છે.' અતિથિએ પોતાના સ્વાધીનમાં લીધેલો ખંડ મેં તપાસ્યો. સઘળું પૂર્વે જે સ્થિતિમાં હતું તે જ સ્થિતિમાં હોય એમ જણાયું, અને તોપણ તે અતિથિએ કંઈ પણ કર્યું હતું તે સિદ્ધ હતું. ગુરુએ જે એકાંતગૃહ કરવાની આજ્ઞા કરી હતી, તેમાં પ્રવેશ કરવાનું દ્વાર અતિથિએ એટલા ચાતુર્યથી કર્યું હતું કે તે શોધવાને મેં અત્યંત પ્રયત્ન કર્યો, પણ સર્વ નિષ્ફળ ગયું. મને તે જડયું નહિ. ભીંતમાં જડેલી પાટીયાંની ફુડેતાળો પૂર્વના જેવી જ ભાસતી હતી. દરેક પાટીયાને મેં વિવિધ યુક્તિથી ખસેડવાનો પ્રયત્ન કરી જોયો, પણ કોઈ પાટીયું એક પા તસુ પણ ચસ્યું નહિ. આ ખંડમાંથી ગુરુના એકાંતગૃહમાં જવાનો માર્ગ, તે અતિથિવિના સર્વને અગમ્ય જ રહ્યો. કોઈ પણ મનુષ્યના જાણવામાં તે આજ સુધી આવ્યો નથી, અને હવે આવવાનો સંભવ નથી.

અગમ્ય અતિથિ કોણ હતો, અને કયાંથી આવ્યો હતો, એ વાર્તા આજ સુધી હજી મને અસ્પષ્ટ જ રહી છે. તેમનાં પુનઃ દર્શન કરવાની મને ઘણી ઇચ્છા છતાં હજી સુધી તેમનાં દર્શન કરવા હું ભાગ્યશાળી થયો નથી.

## પ્રકરણ ૧૯.

## યોગિનીના પત્રનું ઉત્તર.



નવા તૈયાર થયેલા ભવનમાં રહેવા આવ્યે આજે મને દશ દિવસ થયા છે. મેં મંગાવેલા અશ્વ, વાહન વગેરે સર્વ આવી ગયું હતું, અને તે સર્વની વ્યવસ્થા રાખવાને જેટલા નોકરોની અગત્ય હતી તેટલા મેં રાખી લીધા હતા. મારૂં જીવન હવે કેવળ બદલાઈ ગયું હતું. સાધારણ મનુષ્ય મટીને જગતમાં હવે હું મોટો માણસ ગણાતો થયો હતો. મારૂં દવાખાનું બંધ કરૂં તોપણ હવે મારે ચાલે એવું હતું, તોપણ મેં તે બંધ કર્યું ન હતું. મારે ત્યાં આવનાર સર્વને હવે મેં વગર પૈસે દવા આપવા માંડી હતી, અને સામાન્ય સ્થિતિના તથા નિર્ધન મનુષ્યોને ત્યાં પૈસા લીધા વિના રોગીઓને જોવા જતો હતો. દવાખાનાનું સ્થળ પણ હવે મેં બદલ્યુ હતું, અને મારા હાથતળે બે ડૉકટરો છતાં પણ, રોગીઓની સંખ્યા મારે ત્યાં વધારે આવતી થવાથી મેં બીજા બે નવા ડૉકટરો રાખી લીધા હતા. સ્વલ્પમાં વ્યવહારમાં હું મોટો માણસ ગણાવા લાગ્યો હતો, તેની સાથે મારો ઉપાધિ પણ મોટો થતો ગયો હતો. અનેક મનુષ્યો મારી સાથે મિત્રતા અને સંબંધ બાંધવા પ્રયત્ન કરતા, પરંતુ મનુષ્યોનો અધિક સંગ વૃથા કાળક્ષેપ કરનાર તથા વૃત્તિમાં નવા નવા વિક્ષેપો ઘાલનાર છે, એવું હું જાણતો હોવાથી હું બહુ સાવધ રહેતો, અને મનુષ્યની પરીક્ષા કર્યા વિના જેની તેની સાથે સંબંધ બાંધી દેતો ન હતો.

જમ્યા પછી મધ્યાહ્નસમયે હું મારા નવા ભવનમાં મારા એકાંત ગૃહમાં બેઠો હતો. મંદમંદ શીતળ પવન ચારે દિશાએ ખુલ્લી મુકેલી બારીઓમાંથી આવતો હતો, અને મનને તથા શરીરને અત્યંત પ્રસન્નતા ઉપજાવતો હતો. સ્વભાવથી જ મારી વૃત્તિ યોગિનીપ્રતિ આકર્ષાઈ. તેની દિવ્ય મનોરમા આકૃતિ તથા તે આકૃતિને અનુરૂપ તેના આકર્ષક દૈવી સદ્‌ગુણોનું મને એક પછી એક સ્મરણ થવા લાગ્યું, અને મારૂં હૃદય આનંદના ઉદધિમાં તરવા લાગ્યું. મૃત્યુલોકમાં આજે હું સ્વર્ગસુખનો અનુભવ કરૂં છું, તેનું મુખ્ય કારણ યોગિની જ છે, એમ મારૂં હૃદય મને કહેવા લાગ્યું. હમણાં હમણાંથી મને જણાતું જતું હતું કે મારા શરીરની, મનની તથા હૃદયની સ્થિતિમાં અગમ્ય પ્રકારે ઉંચો ફેરફાર થતો હતો. મારૂં આ-

રોગ્ય પૂર્વકરતાં ઘણું ઉત્તમ પ્રકારનું થયું હતું. મારા મનનો વિકાસ પણ આશ્ચર્ય ઉપજાવે એવી રીતે થતો જતો હતો. કંઈ કંઈ વિષયો જેમાં પૂર્વે મને સંશયવિપર્યય સ્ફુરતા, તે સર્વનું સમાધાન આપોઆપ મારા મનમાં સ્ફુરી આવતું હતું. કોઈ કોઈ સમયે મને એવા તો ઉચ્ચ વિચારો સ્ફુરતા કે જેમને જોઈને હું પોતે પણ ચકિત થઈ જતો. અને એ જ પ્રમાણે મારૂં હૃદય પણ વિલક્ષણ પ્રકારે નિર્દોષપણાને ધારણ કરતું જતું હતું. મારા હૃદયમાં આખો દિવસ પ્રસન્નતા વર્તતી. ક્લેશના પ્રસંગો ઉપજતાં છતાં પણ મારી શાંતિનો ભંગ થતો નહિ. પ્રસંગે મને એવું સ્ફુરતું કે 'હું પૂર્ણ છું, અને મારે આ જગત્માં મેળવવા યોગ્ય કશું જ નથી.' પ્રસંગે જાણે હું દશે દિશામાં વ્યાપી રહ્યો ન હોઉં, અને મારામાં જાણે સર્વ કરવાનું સામર્થ્ય ન હોય, એમ એકાદ ક્ષણ સ્ફુરી આવતું. વ્યવહારમાં જ્યારે હું ગુંથાયલો રહેતો, ત્યારે મને વિશેષે કરીને આવા વિચારો સ્ફુરતા ન હતા, પરંતુ વ્યવહારથી જ્યારે નિવૃત્ત થઈ હું શાંતિથી મારા એકાંતાલયમાં બેસતો ત્યારે આ પ્રકારના વિલક્ષણ વિચારો મારા હૃદયમાં સ્ફુરતા, અને મને કોઈ દૃષ્ટ કારણવિના આનંદને ઉપજાવતા. પ્રથમ તો આ પ્રકારના સ્ફુરતા વિચારોપ્રતિ મેં બહુ લક્ષ આપ્યું ન હતું, પરંતુ જ્યારે નિત્ય તેમ થવા માડ્યું ત્યારે મારૂં લક્ષ તે પ્રતિ આકર્ષાયું. આજે પણ યોગિનીના વિચારમાં મારૂં હૃદય આનંદોદધિમાં ઉછળતું હતું, એટલામાં મને અકસ્માત્ સ્ફુર્યું કે 'હું તુચ્છ જીવ નથી; પણ સર્વવ્યાપક બ્રહ્મસ્વરૂપ છું. હું જ્ઞાનઘન સુખસ્વરૂપ પરમાત્મા છું.' આ શું? મારા હૃદયમાં આ સ્ફુરણ કોણ કરાવે છે? હું પોતે આ વિચાર જ્ઞાનપૂર્વક તો કરતો નથી, છતાં આ વિચાર મારા મનમાં ક્યાંથી, શી રીતે આવે છે! મને ઉઠતા આ પ્રકારના સંશયનું સમાધાન હું શોધતો હતો, એટલામાં મને યોગિનીએ મારા ઉપર પ્રથમ લખેલા પત્રનું સ્મરણ થઈ આવ્યું, અને તત્કાળ આ વિચારો મારામાં સ્ફુરવાનું કારણ મને સ્પષ્ટ થયું. અહો! આ તો મારી પ્રિય યોગિની મારામાં ઈશ્વરની ભાવના કરે છે, તેના વિચારો મારા હૃદયમાં સ્ફુરે છે, અને મારામાં આવો વિલક્ષણ ફેરફાર કરે છે, એ મને હવે નિઃસંદેહ રીતે સમજાયું. મારી થોડા સમયથી થતી શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિનું કારણ યોગિની છે, એ હવે મને સ્પષ્ટ થયું. અનુકૂળ મતિવાળી પત્ની, પતિનું કેટલું હિત કરે છે, એ હવે મને અનુભવસિદ્ધ થયું. શાસ્ત્રો અનુકૂળ મતિવાળી પત્નીને ગૃહની લક્ષ્મી કહે છે, તેમાં કેટલું સત્ય રહ્યું છે, તેનું આજે મને ખરેખરૂં પ્રમાણ મળ્યું. દમયંતીના વિરહથી નળે,

અને સીતાના વિયોગથી રામે જે અમર્યાદ શોક કર્યો છે, અને જેને કેટલાક મંદમતિજનો હૃદયની દુર્બળતા કહે છે, અને સ્ત્રિમાં અમર્યાદ મોહ કહે છે, તે કેટલો વાસ્તવિક હતો, તે મેં આજે જાણ્યું. અનુકૂળ મતિવાળી પત્ની એ પુરુષનું અર્ધું અંગ જ છે, અને તે જતાં પુરુષ જગતમાં નહિસરખો થતો હોવાથી તેના વિરહે પતિ શોકસાગરમાં ડુબે, એ સ્વાભાવિક જ છે. પોતાનું અર્ધું અંગ કપાઈ જતાં મનુષ્ય કયી ક્રિયા સારી રીતે કરી શકે છે? જે મનુષ્યનો એક હાથ કપાઈ ગયો હોય છે કે એક પગ જતો રહ્યો હોય છે, તેને કેટલી અડચણ પડે છે? શૌચાદિ ક્રિયાઓમાં તેને પડતાં કષ્ટનું કોણ અનુમાન કરી શકે એમ છે? સ્ત્રિવિના પણ પુરુષની તેવી જ દુર્દશા છે. સ્ત્રિવિનાના પુરુષના સર્વે વ્યવહાર એક હસ્તવાળા પુરુષના વ્યવહાર જેવા જ સધાય છે. તે વ્યવહારમાંથી જીવ ઉડી ગયેલો હોય છે. અહો! સ્ત્રિઓની મહત્તાનું પુરુષોને કેટલું ઓછું ભાન છે! તેઓ તેમને પોતાની વિષયલાલસાને સંતોષવાનું સાધનમાત્ર માને છે, અને અસંખ્ય મંદમતિ મનુષ્યો તો સ્ત્રિઓનો એ વિના આ વિશ્વમાં કશો જ ઉપયોગ હોય એમ માનતા નથી. પરંતુ વસ્તુતઃ સ્ત્રિ, પુરુષને ચતુર્વિધ પુરુષાર્થની સત્વર અને બહુ ઉત્તમ પ્રકારે સિદ્ધિ કરાવી આપનાર હિતકર મિત્ર છે, એ વાર્તા વિશ્વના યથાર્થસ્વરૂપને સમજનારા તત્ત્વવિદ્ મહાપુરુષો જ યથાર્થ જાણે છે. કોઈ કોઈ પુરુષોમાં જેમ દોષો હોય છે, તેમ કોઈ કોઈ સ્ત્રિઓમાં પણ દોષો હોય છે, અને તેથી જેમ દોષવાન્ પુરુષોના દોષોની શાસ્ત્રમાં નિંદા કરી છે, તેમ દોષવાળી સ્ત્રિઓના દોષોની પણ નિંદા કરી છે, પણ તેટલા ઉપરથી સમગ્ર સ્ત્રીવર્ગને નિંદી કાઢવો, અને સમગ્ર સ્ત્રીવર્ગને નરકનું દ્વાર ગણી કાઢવો, એના જેવી મોટી ભૂલ બીજી એકે નથી. કોણ અવિચારી મનુષ્ય એવું કહેવાનું હાસ્યજનક સાહસ કરશે કે સ્ત્રીકુલલલામ સીતા, તેમના પતિ રામને નરકનાં દ્વારરૂપ થયાં હતાં? સતીઓમાં ભૂષણરૂપ સાવિત્રી, પોતાના પતિ સત્યવાન્‌ની અધોગતિમાં હેતુભૂત થયાં હતાં, એવું અસત્ય વચન વદી કોણ મૂર્ખ મનુષ્ય પોતાની તુચ્છ મતિનું સજ્જનોમાં હાસ્ય કરાવશે? સર્વથા સાધ્વી સ્ત્રિઓ પોતાના પતિની અવનતિના હેતુભૂત ન થતાં, સર્વદા તેમની નિઃસીમ ઉન્નતિના હેતુભૂત જ થઈ છે, એ નિર્વિવાદ જ છે; અને એમ છે તો પછી સ્ત્રિઓ નિંદ્ય નથી, પણ વંદ્ય છે; પુરુષોવડે તિરસ્કાર કરી કાઢવા યોગ્ય નથી, પણ તેમનાવડે સંમાનને પામવા યોગ્ય છે.

આ વગેરે વિચારના આવેગમાં મને યોગિનીએ મારાઉપર પ્રથમ લખેલા પત્રનું આજે જ ઉત્તર લખવાનું પ્રબળ સ્ફુરણ થઈ આવ્યું.

તે પત્રનું ઉત્તર લખવા ઘણા લાંબા સમયથી મેં ધારી મૂકયું હતું, પરંતુ યથેચ્છ નિવૃત્તિ ન મળવાથી રહી ગયું હતું. હવે ભવન બંધાવવાના તથા તેના અંગનાં બીજાં સર્વ કાર્યોથી હું પરવારી ગયેલો હોવાથી આજે મને વિશેષ નિવૃત્તિજેવું હતું, અને તેમાં ઉપરના વિચારોનો પ્રવાહ ચાલવાથી હું તત્કાળ મારા મેજપાસે ગયો, અને લખવાનાં સાહિત્યો કાઢીને મેં નીચે પ્રમાણે પત્ર લખ્યો:—

કલ્યાણમાત્રની અધિષ્ઠાત્રી, લક્ષ્મીસ્વરૂપ, પ્રિય ચોગિની !

પૂર્વ પત્રોમાં પ્રતિજ્ઞા કર્યાપ્રમાણે તારા પ્રથમ પત્રનું ઉત્તર આજે લખવા હું પ્રયત્નશીલ થાઉં છું. આપણા પૂજ્ય ગુરુનિમિત્ત રચેલો આપણો ભવ્ય મહાલય કે જેનું નામ મેં '**શાંતિભવન**' રાખ્યું છે, તેમાં આજ દશ દિવસથી હું રહેવા આવ્યો છું. નિવાસ કરવા પૂર્વે તારી કલ્યાણકારક ઇચ્છાપ્રમાણે વિદ્વાન્ બ્રાહ્મણોપાસે મેં વિધિપૂર્વક વાસ્તુક્રિયા કરાવી હતી, તથા વેદપાઠી બ્રાહ્મણોપાસે ભવનના મુખ્ય ભાગમાં વેદઘોષ કરાવ્યો હતો. વળી કુંભ મૂકયો તે સમયે, તારા લખ્યા પ્રમાણે આપણા ગુરુશ્રીનાં પુસ્તકો તથા પેલી રક્ષાની બરણી અન્ય સામાન લેઈ ગયા પૂર્વે યોગ્ય સ્થળે વ્યવસ્થાથી ગોઠવી હતી.

પ્રિય ચોગિની! **શાંતિભવન**માં જે અપૂર્વ શાંતિનું ભાન થાય છે, તેનું વર્ણન શબ્દથી કરવા હું અસમર્થ છું. વ્યવહારના પરિશ્રમથી શ્રાંત થઈને આ સ્થળમાં પ્રવેશ કરતાં જ તનની તથા મનની સર્વ કલાન્તિ નષ્ટ થાય છે, અને જે એકાંતાલયમાં બેશીને આજે હું આ પત્ર લખું છું તે સ્થળમાં તો શરીર, ઇંદ્રિયો, તથા મન જાણે આનંદસાગરમાં રેલતાં હોય, એમ સ્પષ્ટ ભાન થાય છે. અહો ! તારા વિના પણ જ્યારે આ સ્થળમાં આવા અપૂર્વ સુખનો વૃત્તિ અનુભવ કરે છે, તો પછી આ **શાંતિભવન**ની જ્યોતિરૂપ દેવી જે તું, તે જ્યારે આ સ્થળને તારા દિવ્ય પ્રકાશવડે દેદીપ્યમાન કરીશ, ત્યારે આ ભવનનો શાંતિજનક પ્રભાવ કેટલો અનવધિ તથા અલૌકિક થશે, તેનું અનુમાન કરતાં પણ બુદ્ધિ કુંઠિત થઈ જાય છે.

પ્રિય દેવિ! જેમ જેમ દિવસો જતા જાય છે, તેમ તેમ તારૂં અલૌકિક માહાત્મ્ય મને અધિક અધિક સ્પષ્ટ થતું જાય છે. શરીરવડે તું કેવળ મનોરમા છે, એમ નથી, પરંતુ શરીરથી પણ સહસ્રગુણ અથવા લક્ષગુણ મનોરમા તું તારા આંતર સ્વરૂપવડે છે. મને સ્પષ્ટ થયું છે કે તારૂં ચિત્તાકર્ષક બાહ્ય સ્વરૂપ, એ કેવળ તારા ચિત્તાકર્ષક આંતર સ્વરૂપની જ પ્રતિચ્છાયા છે.

તને જાણીને અધિક સંતોષ થશે કે મારા અથવા ખરૂં કહીએ

તો આપણા ઉભયના કલ્યાણનિમિત્ત તું જે મારામાં એકનિષ્ઠાથી ઇશ્વરત્વની ભાવના કરે છે, તે ક્રમે ક્રમે સફળ થતી જાય છે. તારા નિઃસ્વાર્થ પ્રયત્નના પ્રભાવથી મારૂં શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક હિત ઉત્તરોત્તર અધિક અધિક સધાતું જાય છે; અને તેથી કરીને હું તારો ન્યૂન ઋણી છું, એમ નથી.

હે કલ્યાણિનિ ! તારા અમૂલ્ય પત્રમાં તેં જે જે નિશ્ચયો જણાવ્યા છે, તે મને સર્વાંશે માન્ય છે, અને હું નિશ્ચયપૂર્વક માનું છું કે તેં દર્શાવેલા નિશ્ચયોપ્રમાણે ભારત વર્ષની મહિલાઓ શુદ્ધ નિષ્ઠાથી વર્તન કરે, તો આ ભરતભૂમિ જે પૂર્વે દેવભૂમિ ગણાતી હતી, તેને પુનઃ તેવી ગણાવાનો સત્વર સંભવ આવે. તું લખે છે કે પોતાનો પતિ ગમે તેવા દોષથી યુક્ત હોય તો પણ કુળવતી સ્ત્રિએ તેના કોઈ પણ દોષપ્રતિ લક્ષ ન આપતાં તેનામાં સર્વ સદ્‌ગુણ જોવા, અને તેને ઈશ્વરતુલ્ય જોવાનો તથા માનવાનો અભ્યાસ સેવવો, એ સ્ત્રિનું તથા તેના પતિનું ઉભયનું આ લોકમાં તથા પરલોકમાં અત્યંત કલ્યાણ કરનાર છેઃ અને આ તારું લખવું કેવળ સાચું છે. પરંતુ પ્રિય દેવિ ! મારી વૃત્તિ આટલા જ નિશ્ચયને સ્વીકારીને અટકી શકતી નથી, જેમ સ્ત્રિને આ વિશ્વમાં પતિપ્રતિ પોતાનું કર્તવ્ય છે, તેમ પુરુષને પણ સ્ત્રિપ્રતિ પોતાનું કર્તવ્ય છે; અને ગૃહસ્થાશ્રમનું આખું અંગ સ્ત્રી અને પુરુષ ઉભયવડે બનેલું હોવાથી ગૃહસ્થાશ્રમને સર્વોત્તમ અભ્યુદયવાળો કરવા માટે જેમ સ્ત્રિ પોતાના પતિમાં ઉચ્ચ બુદ્ધિ ધરી પોતાના સ્વધર્મનું પાલન કરવા પ્રવૃત્ત થાય છે, તેમ પુરુષે પણ પોતાની ધર્મપત્નીમાં ઉચ્ચ બુદ્ધિ ધરી પોતાના સ્વધર્મનું પાલન કરવા પ્રવૃત્ત થવું ઘટે છે. ખરૂં છે કે પુરુષને અસંખ્ય વ્યવહારકાર્યો હોવાથી સ્ત્રિની પેઠે તે અધિકકાળ પોતાની ધર્મપત્નીમાં ઉચ્ચ ભાવના સેવવાને સમર્થ થઈ શકે એમ બનવું અશક્ય છે, એમ છતાં જેટલો સમય તે પોતાની ધર્મપત્નીના સંબંધમાં આવે તેટલો સમય પણ—ઘટિકા અથવા બે ઘટિકા પણ—શા માટે તેણે તેનામાં ઉચ્ચ ભાવના ન કરવી જોઈએ ? જો સ્ત્રિની એકલીની પોતાના પતિમાં ઉચ્ચ ભાવનાથી ગૃહસ્થાશ્રમનો ઉત્તમ પ્રકારનો અભ્યુદય થવાનો યોગ આવે છે, તો સ્ત્રિ અને પુરુષ ઉભયની પરસ્પરમાં ઉચ્ચ ભાવના થતાં ગૃહસ્થાશ્રમનો નિઃસીમ અભ્યુદય થવાનો યોગ આવે, એમાં શું આશ્ચર્ય છે ? અર્થાત્ ગૃહસ્થાશ્રમના અભ્યુદયને અર્થે પતિમાં ઇશ્વરબુદ્ધિ ધરવાનો જેમ સ્ત્રિનો સ્વધર્મ છે, તેમ તે અભ્યુદયને સત્વર અને દ્વિગુણ કરવાને અર્થે પોતાની ધર્મપત્નીમાં ઉચ્ચ ભાવના કરવાનો પુરુષનો પણ તેટલો જ સ્વધર્મ છે, એમ હું માનું છું;

અને રામ આદિ સ્વધર્મરત પુરુષોના પોતાની ધર્મપત્નીપ્રતિના વર્તન-ઉપરથી તેમ જ સ્ત્રિઓનું શાસ્ત્રમાં સ્થળે સ્થળે જે ગૌરવ સ્થાપવામાં આવ્યું છે, તે ઉપરથી મને એમ સ્પષ્ટ થાય છે કે પૂર્વે આ આર્યભૂમિમાં એકલી સ્ત્રિઓવડે જ પોતાના પતિમાં ઈશ્વરબુદ્ધિ સ્થપાતી હશે, એટલું જ નહિ, પરંતુ પુરુષોવડે પણ પોતાની ધર્મપત્નીમાં દેવીભાવના સ્થાપવાનો પ્રયત્ન ચાલતો હશે, અને તેથી જ તે કાળે આ આર્યભૂમિ ઉન્નતિના શિખરે વિરાજતી હશે.

ભરતખંડનું અધઃપતન થવામાં પ્રબળ હેતુ કયો છે, એવો કોઈ પ્રશ્ન મને કરે તો હું નિઃશંકપણે કહીશ કે સ્ત્રિઓની પુરુષોવડે અવગણના થવાથી ભરતખંડની અધોગતિ થઈ છે. જે સમયમાં પુરુષોની જેટલી કાળજી લેવાતી હતી તેટલી જ સ્ત્રિઓની લેવાતી હતી, જે સમયમાં સ્ત્રિઓને બિલાડી, અને કુતરીજેવી હલકી ગણવામાં આવતી ન હતી, પણ પુરુષોના અર્ધાંગરૂપે સંમાનને પાત્ર ગણી તેમના ગૌરવને વધારવામાં આવતું હતું, અને જે સમયે સ્ત્રિને 'એ રાંડ ક્યાં મરી ગઈ, સાંભળે છે કે ?' એવાં માનદાયક (!) અને સ્નેહપૂર્ણ (!) વચનોથી સંબોધવામાં આવતી ન હતી, પણ 'હે દેવિ ! હે કલ્યાણિનિ ! હે સુભગે !' એ આદિ ઉચ્ચ ભાવનાપોષક મંગલમય શબ્દોથી અને અપૂર્વ પ્રેમથી સંબોધવામાં આવતી હતી, તે સમયે ભારતવર્ષના ઉદયનો સૂર્ય નભોમંડળના મધ્યમાં તપતો હતો. સ્ત્રિઓનાં ગૌરવ, માહાત્મ્ય, સંમાન આદિ વહી જવાની સાથે ભારતવર્ષના અભ્યુદયનો તે અત્યંત અભીષ્ટ સમય વહી ગયો છે, અને તે સમયને પુનઃ આણવાને માટે દેશહિતચિંતકો કેટલાં વર્ષથી સતત મથતાં છતાં પણ હજી પાશેરાની પહેલી પુણી પણ પૂરી કંતાઈ રહી હોય એમ ભાસતું નથી. શી રીતે ભાસે ? અર્ધું અંગ પક્ષાઘાતથી રહી ગયું હોય, તે કાળે અન્ય અર્ધું અંગ ગમે તેવું બળવાન્ હોય તો પણ તે શું સાધી શકે ? પગ અને હાથવિના એકલું માથુ સમરાંગણમાં આંખો મટમટાવ્યા વિના, ડોળા ધુરકાવ્યા વિના, અને મોટા મોટા બખાળા પાડયા વિના બીજું શું કરી શકે ? દેશાભિમાની મોટા મોટા વક્તાઓનાં વ્યાખ્યાનોના, આકાશપાતાળ એકઠાં કરી નાંખે એવા ગડગડાટથી શું વળે ? જ્યાં સુધી અર્ધું અંગ રોગવાળું છે ત્યાં સુધી બીજું અર્ધું અંગ ભલે સાજું હોય તોપણ રોગવાળું જ છે.

પ્રિય યોગિનિ ! અમારો પુરુષોનો મુખ્ય અને પ્રથમ સ્વધર્મ તમારી સ્ત્રિઓની ઉન્નતિ કરવાનો છે. તમે અમને પરમેશ્વર ગણ્યા એટલે અમારે ફુલાઇને ફાળકા થવાનું નથી, પણ અમારે આશયે

રહેલી તમો અબળા જાતિનું રક્ષણ, પોષણ, સંવર્ધન, અને વિકાસ કરીને અમારૂં પરમેશ્વરત્વ સિદ્ધ કરવાનું છે; અને તેથી કરીને અમો પુરુષોએ તમારી ઉપેક્ષા, અનાદર અને તિરસ્કાર કરવાનો નથી, પણ જેવી તમે અમારામાં ઉચ્ચ બુદ્ધિ કરો છો, અને જેવી તમે અમારી પ્રસન્નતા જાળવવાનો શ્રમ વેઠો છો, તેવી અમારે તમારામાં ઉચ્ચ બુદ્ધિ કરવાની છે. અને તમારી વિહિત પ્રસન્નતા જાળવવાનો શ્રમ વેઠવાનો છે.

હે વરાનને! ડૉક્ટરનો ધંધો હોવાથી મારે અનેક કુટુંબોનો સબંધ થાય છે, અને તે સર્વ સ્થળે હું શું જોઉછું? કોઈ કુટુંબમાં પતિ પોતાની પત્નીને મારઝુડ કરતો હોય છે, તો કોઈ કુટુંબમાં સાસુ જ પોતાના પુત્રની નિરાધાર વધૂને અસહ્ય દુઃખ દેતી હોય છે; કોઈ કુટુંબમાં નણંદના ત્રાસથી પુત્રવધૂ કંપતી હોય છે, તો કોઈ કુટુંબમાં જેઠાણી પોતાની દેરાણીને તરવારની ધારપર નચાવતી હોય છે; કોઈ કુટુંબમાં સાસુથી વહુ થરકતી હોય છે તો કોઈ કુટુંબમાં વહુના જુલમી રાજ્યમાં સાસુને પેટ ભરીને અન્ન પણ મળતું હોતું નથી. સર્વત્ર સ્ત્રિઓની નિરવધિ દુર્દશા દૃષ્ટિએ પડે છે. એક પણ ગૃહસ્થાશ્રમ હજી સુધી આખે અંગે નિર્દોષ મારા જોવામાં આવતો નથી. જે દેશમાં સ્ત્રિઓ આ પ્રકારે દુર્દશાને અનુભવે છે, તે દેશમાં યમના દૂતોનો નિવાસ હોય એમાં શું આશ્ચર્ય છે?

આ સર્વ દુર્દશા ટાળવાને અર્થે પતિએ પોતાના ધર્મપત્નીપ્રતિની ભાવના પલટવાની અત્યંત અગત્ય છે, એ શું પ્રિય યોગિનિ! તારા નિર્મળ અંતઃકરણને સ્પષ્ટ નથી થતું? દોષવાન્ પતિમાં નિર્દોપતાની ભાવના કરવાથી જ્યારે સ્ત્રિ પોતાના પતિને સુધારી શકે છે, અને તેને નિર્દોષ કરી તેનો અભ્યુદય સાધી શકે છે, તો દૂષિત પત્નીમાં નિર્દોષતાની ભાવના કરવાથી પતિ પોતાની પત્નીને કેમ સુધારી નહિ શકે? પરંતુ ખેદજનક એ છે કે ઘણા મદોન્મત્ત પતિઓ, પોતાની સ્ત્રિનો પોતાનામાં ઈશ્વરબુદ્ધિ કરવાનો સ્વધર્મ ગણે છે, પરંતુ સ્ત્રિનામાં ઉચ્ચ ભાવના કરવાનો સ્વધર્મ સ્વીકારતા નથી. તેઓને પોતાની સ્ત્રિનું મોં પણ નજરે દીઠું ગમતું નથી. બુધાની અધિકારી એ રાંડ શંખણીમાં વળી ઉચ્ચ ભાવના કેવી, એવો તેમનો દૃઢ નિશ્ચય બંધાઈ ગયો હોય છે. તેઓ પોતાનાથી નિત્ય દોષો થતાં, પોતાને ક્ષમાનું પાત્ર ગણે છે, પણ સ્ત્રિવડે સહજ દોષ થતાં તેને ક્ષમાનું પાત્ર ગણતા નથી પણ ગાળો કે લાતોવડે જ તેના દોષોનો પ્રતીકાર કરે છે. પુરુષોને આમ કરવાનો શો હક છે, તે હું સમજી શકતો નથી. સ્ત્રિકરતાં પુરુષ શું વધારે બલવાન્ છે, માટે 'નબળો

માટી બૈરીપર શૂરો ' એ જનકથનને તેઓ આ પ્રમાણે સ્ત્રિસાથે શૂરત્વ વાપરી સિદ્ધ કરે છે ? પરંતુ આવા વર્તનથી જેટલી હાનિ તે પુરુષને પોતાને થાય છે, તેટલી અન્ય કોઇને થતી નથી. પ્રત્યેક આવા વર્તનથી ગૃહસ્થાશ્રમી પુરુષના દુ:ખવૃક્ષનાં મૂળ ઉંડાં અને ઉંડાં નંખાતાં જાય છે.

પુરુષોએ નિરંતર સ્મરણમાં રાખવાનું છે કે જેમ એક પાંખથી પક્ષી ઉડી શકતું નથી, અને એક પગથી મનુષ્ય ચાલી શકતું નથી, તેમ સ્ત્રિરૂપી પોતાના દ્વિતીય અંગને ઉત્તમ પ્રકારનું કર્યા વિના, તે ઉદયમાટે જેટલા જેટલા થેકડા ભરે છે, તે પાછા ભૂમિઉપર પડવા માટે જ ભરે છે. સ્ત્રિની સાહાય્યવિના તે વ્યવહાર કે પરમાર્થ, કોઈ પણ ઉત્તમ પ્રકારે સાધી શકવાને અસમર્થ જ રહે છે. શરીર કે જે જીવાત્માની પ્રકૃતિ કહેવાય છે, તેના વિના જીવાત્મા શું કરી શકવાને સમર્થ છે ? પુરુષ સ્ત્રિનું સામર્થ્ય અને મહાત્મ્ય જાણતા નથી, અને તેથી જ તે સ્ત્રિઓની અવગણના કરે છે. સ્ત્રિ પોતાના શરીરસંબંધથી પુરુષના શરીરને, માનસ સંબંધથી પુરુષના મનને અને આત્મિક સંબંધથી પુરુષના આત્માને જે સર્વોત્તમ પદવીએ પહોંચાડે છે, તેનું સ્થૂળમતિ પુરુષોને લેશ પણ ભાન નથી: પણ આ સર્વ ત્યારે જ બને છે કે પુરુષ જ્યારે સ્ત્રિને ઉચ્ચ ભાવનાવડે, ઉચ્ચ શિક્ષણવડે, અને તેની સાથે ઉચ્ચ વર્તનવડે તેને નિર્દોષ કરે છે તેનું ઢંકાઈ ગયેલું સ્ત્રીત્વ પુન: તેનામાં પાછું પ્રકટ કરે છે ત્યારે. રાંડ "શંખણીનો અને રાંડ કુતરીનો વ્યવહાર તેની સાથે રાખીને તેના શારીરિક, માનસ કે આધ્યાત્મિક સંબંધવડે, શારીરિક, માનસ, કે આધ્યાત્મિક ઉચ્ચ ભાવનાવડે સ્ત્રિઓનું નિર્દોષત્વ પ્રકટ ન કરવાથી, અને ક્લિષ્ટ ભાવનાસંયુક્ત તેમના શરીરસંબંધ સેવવાથી કેવા માઠા પરિણામ આવ્યા છે તે કોઈનું અજાણ્યું નથી. પુરુષોની શારીરિક દુર્બળતા અને સંતાનોની સંકરતા, પિશાચત્વ, અને તેમનામાં ઉત્તમ ગુણોનો અભાવ વગેરે સર્વે ક્લિષ્ટ ભાવનાસંયુક્ત, સ્ત્રિઓસાથે સેવેલા સંબંધના પરિણામો છે. યોગ્ય માનસ સંબંધ તો. પ્રેમ હોય છે, ત્યાં જ થાય છે, અને તેવો શુદ્ધ પ્રેમ સહસ્રમાં કોઈ જ સ્ત્રિપુરુષમાં હોવાથી માનસ સંબંધના શુભ પરિણામના અસ્તિત્વનું પણ ઘણાને ભાન હોતું નથી; અને જે ઝગડાઝગડી, મારામારી દ્વેષ નિરંતર ઉચાટ મન વગેરે પરિણામો અયોગ્ય ભાવનાયુક્ત માનસ સંબંધના આવ્યા છે, તે કોને અજાણ્યા છે ? આધ્યાત્મિક સંબંધ પણ તે જ પ્રકારે વિપરીતપણે થતો હોવાથી ત્યાં પણ ફળનું મીંડુ વળ્યું છે, પુરુષ નાસ્તિક હોય છે, તો સ્ત્રિ કેડે કોથળી ખોશી દેવળોમાં અને મંદિરોમાં ભટકતી

હોય છે, પુરુષ વેદાંતનું શ્રવણ કરતો હોય છે તો સ્ત્રિ સત્યનારાયણની કથા સાંભળતી હોય છે. પુરુષ યોગ સાધતો હોય છે, તો સ્ત્રિ ભજનની મંડળીઓમાં જઈને તાળીઓ પાડીને 'રામા રામા રામ ભાઈ બાપા હો રામા'ની ધુન લગાવતી હોય છે. આવા વિપરીત આધ્યાત્મિક સંબંધનું ઉચ્ચ ફળ ક્યારે અને કેવી રીતે પ્રકટે ? સંબંધ થતાં છતાં ક્લિષ્ટ ભાવનારૂપ વંધ્યત્વ દોષથી સ્ત્રિપુરુષનો પરિશ્રમ ફળશૂન્યજ રહે છે.

પુરુષોની પ્રત્યેક ક્રિયામાં સ્ત્રિઓનો માનસ અને આધ્યાત્મિક સંબંધ અધિક ફળને પ્રકટાવનાર છે, એ વાર્તાને આપણા સર્વજ્ઞ શાસ્ત્રકારો પણ રુડી રીતે જાણતા હતા. અને તેથી જ શાસ્ત્રોમાં યજ્ઞયાગાદિજેવી ધાર્મિક ક્રિયાઓને યજમાને પોતાની સ્ત્રિસહ કરવાનું વિધાન કરેલું છે. આજે પણ ગૃહશાંતિ આદિ અનેક ક્રિયાઓ સ્ત્રિસહ જ કરાય છે. ઇષ્ટપૂજનાર્ચનાદિ આધ્યાત્મિક ફળને પ્રકટાવનારી ક્રિયાઓ પણ પૂર્વે અનેક નૃપતિઓએ સ્ત્રિસહ કરેલી છે, એવાં વર્ણનો શાસ્ત્રમાં દૃષ્ટિએ પડે છે. આ સર્વ એ જ સિદ્ધ કરે છે કે સ્ત્રિઓનો શારીરિક, માનસ કે આધ્યાત્મિક કોઈ પણ ક્રિયામાં, ફળની સત્વર સિદ્ધિને માટે ઉપયોગ છે. સ્ત્રિની સાહાય્યવિના ફળ નથી જ પ્રકટતું, એવું કહેવાનો આશય નથી; પ્રકટે છે, પણ તેમાં સમય અને પ્રયત્ન અધિક જાય છે, અને સ્ત્રિની અનુકૂળ દૃષ્ટિ હોય છે તો તેની તે જ કાર્યસિદ્ધિ ન્યૂન સમયમાં અને ન્યૂન પ્રયત્નથી થાય છે.

કેટલાક મનુષ્યો સ્ત્રિઓનો જીવનપર્યંત ત્યાગ કરવામાં અધિક કલ્યાણ રહ્યું છે, એમ ભ્રાંતિથી માની બેઠા હોય છે. જીવનપર્યંત અખંડ બ્રહ્મચર્યને તેઓ મોટામાં મોટું તપ ગણે છે, અને આવું બ્રહ્મચર્ય સર્વ પ્રકારના પુરુષાર્થની સિદ્ધિમાં પરમ હેતુ છે, એમ તેઓ માનતા હોય છે. પરંતુ સંસારનું સ્વરૂપ જોતાં આ નિશ્ચય કોઈ પણ પ્રકારે યોગ્ય નથી. પ્રકૃતિને સંસારમાંથી કાઢી લેતાં સંસારનું સ્વરૂપ જ રહેતું નથી, અને તે જ પ્રમાણે પ્રકૃતિનો બાધ થતાં સાધવા સરખું કશું જ રહેતું નથી. ચતુર્વિધ પુરુષાર્થ પ્રકૃતિની મર્યાદામાં છે, અને પ્રકૃતિની મર્યાદાના અતિક્રમણમાં પુરુષાર્થ શબ્દની પ્રવૃત્તિ જ નથી. તેથી પુરુષાર્થની સિદ્ધિની ઇચ્છાવાળા જો પ્રકૃતિનો નિઃશેષ ત્યાગ કરવાનો પ્રયત્ન સેવે છે, તો પુરુષાર્થની સિદ્ધિને જોવાની યોગ્યતાવાળા તેઓ રહેતા નથી. પ્રકૃતિના કેવળ અતિક્રમણની એક અવસ્થા છે, અને તે સુખની સર્વોત્કૃષ્ટ અવસ્થા છે, એમ સત્શાસ્ત્રો કહે છે, અને તેથી મનુષ્યો પ્રકૃતિની નિંદા કરવાને અથવા તેનો ત્યાગ કરવાને પ્રેરાયા છે,

પરંતુ શાસ્ત્રો પ્રકૃતિના કેવળ અતિક્રમણની જે અવસ્થા વર્ણવે છે, તેનું ખરૂં સ્વરૂપ આ મનુષ્યોના લક્ષમાં ભાગ્યે જ આવ્યું હોય છે. પ્રકૃતિના કેવળ અતિક્રમણમાં પ્રકૃતિ નામના કોઈ ભિન્ન તત્ત્વનું અતિક્રમણ થાય છે, એમ જો કોઈ માનતું હોય તો તે ખરૂં હોય એમ મને ભાસતું નથી. એક જ તત્ત્વની અમુક પ્રકારની સત્તાસ્ફુર્તિનું નામ પ્રકૃતિતત્ત્વ છે, અને તે સત્તાસ્ફુર્ત્તિ શમી જવી, એનું નામ પ્રકૃતિતત્ત્વનું અતિક્રમણ છે. અર્થાત્ પ્રકૃતિના કેવળ અતિક્રમણની અવસ્થામાં ત્યજવાનું કે ઉલ્લંઘવાનું કશું જ હોતું નથી, પણ માત્ર પ્રતીત થએલા ધર્મની જ શાંતિ કરવાની હોય છે. અને એ ધર્મની શાંતિ પુરુષાર્થની સિદ્ધિ કરવાની ઇચ્છાવાળાઓને કરવાની હોતી જ નથી. લાડુને ગળ્યો કરવાની ઇચ્છાવાળો મનુષ્ય ખાંડમાંથી ગળપણ નામના ધર્મની શાંતિ કરવાથી લાડુને શી રીતે ગળ્યો કરી શકશે ? પ્રકૃતિનો ત્યાગ કરવાથી પુરુષાર્થની સર્વોત્તમ કળા અનુભવી શકાતી જ નથી.

મનુષ્યને સુખનો જે કંઈ અનુભવ થાય છે, તે પ્રકૃતિનો ત્યાગ કરવાથી નહિ પણ પ્રકૃતિની શુદ્ધિ કરવાથી થાય છે. જેમ જેમ પ્રકૃતિને મનુષ્ય અધિક શુદ્ધ કરે છે, તેમ તેમ તે અધિક સુખનો અનુભવ કરે છે, અને જેમ જેમ તે પ્રકૃતિને મલિન રાખે છે, તેમ તેમ તે અધિક દુ:ખનો અનુભવ કરે છે. આમ હોવાથી સ્ત્રિઓનો પુરુષોએ ત્યાગ કરવાનો નથી, પણ તેમની તેમણે અધિક અધિક વિશુદ્ધિ કરવાની છે.

સ્ત્રિતત્ત્વ અને પુરુતત્ત્વનો સંબંધ અનાદિ છે, અને તેથી જ સૃષ્ટ પદાર્થોમાં એ ઉભયનો સંબંધ આપણે સર્વદા જોઇએ છીએ. ખનિજ પદાર્થોમાં સ્ત્રિતત્ત્વ અને પુરુષતત્ત્વ સર્વદા એકઠાં જ રહે છે. વનસ્પતિમાં પણ ઘણી વનસ્પતિઓમાં તે ઉભયનો એક જ શરીરમાં સંયોગ હોય છે. માત્ર પ્રાણિઓમાં આ બે તત્ત્વ જૂદાં પડેલાં હોય છે. અર્થાત્ પ્રાણિઓમાં સ્ત્રિ અને પુરુષ ઉભયનાં શરીર જૂદાં હોય છે. પરંતુ એ વિયોગ અત્યંત બળથી સંયોગ થવા માટે જ હોય છે. પ્રાણીઓનાં શરીરોમાં સ્ત્રિતત્ત્વ અને પુરુષતત્ત્વનો પરિપાક થતાં ઉભયનો સંયોગ થવાનો વેગ એટલો પ્રબળ હોય છે કે નિરોધનો અસંભવ જ હોય છે. જેઓ એવે પ્રસંગે બળાત્કારથી નિરોધ કરવા પ્રયત્ન કરે છે તેમને સ્વપ્નાદિ વિવિધ અવસ્થાઓમાં અનેક પ્રસંગે નિરોધ કરવાના પોતાના અસામર્થ્યનો ગ્લાનિપૂર્વક અનુભવ થયા વિના રહ્યો હોતો નથી. આ સર્વ એ જ દર્શાવે છે કેવળ નિરોધ અસ્વાભાવિક છે, અને સંયોગ સ્વાભાવિક છે. અને જેટલું જેટલું

સ્વાભાવિક હોય છે, તે સર્વદા સુખને આપનાર હોવાથી સ્ત્રિપુરુષ ઉભયનો સંબંધ સર્વદા સુખને જ પ્રકટાવનાર છે, એ સહજ સિદ્ધ થાય છે. એથી ઉલટું ઉભયનો નિત્ય વિયોગ હાનિવિના અન્ય કશું જ ઉપજાવી શકતો નથી. ઇતિહાસથી અને અનુભવથી સિદ્ધ થયું છે કે વિવાહિત સ્ત્રિપુરુષોનાં આયુષ્ જેટલાં લાંબાં હોય છે, તેવાં અસ્વાભાવિક નિરોધને સેવનાર અવિવાહિત સ્ત્રિપુરુષનાં હોતાં નથી. વિવાહિત સ્ત્રિપુરુષોનાં શરીર જેવાં નીરોગ અને સુદૃઢ હોય છે, તેવા અવિવાહિતના હોતાં નથી, અને તે જ પ્રમાણે વિવાહિત સ્ત્રિપુરુષોએ માનસ બળમાં તથા આધ્યાત્મિક બળમાં જેટલી શ્રેષ્ઠતા દર્શાવી છે તેટલી અવિવાહિત સ્ત્રિપુરુષોએ પ્રમાણમાં દર્શાવી નથી. ક્વચિત્ કોઈ કોઈ અપવાદ જડી આવે છે, પરંતુ તેવા અપવાદ તો સર્વમાં હોય છે, અને અપવાદથી કંઈ મુખ્ય નિયમનું ખંડન થતું નથી. અત્ર એ વાર્તા અવશ્ય લક્ષમાં રાખવાની છે કે અવિવાહિત સ્ત્રિપુરુષોથી વિવાહિત સ્ત્રિપુરુષોની જે શ્રેષ્ઠતા વર્ણી છે, તે શાસ્ત્રવિહિત ગૃહસ્થાશ્રમ સેવનારા વિવાહિત સ્ત્રિપુરુષોની જ વર્ણવી છે. આજના પશુજેવું જીવન ગાળનારાં વિવાહિત સ્ત્રિપુરુષોની વર્ણવી નથી. આજનાં વિવાહિત સ્ત્રિપુરુષોમાં શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉચ્ચ ફળ નહિ જણાવામાં હેતુ અત્યાચાર છે, યોગ્ય સંબંધ નથી. યોગ્ય સંબંધનું સ્વરૂપ જ હાલના લોકોના જાણવામાં નથી, અને તેથી જ અત્યાચારને અટકાવવાને માટે જ્ઞાનવાન્ પુરુષોએ પણ ઘણે પ્રસંગે સ્ત્રિ અને પુરુષનો સંબંધ હાનિને ઉપજાવે છે, એવું વર્ણન કર્યું છે. પણ તેવે સ્થળે બુદ્ધિમાને, આ અત્યાચારથી જ હાનિને વર્ણવવાનો લેખકનો ઉદ્દેશ છે, એમ સર્વ પ્રસંગોનો વિચાર કરીને નિશ્ચય સ્થાપવો ઘટે છે.

જેમ અગ્નિ કાષ્ઠવિના કે એવા જ કોઈ આલંબનવિના પ્રતીતિમાં આવી શકતો નથી, તેમ પુરુષતત્ત્વ સ્ત્રિતત્ત્વરૂપ આલંબનવિના પ્રતીતિમાં આવી શકતું નથી; અને જેમ અગ્નિનું આલંબન અધિક શુદ્ધ હોય છે, તેમ અગ્નિ પોતાના સ્વરૂપના પ્રભાવને અધિક અધિક દર્શાવી શકે છે, તેમ પુરુષતત્ત્વ પણ સ્ત્રિતત્ત્વ જેમ અધિક શુદ્ધ હોય છે, તેમ પોતાના પૌરુષનો અધિક અધિક પ્રકાશ કરી શકે છે; અર્થાત્ પુરુષને આ દૃશ્યપ્રપંચમાં પોતાના ચમત્કાર દર્શાવવાને અર્થે સ્ત્રિતત્ત્વની અનિવાર્ય અગત્ય છે.

જેમ આ ભૂલોકમાં પુરુષશરીરમાં પુરુષતત્ત્વ પોતાની ઉત્કૃષ્ટ કળાને દર્શાવી શકે છે, તેમ સ્ત્રિશરીરમાં સ્ત્રિતત્ત્વ પોતાની ઉત્કૃષ્ટ કળાને દર્શાવી શકે છે, અર્થાત્ પુરુષશરીરમાં પુરુષતત્ત્વ અને સ્ત્રિશરીરમાં

સ્ત્રિતત્ત્વ ઉત્કૃષ્ટ સ્વરૂપમાં દષ્ટિએ આવે છે એમ કહીએ તો કહી શકાય એમ છે. પરંતુ ઉભયની ઉન્નતિનો આ પરાવધિ છે એમ નથી. પુરુષશરીરમાં રહેલું પુરુષતત્ત્વ અને સ્ત્રિશરીરમાં રહેલું સ્ત્રિતત્ત્વ પોતાની પ્રાપ્ત ઉત્કૃષ્ટતાથી અધિક ઉન્નતિ પામી શકે એમ છે, અને તેવી ઉન્નતિ ઉભયના શારીરિક, માનસ, અને આધ્યાત્મિક સંબંધથી થતી હોવાથી સ્ત્રિપુરુષનાં લગ્ન એ એક અત્યંત અગત્યની ક્રિયા ધર્મશાસ્ત્રોમાં વર્ણાઈ છે. મનુષ્યોના જીવનમાં તે એક અત્યંત મહત્વનો પ્રસંગ ગણાય છે, અને તેની નિઃસીમ મહત્તાને લીધે જ દ્વિજવર્ગમાં આ સંબંધ વૈદિક મંત્રોવડે કરાય છે. વળી જાણુતાં અજાણુતાં પણ સર્વ મનુષ્યો લગ્નક્રિયાને એક અત્યંત આનંદનો પ્રસંગ ગણે છે. એ સર્વ એ જ સિદ્ધ કરે છે કે સ્ત્રિને પુરુષનો અને પુરુષને સ્ત્રિનો સંબંધ, એ એક સામાન્ય સંબંધ નથી, પણ ઉભયનું નિત્ય કલ્યાણ સાધનાર અલૌકિક સંબંધ છે. આમ છે તો પછી કોણ અવિવેકી મનુષ્ય પોતાના નિત્યકલ્યાણની સાધક જે સ્ત્રિ તેની અવગણના કરે ?

પ્રિય યોગિનિ ! સ્ત્રિઓની મહત્તા સ્થાપનાર આ વિના પણ બીજાં અનેક કારણો છે, પણ તારા પ્રતિ લખવામાં આવતો આ મારો પત્ર એ કંઈ એક ગ્રંથ નથી કે નિબંધ નથી, પણ માત્ર પત્ર જ છે, તેથી હવે અધિક વિસ્તાર કરવો હું અયોગ્ય ગણું છું. મારૂં જે કહેવાનું તાત્પર્ય છે તે તારા લક્ષમાં તો આવ્યું હોવું જ જોઈએ, તો પણ પુનઃ સ્પષ્ટ કરીને કહું તો એ છે કે પોતાનું અખંડ કલ્યાણ સાધવામાં પ્રબળ સહાયક જે સ્ત્રિ તેની પુરુષો જ્યાં સુધી અવગણના કરશે, અને તેમની ઉન્નતિના ઉપાયો નહિ યોજે ત્યાં સુધી તેમની ઉન્નતિ કદી પણ થવાની નથી.

અત્ર એવી શંકા થશે કે સ્ત્રિપુરુષોનાં લગ્ન જ જો ઉન્નતિમાં હેતુભૂત છે, તો લગ્ન તો આપણા દેશમાં થાય જ છે, છતાં દેશની અવનતિ ને અવનતિ કેમ રહે છે? તો ત્યાં સમાધાન એ છે કે હાલ થતાં લગ્નમાં અસમાનતા બહુ હોય છે, અને તેથી જ લગ્નનાં ઉચ્ચ ફળ દષ્ટિએ આવતાં નથી. લગ્નનો અર્થ યથાર્થ સંયોગ એવો હોય છે, અને હસ્તમેળાપ કરી સ્ત્રિપુરુષ એક ગૃહમાં એકએકની સાથે રહે તેથી તેમનો યથાર્થ સંયોગ થયો છે, એમ કહી શકાતો નથી. પાણીમાં પથરાનો કકડો નાંખવાથી ઉભયનો સંબંધ તો થાય છે, પણ તે ખરો સંયોગ નથી. પાણીમાં સાકરનો કકડો નાંખવાથી ઉભયની જે એકાકારતા થાય છે, તે ખરો સંયોગ છે. વિવાહિત સ્ત્રિપુરુષોમાં જ્યારે આવો ખરો સંયોગ થાય છે, અર્થાત્ પુરુષના આશય તે જ સ્ત્રિના આશય હોય છે, અને સ્ત્રિના આશય તે જ

પુરુષના આશય હોય છે, પુરુષની પ્રત્યેક કૃતિમાં સ્ત્રિની સંપૂર્ણ અનુકૂળ મતિ હોય છે, અને સ્ત્રિની પ્રત્યેક કૃતિમાં પુરુષની સંપૂર્ણ અનુકૂળ મતિ હોય છે, પુરુષને જોતાં વાર સ્ત્રિનું હૃદય, જેમ સૂર્યને જોઈ કમળ ખીલે છે, તેમ ખીલે છે, અને સ્ત્રિને જોઇને પુરુષનું હૃદય, જેમ ચંદ્રને જોઇને કુમુદિની ખીલે છે, તેમ ખીલે છે, અને પુરુષના સંબંધમાં સ્ત્રિ પોતાનાં સર્વ દુઃખ વિસરી જાય છે, અને સ્ત્રિના સંબંધમાં પુરુષ પોતાનાં સર્વ કષ્ટ ભૂલી જાય છે, ત્યારે જ સ્ત્રિપુરુષનો ખરો સંબંધ થયો છે, એમ કહી શકાય છે અને ત્યારે જ તે ઉભયનો સંબંધ અલૌકિક પરિણામને પ્રકટાવે છે. આ કારણથી જ મન મળ્યા વિનાનાં સદ્‌ગુણી માબાપનાં બાળકો ઘણે પ્રસંગે મૂર્ખ દુર્ગુણી નીવડેલાં આપણે જોઇએ છીએ, અને અયોગ્ય સંબંધથી જોડાયેલાં, પરંતુ મન મળેલાં પ્રેમી સ્ત્રિપુરુષોથી પ્રકટેલાં બાળકે વિલક્ષણ સામર્થ્યવાળાં નીવડેલાં જણાયાં છે. સુધરેલી ખ્રિસ્તી પ્રજાઓ જેમને પરમેશ્વરના પુત્રતરીકે માને છે, તથા જેમનું ચરિત્ર અત્યંત સાધુતાવાળું હતું એમ કહેવાય છે, તથા જેમનો કુમારિકાના ઉદરથી જન્મ થએલો ખ્રિસ્તી ધર્મપુસ્તકમાં પ્રસિદ્ધ છે, તેઓ આ સિદ્ધાંતના નિદર્શનરૂપ છે. એ જ પ્રમાણે મહાત્મા કબીર કે જેમને માટે ‘મા તર્કડી, બાપ જુલૈયા, પુત ભયે બ્રહ્મજ્ઞાની હો ’ એમ કહેવાય છે. તેઓનો મુસલમાન માતા અને વણકર પિતાથી જન્મ થયેલો પ્રસિદ્ધ છે. સ્વલ્પમાં એ જ કે સ્ત્રિપુરુષોનો શુદ્ધ પ્રેમમય સંબંધ સર્વ પ્રકારનાં ઉચ્ચ ફળ પ્રકટાવવા સમર્થ છે.

પ્રિય યોગિનિ ! આ વગેરે કારણોથી અમારે પુરુષોએ તમને સ્ત્રિજાતિને ઉત્તમ કરવાનો સર્વ પ્રકારે પ્રયત્ન સેવવો અગત્યનો છે; અને આ પ્રયત્ન તમારામાં ઉત્તમ ભાવનાવડે બહુ સત્વર અને ઉત્તમ પ્રકારે સિદ્ધ થવાનો સંભવ હોવાથી અમારે પુરુષોએ, આજ સુધી અમે જેમ તમને હલકી ગણી તમારામાં દોષોને જ જો જો કર્યા છે તેમ ન કરતાં હવેથી ગુણો જ જોવા જોઈએ. પુરુષો જ્યારે તમારામાં દોષો ન જોતાં ગુણો જોવાનો અભ્યાસ સેવશે, ત્યારે સ્વભાવથી જ તમારો તેમના ઉપર પ્રેમ બંધાશે, અને તે પ્રેમથી બંધાયલાં તમે તેમના પ્રત્યેક કાર્યમાં પછી અનુકૂળ મતિથી જોવાનાં, અને આ તમારી અનુકૂળ મતિ પુરુષોનાં કાર્યોમાં અનુકૂળ અદૃષ્ટ સત્તાઓ ઉપજાવી તેમને સહાયક થવાની, અને તે દ્વારા પુરુષોનો સત્વર વિજય થવાનો. આથી અમારામાં ઇશ્વિરબુદ્ધિ કરવાનો ઉચ્ચ ધર્મ જેમ તમારે સ્વીકારવાનો છે, તેમ તમારામાં ઉચ્ચ બુદ્ધિ કરવાનો સુખદ ધર્મ અમારે સ્વીકારવાનો છે.

હે ધર્મજ્ઞા ! તારા પ્રતિ લખેલા પત્રમાં આ સર્વ અકાંડતાંડવ-

જેવો પ્રસંગ લાવવાનો મારો મુખ્ય હેતુ એ જ છે કે પરમાત્માની અને આપણા પૂજ્ય ગુરુની કૃપાથી આપણો અનુકૂળ સંબંધ બંધાવાથી આપણું સર્વોત્કૃષ્ટ હિત તો સિદ્ધ થઈ જ ચુક્યું છે, પરંતુ આપણા આ અસંખ્ય જાતિબંધુઓ આપણા જેવા સુભાગ્યને પ્રાપ્ત નથી, અને તેથી ભવિષ્યમાં ઈશ્વર તેમનું કલ્યાણ કરવાનો કદાચ આપણને સુયોગ આપે તો કેવા વિચારો તેમનાં અંતઃકરણમાં સુદૃઢ સ્થાપવાથી તેમનું વિશેષ હિત થવાનો સંભવ આવે, એ વગેરેના સંસ્કાર જો આજથી આપણા અંતઃકરણમાં રોપાયા હોય તો કાળ જતાં તે અંકુર કાઢી સુંદર વૃક્ષરૂપે થવાને યોગ્ય થાય.

હે સુવિચારવતિ ! હવે આ વિસ્તારવાળો પત્ર અટકાવું છું. ઉતાવળે અત્ર લખેલા આ વિચારોનું તું મનન કરજે, અને તે સંબંધમાં તારા શા અભિપ્રાય બંધાય છે તે મને જણાવજે.

પરમાત્માના અનુગ્રહથી મારી પ્રકૃતિ સારી છે, અને તે જ સત્તાના અનુગ્રહથી તું પણ ઉત્તમ આરોગ્યનો અનુભવ કરતી હોઈશ.

મેં મારા મિત્ર હરિહરરાયવિષે પૂર્વે તને લખ્યું હતું, તે તને સ્મરણમાં તો હશે જ. તેના પરમપૂજ્ય ગુરુ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**એ રચેલા **ભામિનીભૂષણ** નામના ગ્રંથના કેટલાક વિભાગ મને અવલોકવા તેણે મને થોડા દિવસઉપર મોકલ્યા હતા. મને તેના અવલોકનથી બહુ સંતોષ થયો છે. પુરુષોએ પોતાની ધર્મપત્નીસાથે કેવા ઉત્તમ પ્રકારનું પ્રેમમય વર્તન રાખવું, એ તે ગ્રંથોમાં બહુ પ્રશસ્ય પ્રકારે વર્ણ્યું છે. તે સાથે ગૃહસ્થ સ્ત્રિપુરુષોએ ધારણ કરવા યોગ્ય નીતિનિયમોનું પણ કથા તથા આડકથાઓમાં રસભરેલી રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. મને લાગે છે કે આપણા પૂજ્ય ગુરુએ પોતાના દેહોત્સર્ગકાલે જે ગ્રંથો મને વાંચવાની ભલામણ કરી હતી તે જ આ ગ્રંથો છે. તારા વાંચવામાં તે કદાચ આવ્યા તો હશે, પરંતુ તારા આજસુધીના આવેલા પત્રોમાં તે સંબંધી સહજ પણ ઉલ્લેખ કરેલો ન હોવાથી તે ગ્રંથો આજની ટપાલમાં આ પત્રસાથે હું તારા ઉપર મોકલું છું. તેના અવલોકન તથા મનથી તને અપૂર્વ આનંદ થશે.

સાંભળ્યું છે કે હરિહરરાયના પૂજ્ય ગુરુ આપણા વૃદ્ધ ગુરુજેવા જ છે. મને તેમનાં દર્શન કરવાની આતુર ઇચ્છા પ્રકટી છે, પણ હજી યોગ આવ્યો નથી. ઈશ્વરેચ્છા હશે તો અલ્પ સમયમાં આવશે. સદ્વ્રતા સાવિત્રીબાઈને મારા તરફથી કુશળતા પૂછજે, તથા ઘટિત સ્નેહવચન કહેજે. અત્રથી કોઈ પદાર્થાદિની અગત્ય જણાય તો નિઃશંકપણે

મંગાવજે વ્યર્થ કષ્ટ વેઠીશ નહિ. મારૂં શરીર અત્ર છે, પણ વૃત્તિ ત્યાં છે, એમ પુનઃ પુનઃ લખવાનું પ્રયોજન નથી.

પરમાત્મા તારૂં કલ્યાણ કરો.

લિ. તને સર્વદા સુખી જોવા ઇચ્છનાર **મણિધરરાય.**

પત્ર પૂર્ણ કરી હું તેને પુનઃ વાંચી ગયો. કેટલાક વિચારો જોઇને હું ચકિત થઈ ગયો. મારા અંતઃકરણમાંથી આવા વિચારો શી રીતે નીકળ્યા ? મારો પત્ર જાણે કોઈની પ્રેરણાથી લખાયો હોય એમ મને ભાન થયું, કારણ કે કોઈ કોઈ વિચારોને હું પોતે જ પૂર્ણ રીતે સમજી શકતો ન હોઉં, એમ મને જણાયું. પણ મને પ્રેરણા કોણે કરી ? શું ગુરુની પ્રેરણાથી મેં આ પત્ર લખ્યો ? તેવો નિર્ણય કરવાને મને કશું પ્રમાણ જડતું નથી. હું પત્ર જ્યારે લખતો હતો, ત્યારે જાણે ઉંડાણના ભાગમાંથી મને વિચારો સ્ફુરતા હોય એમ ભાન થતું હતું. અહો ! શું મારા આત્માના ઉંડાણના ભાગમાંથી આ સર્વ નીકળ્યું ? હા, એમ જ હોવું જોઈએ. શાસ્ત્રો આત્માને સર્વજ્ઞ કહે છે, તે સપ્રમાણ હોવું જોઈએ. અરે ! મનુષ્યો જ્ઞાનને માટે વૃથા બહાર ભટકીયા મારે છે ! પોતાના આત્માના ઉંડાણના પ્રદેશમાં કેટલા કેટલા ચમત્કારો રહેલા છે, તેનું આ મનુષ્યોને કશું જ ભાન નથી. આત્માના કેટલા વિશાળ પ્રદેશો હજી મનુષ્યોથી શોધાયાવિનાના રહ્યા છે ! પણ મારા આત્મામાં રહેલું આ જ્ઞાન મારા અંતઃકરણમાં સ્ફુર્યું શી રીતે ? આજસુધી તો તે મને કોઈ દિવસ સ્ફુર્યું ન હતું, અને આજે તે સ્ફુર્યું તેનું કારણ શું ? હા, હવે મને સમજાયુ. આ પત્ર લખતી વખતે સ્ત્રિઓવડે પુરુષનું કેટલું હિત સધાય છે, તે જાણવાની મને તીવ્ર ઇચ્છા પ્રકટી હતી, અને તે તીવ્ર ઇચ્છાસાથે જ જાણે હું કંઈ ખોળતો હોઉં, તેમ એકાગ્ર થઈને મારા અંતરના ઉંડાણના પ્રદેશમાં જોતો હતો. અને મારી આવી સ્થિતિ થતાં મારા આત્મામાંથી આ વિચારો મારા હૃદયમાં સ્ફુર્યા હતા. અહો ! કેવું આશ્ચર્ય છે ! આજે મને પરમાત્માના અનુગ્રહથી આત્મામાંથી જ્ઞાન પ્રાપ્ત કરવાની કુંચી હાથ લાગી ! આહા ! તે કેટલી સરળ છે ! તેને સંક્ષેપમાં કોઈને કહી બતાવવી હોય તો બે વાક્યમાં જ તે કહી બતાવાય એવી છે, અને તે એ કે જે જાણવું હોય તેની તીવ્ર ઇચ્છા પ્રથમ હૃદયમાં પ્રકટાવવી, અને પછી એકાગ્ર થઈ આત્મામાંથી શું સ્ફુરે છે, તે જોવું. યોગીઓ સંયમવડે સઘળું જાણતા હતા, એવું જે કહેવાય છે, તે આ રીતે સાચું જ છે, એમ હવે મને સ્પષ્ટ થાય છે. એકાગ્રતા જ જ્ઞાનને સ્ફુરાવનાર પ્રબળ હેતુ છે. યમ, નિયમ, આસન, પ્રાણા-

યામ વગેરે યોગનાં સાધનો એકાગ્રતા સિદ્ધ કરવા માટે જ છે. તીવ્ર ઇચ્છાને લીધે આજે મારી એકાગ્રતા સ્વતઃ સધાઈ હતી, પણ તીવ્ર ઇચ્છા ન પ્રકટી હોય તે સમયે શી રીતે એકાગ્રતા સાધવી તે સ્પષ્ટ કરનાર આ સર્વ યોગનાં સાધનો હોવાં જોઈએ. વળી મારી એકાગ્રતા તો બે ચાર ક્ષણોની જ હતી, પણ લાંબો કાળ એકાગ્રતા સાધવી હોય તો શી રીતે સાધવી, એ સર્વ આ યોગનાં સાધનોથી જ સ્પષ્ટ થતું હોવું જોઈએ. ખરે, યોગશાસ્ત્ર બહુ ચમત્કારિક શાસ્ત્ર હોવું જોઈએ, અને તેને સિદ્ધ કરનાર પુરુષોનો મહિમા પણ કંઈ અલૌકિક જ હોવો જોઇએ. પણ હું હવે યોગવિદ્યા શીખવા કોની પાસે જાઉં ? વૃદ્ધ ગુરુ શીખવી શકે એવા હતા, પણ તે તો હાલ અદૃશ્ય થયા છે. અરે હા ! મને ઠીક સાંભર્યું. હરિહરરાય મને કહેતો હતો કે મારા ગુરુ સમર્થ યોગીશ્વર છે, તો હવે તો ગમે તેમ કરીને સત્વર ત્યાં જ જવું, એ જ મારું કર્તવ્ય છે.

આ વગેરે વિચારો કરી મેં હરિહરરાયને મારી આતુર ઇચ્છાને સૂચવતો એક પત્ર તત્કાળ લખી કાઢ્યો. અને પછી તે પત્રને તથા યોગિનીપ્રતિ લખેલા પત્રને બીડીને તેમને ટપાલમાં નાંખવાની વ્યવસ્થા કરી હું મારા અન્ય કાર્યમાં જોડાયો.



## પ્રકરણ ૧૭.—

### શ્રીમન્નૃસિંહાચાર્યજી.




ગિનીને ગયા પ્રકરણમાં મારું લખેલું પત્ર યોગ્ય સમયે પ્રાપ્ત થયું હતું, અને આઠ દિવસ પછી તેનું ઉત્તર પણ મારા પર આવ્યું હતું, પણ પૂર્વે મેં જણાવ્યું છે તે પ્રમાણે તેના તથા મારાં સર્વ પત્રોને આ વાર્તામાં આપવાં મેં યોગ્ય ગણેલાં ન હોવાથી, આ સ્થળે તે પત્રને ન આપવા માટે હું વાચકની ક્ષમા ઇચ્છું છું, અને મારી કથા આગળ ચલાવું છું. મારા મિત્ર હરિહરરાયનું પણ ઉત્તર આવી ગયું હતું. તેણે મને જણાવ્યું હતું કે વડોદરે તમારે ક્યારે આવવું, તે હું તમને થોડા સમયમાં જણાવીશ. આ પ્રસંગને આજે બે માસ વીતી ગયા હતા, અને નિત્યના નિયમપ્રમાણે હું મધ્યાહ્નપછી મારા એકાંતાલયમાં બેઠો હતો, એટલામાં મારા નોકરે મારું બારણું ઠોક્યું, અને કહ્યું કે બપોરની ટપાલના

કાગળો આવ્યા છે, હુકમ હોય તો લાવું. મેં હા કહ્યાથી દ્વાર ઉઘાડી તે અંદર આવ્યો, અને મારા હાથમાં આવેલા પત્રો મુક્યા. તેમાં એક કાર્ડ હરિહરરાયનું હતું. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:

પ્રાણાત્મસ્વરૂપ, પ્રિય મણિધરરાય !

મારા જ્ઞેય, ધ્યેય, અને ઇષ્ટ પરમપૂજ્ય સદ્‍ગુરુશ્રીની મેં ગઈ કાલ તમારે માટે અનુમતિ મેળવી છે, તેથી આ પત્ર વાંચી સત્વર આ તરફ આવવા નીકળશો. તમારા સરખા સન્મિત્રની આગતાસ્વાગતાને માટે મારી પર્ણકુટીનાં દ્વાર સર્વદા ખુલ્લાં છે. અલ્પ સમયમાં પ્રત્યક્ષ દર્શનનો સુયોગ પ્રાપ્ત થનાર હોવાથી વિસ્તારનું પ્રયોજન નથી. તમારાં સત્વર દર્શનના સંભવથી આ ક્ષણથી જ વૃત્તિમાં આનંદોદધિના તરંગો ઉછળવા માંડયા છે. તત્કાળ એ જ.

લિ. સ્નેહબદ્ધ હરિહરરાય.

પત્ર વાંચી મેં આજે જ વડોદરે જવાનો નિશ્ચય કર્યો, અને ઘંટડી વગાડી મારા નોકરને બોલાવ્યો. મારી ટ્રંક વગેરે સામાન તૈયાર કરવાની મે સૂચના આપી. પછી એક તાર વડોદરે હરિહરરાયઉપર નીચે પ્રમાણે લખીને મે મોકલાવી દીધો. Highly pleased; many thanks; starting by today's mail. (અત્યંત પ્રસન્નતા થઈ છે; બહુ ઉપકાર થયો. આજે મેલમાં આવું છું.) ત્યાર પછી મારી ગેરહાજરીમાં દવાખાનાની વ્યવસ્થા રાખવાની એક ચીઠ્ઠી મારા હાથ નીચેના મુખ્ય ડૉક્ટરને લખી, તથા તે વિના બીજું જે કાંઈ કરવાનું હતું તે કરીને સાયંકાળે સાત વાગે ઉપડતી ટ્રેનમાં બેશીને હું વડોદરે આવ્યો. હરિહરરાય સ્ટેશનપર સામો આવ્યો હતો. તેને ત્યાં રાત્રિએ મુકામ કર્યો, તથા તેના આતિથ્યને યથોચિતપ્રકારે સ્વીકારી રાત્રિ જવાથી પરિણામે નિદ્રાવશ થયો.

પ્રાતઃકાળે વહેલા ઉઠી સ્નાનાદિથી પરવારી આઠ વાગે અમે ઉભય શ્રીમન્નૃસિંહાચાર્યજીના આશ્રમપ્રતિ જવા નીકળ્યા. આશ્રમ બહુ દૂર ન હતો; દશ મિનિટનો જ માર્ગ હતો, તેથી સ્વલ્પ સમયમાં અમે ત્યાં આવી પહોંચ્યા. આશ્રમનું મકાન બહુ જ સાદુ હતું. વૈભવનું ભાન થાય, એવું કશું જ આશ્રમબહાર કે આશ્રમની અંદર હતું નહિ. ઉપરથી જોતાં ક્વચિત્ જ કોઈને ભાન થાય કે આવા સાદા ઘરમાં, સેંકડો મનુષ્યો જેમને ઈશ્વરરૂપે માને છે તથા પૂજે છે, એવા સમર્થ મહાત્મા રહેતા હશે. પરંતુ જેમ તુચ્છ માટીમાં અત્યંત મૂલ્યવાન્ હીરો ગુપ્ત રહે છે, અને ક્ષુદ્ર છીપમાં મહા મૂલ્યવાન્ મૌક્તિક કોઈ ન જાણે તેમ ઢંકાયલું પડી રહે છે, તેમ આ સમર્થ મહાપુરુષ

આ રંક આશ્રમમાં રહેતા હતા. અમે ગયા ત્યારે શ્રીનૃસિંહાચાર્યજી અંદરના ખંડમાં સંધ્યામાં હતા. મને મારા મિત્રે સર્વને બેસવાના મુખ્ય સ્થળમાં બેસાડયો. એ ખંડમાં એક વૃદ્ધ પુરુષ એક ખુણે બેઠો બેઠા કોઈ પુસ્તક વાંચતો હતો, તથા એક બીજા ખુણામાં એક મનુષ્ય પદ્માસન બાંધી ધ્યાનમય સ્થિતિમાં બેઠો હતો. તે વિના બીજું કોઈ મનુષ્ય ત્યાં હતું નહિ. પા એક કલાક અમે બેઠા નહિ હોઈએ, એટલામાં પાદુકાના ખડકારા થયા, અને મારા મિત્રે મને જણાવ્યું કે મહારાજ પધારે છે. અમે તત્કાળ ઉભા થયા, અને તેમને આવતા જોઈ હરિહરરાયે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. મેં કોઈને કોઈ દિવસ સાષ્ટાગ પ્રણામ કર્યા નહતા, અને તેથી મારા મિત્રની પેઠે કરતાં મને સ્વાભાવિક રીતે સંકોચ થયો, તેથી મેં તો માત્ર પાસે જઈને નીચા નમી ચરણને સ્પર્શ જ કર્યો. એટલું કરવું તે પણ મારા મનને તો બહુ થઈ પડયું હતું. પરંતુ એટલા સ્પર્શમાત્રથી પણ મારામાં કોઈ વિલક્ષણ ફેરફાર થયો હોય એમ મને ભાન થયું. જેમ કોઈ ખુબ નિશા કરેલા માણસને ઘી પાવામાં આવે છે, અને તે સમયે અત્યત ઉંડાણમાં ઉતરી ગયેલા તેના જીવને બે ચાર પડદા ઉઘડી ગયા હોય, અને તે અંધકારમાંથી જાણે બહાર આવ્યો હોય તેવું ભાન થાય છે, તેમ મને થયું. મારા અંતઃકરણઉપરથી કેટલાક પડદા જાણે ફાટી જતા હોય એમ મને લાગ્યું, અને સ્વભાવથી જાણે તે મહાપુરુષઉપર મને ભક્તિ પ્રકટતી હોય એમ ભાસ્યુ. મેં વિધિથી નમન ન કર્યું માટે મને સહજ ગ્લાનિ થઈ, પણ હવે પશ્ચાત્તાપ નિરર્થક હતો. અમારૂં નમન સ્વીકારીને તે મહાપુરુષ, તેમને માટે નાંખેલા એક સાદા આસનઉપર બેઠા, અને અમને પણ સન્મુખ નાંખેલા આસનઉપર બેસવા કહ્યું. હવે મને તે મહાપુરુષને યથાર્થ રીતે નિરીક્ષણ કરવાનો સમય મળ્યો. તેમની મુખમુદ્રા અત્યંત પ્રતાપમય, પ્રૌઢ, તેજસ્વી, તથા જોનારના હૃદયને હરણ કરે એવી મોહક હતી. તેમનું વય ત્રિશ વર્ષની અંદર લાગતું હતું. તથાપિ તેમના મુખઉપર જે ગાંભીર્યની છાયા વ્યાપી રહી હતી, તે તેમના અસાધારણ અનુભવને તથા જ્ઞાનને પ્રદર્શિત કરતી હતી. તેમનો વર્ણ ગૌર હતો, તથા તેમનું વર્ચસૂ એવું તો અદ્ભુત પ્રકારે પ્રકાશતું હતું કે સમીપસ્થ મનુષ્યો તેના પ્રખર પ્રતાપમાં દબાઈ જતા, અને એક અક્ષર પણ બોલવાની હિંમત કરી શકે એમ નહતું. તેમનાં નેત્ર અત્યંત સૌમ્ય, અમૃતમય તથા જેના ઉપર દષ્ટિ પડે તેના તાપને શમાવે એવા સામર્થ્યવાળાં હતાં, અને તેમાંથી શુદ્ધ પ્રેમનો અભય આપનાર ઓજસ્પ્રવાહ ન વહેતો હોત તો તેમની સમીપતાથી મનુ-

ધ્યોને ભય ઉપજત, પરંતુ ઉક્ત હેતુથી તેમની પાસે બેશી રહેવાથી પણ નિર્ભયતા અને આનંદનું ભાન થતું હતું.

બેઠા પછી મારા મિત્રે કહ્યું ભગવન્! જેમને માટે મેં આપને પ્રાર્થના કરી હતી, તે જ આ મારા મિત્ર મણિધરરાય. આપનાં દર્શનની તેમને દીર્ઘકાળથી બહુ આતુર ઇચ્છા હતી.

શ્રીનૃસિંહાચાર્યજીએ મારા પ્રતિ દૃષ્ટિ નાંખી કહ્યું, આપની પ્રકૃતિ સારી છે? આપ કાલે પધાર્યા?

મેં કહ્યું, હા જી. હરિહરરાયનો કાલે પત્ર આવવાથી તત્કાળ આવ્યો. મારા હૃદયમાં ઘણા દિવસથી આપને મળવાનો તીવ્ર વેગ ઉઠયા કરતો હતો. મારા કેટલાક સુધારાવાળા મિત્રોએ આપને માટે મને પ્રથમ બહુ વિરોધી વિચાર બેસાડી દીધો હતો, અને તેથી આપની મુલાકાતથી હું આટલા દિવસ દુર્ભાગી રહ્યો હતો. પણ હરિહરરાયના સંબંધથી તથા આપના ભામિનીભૂષણ નામના ગ્રંથો અવલોકવાથી આપના સંબંધના મારા વિચારો બદલાઈ ગયા છે.

તેમણે કહ્યું, રામકૃષ્ણસરખા ઈશ્વરાવતારોમાં પણ દોષારોપ કરનાર મનુષ્યો પૂર્વે હતા અને આજે પણ છે, તો અન્યની શી વાર્તા કરવી? તેથી સદ્વિવેકીએ લોકોની સ્તુતિનિંદાપ્રતિ અલક્ષ કરી પોતાનું કર્તવ્ય સાધવું, એ જ ઉચિત છે.

આ સ્થળે વાંચનારને મારે જણાવવું જોઈએ કે શ્રીનૃસિંહાચાર્યજીસાથે મારે થયેલી આ મુલાકાતમાં તેઓશ્રી જે કંઈ બોલ્યા હતા, તે તેમની જ ભાષામાં અક્ષરે અક્ષર હું લખું છું, એમ કંઈ નથી. તેમના શબ્દે શબ્દે મને સ્મરણમાં રહે, એ સંભવતું નથી, પરંતુ તેમનાં વચનોનો જે ભાવ મને સ્મરણમાં રહેલો છે, તે ઉપરથી મેં આ પ્રકરણ ઉપજાવી કાઢ્યું છે. આમ હોવાથી શ્રીમન્નૃસિંહાહાચાર્યજીના અસાધારણ બુદ્ધિવિભવને તથા પ્રાસાદિકી વાણીને મારાથી અન્યાય અપાઈ જાય, એ સ્વાભાવિક છે, અને તેથી આ પ્રસંગે તે મહાપુરુષના જે બે ત્રણ શિષ્યો ત્યાં અમારી વાર્તા શ્રવણ કરતા બેઠા હતા, તેમના વાંચવામાં કદાચ આ પ્રકરણ આવે અને તેમને મારા વર્ણનમાં સ્થળે સ્થળે દોષો તથા સ્ખલનો થયેલાં જણાય તો ઉક્ત કારણથી તેઓ મને ક્ષમા આપશે, એવી તેમને મારી વિજ્ઞપ્તિ છે. આટલો ખુલાસો કરવો મધ્યે અગત્યનો જણાયાથી તે કરી હવે હું મારી કથા આગળ ચલાવું છું.

પૂર્વોક્ત વચનો કહ્યા પછી તે મહાપુરુષ મૌન રહ્યા, અને હું પણ થોડી વાર શાંત બેસી રહ્યો. પાંચ સાત ક્ષણો આ પ્રમાણે વ્યતીત

થયા પછી મેં કહ્યું, આપ સુરેશ્વરાચાર્ય નામના એક મહાત્માને ઓળખો છો ?

તેમણે કહ્યું, હા, પણ તેમનો દેહ હાલ નથી. મારે તેમની સાથે સારો પરિચય હતો. તેઓ બહુ સારા પુરુષ હતા, પણ કંઇક વિલક્ષણ વૃત્તિવાળા હતા. તેમને એકલા રહેવું બહુ પ્રિય હતું, અને તેથી તેઓ ક્વચિત્ જ કોઈનો સંબંધ સેવતા. લોકો તેમને બહુ જ નિર્ધન છે, એમ જાણતા, પરંતુ વસ્તુતઃ તેમના જેવો શ્રીમાન્ કોઈ ચક્રવર્તી નૃપતિ પણ નહિ હોય.

મેં કહ્યું, આપ એમને ક્યાં ક્યારે મળેલા ?

તેમણે કહ્યું, સૌથી પ્રથમ તો મારી ઉમ્મર જ્યારે દશેક વર્ષની હતી ત્યારે એક સમયે હું સાયંકાળે તાપીના તટઉપર એકાંત સ્થળે વિચાર કરતો બેઠો હતો, ત્યારે એમનાં મને દર્શન થયાં હતાં. મને વિચારમાં નિમગ્ન જાઈને તેઓ મારી સમીપ આવ્યા, અને પોતાનું કમંડલુ નીચે મૂકી મારી પાસે બેઠા, અને હું કોણ છું, શું કરું છું, વગેરે પૂછ્યું. મારી વાર્તાથી તેમને સંતોષ થયેલો જણાયો, અને તેમણે મારા પ્રતિ પુષ્કળ પ્રેમ દર્શાવ્યો. ત્યારપછી બારેક વર્ષ સુધી મેં એમને જોયા નહતા, પણ પછી એક દિવસ અહિં કાંપઆગળ આવેલા નિજામપુરામાં તે મને મારા મુકામઉપર જ આવી મળ્યા. તે સમયથી અમારે તેમને અધિક સ્નેહ અને પરિચય થયો. ત્યાર પછીથી વર્ષમાં બે ત્રણ વાર અમારું ગમે ત્યારે ગમે તે સ્થળે, કોઈ ન હોય ત્યારે મળવું થતું. દેહ છોડ્યાપૂર્વે દશ દિવસ અગાઉ તે મને મળ્યા હતા, અને દેહ છોડવાનું પોતાનું ગુપ્ત કારણ મને કહ્યું હતું.

મેં કહ્યું, આપ તે કારણને મને જણાવવા કૃપા કરશો ? સુરેશ્વરાચાર્યસાથે મારે પણ કંઇક અધિક સંબંધ થયો હતો અને છે, અને તેથી જ તેમના સંબંધી વૃત્તાંત જાણવા મને અત્યંત આતુરતા પ્રકટી છે.

તેમણે કહ્યું, મણિધરરાય ! તમારું આગમન આજે જ અત્ર થયું છે, પણ સુરેશ્વરાચાર્યના સંબંધથી હું તમને દીર્ઘકાળથી જાણું છું. યોગિની નામની તેમની એક કન્યાસાથે તમારાં થયેલાં લગ્ન વગેરે વૃત્તાંત પણ મારા જાણવામાં છે. તમારું અત્ર આગમન સ્વાભાવિક થયું નથી, પણ સંકેતવશાત્ થયું છે. સુરેશ્વરાચાર્યના શુદ્ધ સંકલ્પથી જ તમે અત્ર આકર્ષાઈ આવ્યા છો. તમારું અત્ર આથી પણ વહેલું આવવું થાત, પણ તમારા હૃદયની કેટલીક કેળવણી થવી બાકી હતી, અને તેથી તમારા આગમનમાં કંઇક વિલંબ થયો છે. સુરેશ્વરાચાર્યને તમે યોગિનીના સગા દાદા માનો છો, પણ તેમ નથી. માત્ર તે

તેને ઉછેરનાર જ છે. સાવિત્રિબાઈને ત્યાં તેને જે શિક્ષણ આપવામાં આવે છે, તે પણ પૂર્વથી નિર્માણ કર્યા પ્રમાણે જ અપાય છે. સાવિત્રીબાઈ અત્ર આવનાર સ્ત્રીઓમાંના એક છે, અને તેથી જ સુરેશ્વરાચાર્યે યોગિનીને શિક્ષણ આપવા માટે તેમને પસંદ કર્યા છે. તમને આ સર્વ આશ્ચર્યજેવું લાગે છે, પણ તમારો સર્વનો જે પૂર્વનિમિત્તાથી સંબંધ થયો છે તે સર્વ જાણનારને તેમાં આશ્ચર્ય ઉપજે એવું કશું જ નથી. સર્વ વૃત્તાંત વિસ્તારથી કહીએ તો ઘણો સમય જાય, માટે, સંક્ષેપમાં જ હું તમને કહું છું, શ્રવણ કરોઃ

સુરેશ્વરાચાર્યને તેઓ ગૃહસ્થાશ્રમમાં હતા ત્યારે રસવિદ્યાનો અત્યંત શોખ હતો, અને તેથી તેમણે આજથી ત્રિશ વર્ષઉપર તે વિદ્યાનું સરહસ્ય જ્ઞાન મેળવવા માટે પ્રયત્ન કર્યો હતો. આ વિદ્યાનું જ્ઞાન મેળવવા માટે તેઓ હિંદુસ્થાનનાં અનેક સ્થળોમાં ફર્યા હતા, એટલું જ નહિ પણ યુરોપ અને અમેરિકાનો પ્રવાસ પણ તેમણે ખેડયો હતો. આ પ્રકારના પ્રયત્નમાં પાંચ વર્ષ નીકળી ગયાં, પણ તેમની ધારણા સફળ થઈ નહિ. તેઓ નિરાશ થઈ પ્રયત્ન છોડી દેવાની તૈયારીમાં હતા, એટલામાં તેમના હૃદયમાંથી તેમને સ્ફુરણ થયુ કે 'ત્રિવિષ્ટપ જા, ત્યાં તારી ઇચ્છા સફળ થશે.' પ્રથમ તો આ સ્ફુરણને તેમણે સામાન્ય વિચારજેવું જાણી લક્ષમાં લીધું નહિ, પરંતુ તે દિવસે રાત્રે તેમ જ ત્યાર પછીની ત્રણ રાત્રિઓસુધી લાગટ સ્વપ્નમાં જ્યારે તેમને કોઈ મહાપુરુષે દર્શન દેઈ 'ટિબેટમાં આવ, ટિબેટમાં આવ', એમ કહ્યું; ત્યારે તેમને વિશ્વાસ બંધાયો, અને તેઓ ત્યાં જવા તૈયાર થયા.

મણિધરરાય ! આ પછી જે બન્યું તે વાણીથી વર્ણી બતાવવું ઘણાં કારણોથી યોગ્ય જણાતું નથી. તમારા પોતાના વિના અન્યના તે જાણવામાં ન આવે એમ સુરેશ્વરાચાર્યની ઇચ્છા હતી, અને તેથી મને લાગે છે કે આ સ્થળે તમે થોડી ક્ષણો નેત્ર બંધ કરીને બેસશો, તો કદાચ પરમાત્માની ઇચ્છાથી તમારે જે જાણવા યોગ્ય હશે તે જણાશે. આમ બોલી તે મહાપુરુષ ઉભા થયા, અને તેમને ઉભા થયેલા જોઈ હું તથા મારો મિત્ર વગેરે પણ ઉભા થયા. તેમના છેલ્લા વચનમાં શો ભાવ હતો, તે મને બરાબર સ્પષ્ટ ન થવાથી હું તેમના સામુ ટગરટગર જોઈ રહ્યો હતો, તેથી મારો વિચાર કળી જઈ, મારા બોલવા પૂર્વે તેઓ જ બોલ્યા, મારો ભાવ તમને સમજાયો નથી, પણ કંઈ ચિંતા નહિ. હમણાં જ સ્પષ્ટ થશે. એમ કહી તેઓ મારી સમીપ આવ્યા, અને મારો હસ્ત પકડી મને તે ખંડના

એક ખુણામાં લેઈ ગયા, અને કહ્યું કે આ સ્થળે નેત્ર મીંચી થોડી ક્ષણો સ્વસ્થ થઈને બેસો. તેમની આજ્ઞાપ્રમાણે હું બેઠો, અને નેત્ર મીંચ્યાં. પછી તેમણે પાસે ઉભેલા મારા મિત્ર વગેરેને કહ્યું, આપણે ચાલો થોડી વાર બહાર ફરીએ, એમ કહી તેમણે ચાલવા માંડ્યું, અને જતાં જતાં પોતાનો દક્ષિણ હસ્ત મારા મસ્તકઉપર સ્થાપ્યો. ત્યાર પછી તેઓ ગયા કે કેમ, એ વગેરે કશું મારા જાણવામાં આવ્યું નહિ. કારણ તે મહાપુરુષના હસ્તનો મારા મસ્તકને સ્પર્શ થતાં જ મને એકદમ મારા સ્થૂલ શરીરનું અભાન થઇ ગયું, અને કોઈ ઉંડા પ્રદેશમાં હું ઉતરી ગયો હોઉં એમ મને લાગ્યું. થોડી ક્ષણો તો અત્યંત અંધકારવિના મને બીજું કશું જણાયું નહિ, પણ પછી જાણે હું શરીરથી બહાર નીકળ્યો હોઉં, અને આકાશના વિસ્તારવાળા પ્રદેશમાં વેગથી ખેંચાતો જતો હોઉં, એમ મને ભાસ્યું. વિદ્યુતથી પણ મારો વેગ વધારે હશે કે શું, એમ મને સંભ્રમ થયો. હું એટલા વેગથી તણાતો જતો હતો કે હવે પ્રકાશમાં હું આવેલો હતો તે છતાં મારી આજુબાજુ શું છે, તે મારાથી જોઇ શકાતું નહિ. થોડી ક્ષણો નહિ ગઇ એટલામાં મારો વેગ ધીમો પડતો હોય એમ મને જણાયું, અને આકાશમાંથી જાણે હું નીચે ઉતરતો હોઉં એમ મને લાગ્યું. વૃક્ષ, પશુ, પક્ષીઓ વગેરેની આકૃતિઓ હવે મને સ્પષ્ટ જણાવા લાગી, અને એકાદ ક્ષણમાં તો મને જણાયું કે હું પૃથ્વીઉપર ઉભો છું. દૃષ્ટિ નાખતાં મને જણાયું કે જ્યાં હું ઉભો હતો, તે કોઈ પહાડનું શિખર છે. શિખર એટલું બધું ઉંચું હતું કે નીચે દૃષ્ટિ નાંખતાં તમર આવે એમ હતું. પવન પણ એટલો બધો જોરમાં વાતો હતો કે હમણાં ઉડી જઈશ, હમણાં ઉડી જઈશ, એમ પ્રત્યેક ક્ષણે ભય લાગ્યા કરતો હતો. આ કયો પર્વત હશે, એમ હું વિચાર કરતો હતો, એટલામાં 'હિમાલય' એવો સ્વર મારી પાછળથી કોઈ બોલ્યું એવો મને ભણકારો થયો. મેં પાછું વળીને જોયું પણ ત્યાં કોઈ જ હતું નહિ. આશ્ચર્યથી ચકિત થઈ હું ચારે બાજુએ તથા ઉંચે જોવા લાગ્યો, પણ ઉંચે ઉડતા એક બે પક્ષિવિના કોઈ પણ જીવતું પ્રાણી મારા જોવામાં આવ્યું નહિ. મારી પાછળ 'હિમાલય' એવો અવાજ કોણે કાઢ્યો હશે, એ પ્રકારના વિચારના વમળમાં હું ગોથાં ખાતો હતો, એટલામાં અત્યંત વેગથી પવનનો સપાટો, આવ્યો. તેના વેગને સહન કરવા હું સમર્થ થઈ શક્યો નહિ, અને મારો પગ લથડી જવાથી હું નીચે ઉંડી ખોમાં પડી ગયો. પછી શું થયું તેનું મને ભાન નથી, પણ જ્યારે હું જાગ્યો, ત્યારે મેં જોયું કે એક સુંદર ઝરાના તટઉપર બાંધેલી એક મઢીની સમીપ હું પડ્યો

હતો. ભરઉંઘમાંથી જેમ કોઈ મનુષ્ય જાગે તેમ હું નેત્ર ચોળતો બેઠો થયો. મઢીનાં દ્વાર બંધ હતાં. આજુબાજુ કોઈ મનુષ્ય હતું નહિ, પણ મારાથી દૂર બસેં હાથને છેટે એક છોકરો, એક વાછર-ડીની સાથે રમતો મને જણાયો. હું ઉભો થયો, અને તેની પાસે ગયો. તે છોકરાની દૃષ્ટિ મારી દિશા ભણી છતાં, તે મને જોતો હોય એમ મને જણાયું નહિ. મેં તેને બુમ મારી, છતાં મારા સ્વરને તેણે સાંભળ્યો હોય એવું કશું ચિહ્ન તેણે કર્યું નહિ. કદાચ તે બહેરો હશે, એમ ધારી હું તેની છેક પાસે ગયો, અને તેનો હાથ પકડી તેને બોલાવવા લાગ્યો, પણ મને જણાયું કે મારા હાથનો પણ તેને સ્પર્શ થતો નથી. મને આશ્ચર્ય થયું. મારા અસ્તિત્વનું તેને ભાન થાય માટે હું તેના માર્ગમાં વચ્ચે મારૂં શરીર આડું રાખીને ઉભો રહ્યો. પણ તેથી તેને કશો જ પ્રતિબંધ થયેલો જણાયો નહિ. કારણ હું વચ્ચે ઉભો રહેલો છતાં જેમ કોઈ ઉઘાડાં દ્વારમાંથી બહાર નીકળે તેમ તે કશા પણ પ્રતિબંધવિના મારા શરીરમાં થઈને પેલી પાર નીકળી ગયો. હવે મને સ્પષ્ટ થયું કે મારૂં શરીર ભૌતિક નથી, પણ વાયુમય છે, તથા મને કોઈ જ દેખતું નથી. મને અહિં કોણે આણ્યો, મારૂં હવે શું કર્તવ્ય છે, મને આ વાયુમય શરીર ક્યાંથી પ્રાપ્ત થયું, પેલી મઢી કોની હશે, આ વગેરે વિચારો મારા મનમાં ચાલતા હતા, એટલામાં મેં દૂરથી ખભે ઝોળી તથા હાથમાં ડાંગ લેઇને એક મનુષ્યને મારા પ્રતિ આવતો જોયો. તેની ચાલવાની ગતિ જોતાં મને જણાયું કે તે મઢીપ્રતિ જતો હતો. તે જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ મને જણાતું ગયું કે તેનું વય સાઠ વર્ષ ઉપરનું છે, તથા તે ઘણો લાંબો પંથ કાપતો આવે છે. તે કોણ હશે, ક્યાંથી આવ્યો હશે, મઢીમાં શા માટે જતો હશે, એ વગેરે સંશયો મારા મનમાં સ્ફુરતા હતા, એટલામાં હિમાલયના શિખરઉપર જે સ્વરે આ પર્વત હિ-માલય છે, એમ મને કહ્યું હતું, તે જ સ્વર પુનઃ થયો, અને મને કહ્યું કે 'આ આવનાર મનુષ્ય સુરેશ્વરાચાર્ય છે. તેની સાથે સાથે રહેજે. તને કોઈ દેખશે નહિ. તારે જે જાણવું છે, તે તું એ રીતે જાણીશ.' સ્વર સાંભળી મને આશ્ચર્ય તથા આનંદ થયો. હવે મારી ખાતરી થઈ કે જે સત્તાએ મને આટલે સુધી આકર્ષી આણ્યો છે, તે જ સત્તાનો આ સ્વર છે. તે સર્વદા મારી પાસે રહીને મારી રક્ષા કરે છે, એટલે હવે મારે આ અજ્ઞાત પ્રદેશમાં કોઈ પણ પ્રકારના ભયનું પ્રયોજન નથી. આ પ્રકારના વિચારથી નિર્ભય થવાથી હું હવે પૂર્વકરતાં અધિક શાંતિથી શું થાય છે, તે જોતો ઉભો. પાસે આવતાં મેં સુરેશ્વરાચાર્યને ઓળખ્યા. આ પ્રસંગ પછી ત્રિશે વર્ષે મેં તેમને

મારા નગરમાં મારા ભૌતિક શરીરમાં જોએલા, એટલે તે સમયે તે-મના શરીરમાં કંઈક ફેરફાર થયેલો, તો પણ આ સમયે તેમની મુખાકૃતિથી તે તે જ વૃદ્ધ પુરુષ છે, એમ મને સ્પષ્ટ થયા વિના રહ્યું નહિ. હું પણ તેમની જોડે જોડે મઢીભણી ચાલ્યો. મઢી આવતાં તે વૃદ્ધે પ્રથમ તો પોતાની ઝોળી ખભેથી નીચે ઉતારી, અને ડાંગ નીચે મૂકી. પછી સ્વસ્થ થઈ ધીરેથી મઢીનું દ્વાર ઠોકયું. કશું ઉતર મળ્યું નહિ. આથી વળી બે ચાર ક્ષણ જવા દઈ પુનઃ જરા અધિક જોરથી ઠોક્યું, તોપણ અંદર કોઈએ તે શ્રવણ કર્યું હોય એમ કશું ચિહ્ન જણાયું નહિ. તેથી વળી થોડી ક્ષણો જવા દેઈ ત્રીજી વાર જ્યારે તે દ્વારને ઠોકયું ત્યારે અંદરથી ‘ કોણ છે ’ એવો સ્વર સંભ-ળાયો. વૃદ્ધે કહ્યું, જેને આપે ચાર વાર લાગટ સ્વપ્નમાં દર્શન દીધાં હતાં, તથા જેના આપ ત્યાર પછી નેતા થઇ આ પુણ્ય સ્થળપ્રતિ જેને આકર્ષી લાવવા કૃપાળુ થયા છો, તે આપનો રંક સેવક આપના દ્વારપ્રતિ આવી ઉભો છે. અંદરથી સ્વર આવ્યો, કોણ સુરેશ્વર ! એક ઘટિકા સ્તંભો, પછી ઉઘાડું છું. જેવી આજ્ઞા, એમ બોલી વૃદ્ધ ત્યાં જ ઉભો રહ્યો. દૂરથી આવ્યા છતાં વિશ્રાંતિ લેવા તે નીચે બેઠો નહિ. તેની વૃત્તિ તેણે સિદ્ધ કરવા ધારેલા અર્થમાં જ તલ્લીન થઇ ગઈ હતી. અને તેથી તે શીત, આતપ, ક્ષુધા, તૃષા તથા શ્રમને જાણે જરા પણ લેખવતો ન હોય એમ જણાતું. આરસમાં કોતરેલા પુતળાની પેઠે નાસાગ્રદષ્ટિ સ્થાપી દ્વારની મધ્યમાં જ તે ઘટિકાપર્યંત સ્થિર ઉભો રહ્યો. એક ઘટિકા વીતતાં દ્વાર ઉઘડયું. વિશ વર્ષની ઉમરનો લાગતો એક અત્યંત તેજસ્વી ભવ્ય આકૃતિવાળો ગૌર વર્ણનો પુરુષ દેખાયો. તેના મુખઉપર હજી મુછ પણ બરાબર ફૂટી ન હતી. કેસરી રંગનો એક ઉનનો ઝભ્ભો તેણે કંઠથી તે પગસુધી શરીરપર નાંખી દીધો હતો. ભાલમાં તથા નેત્રનાં પોપચાંઉપર શુભ ભસ્મનું લેપન કર્યું હતું. તેને આખે માથે અત્યંત કાળા લાંબા ચળકતા કેશ હતા. મુખમુદ્રા પ્રશાંત, ગંભીર તથા સ્મિતયુક્ત હતી. નેત્ર અત્યંત તેજસ્વી તથા સ્થિર હતાં. શરી-રનું આરોગ્ય અત્યંત ઉત્તમ, તથા પ્રત્યેક અવયવ પૂર્ણસૌષ્ઠવયુક્ત તથા સુદૃઢ હતો. મનુષ્યોને જોતાં મોહ પ્રકટે તેવું તેનું સૌંદર્ય હતું. આકાશમાંથી કોઈ મહાસિદ્ધ હમણા જ ઉતરી આવ્યો હોય એમ જોનારને ભાન થતું. વૃદ્ધે તેમને જોતાં જ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. મેં પણ તેમને મારા વાયુમય શરીરથી નમન કર્યું. હું ધારતો હતો કે મને તેમણે નહિ જોયો હોય, પણ મારૂં નમન સ્વીકારતાં તેમણે કરેલા નેત્રના ભાવથી મારી ખાતરી થઈ કે સામાન્ય મનુષ્યો

મને જોવાને અસમર્થ હતા, પણ આ મહાત્માથી હું ગુપ્ત રહી શકું તેમ નથી. મહાત્મા અંદર પ્રવેશ્યા, અને વૃદ્ધને પોતાની પાછળ આવવા કહ્યું. મારે અંદર જવું કે કેમ, એવા સંશયમાં હું મુઝાતો હતો, એટલામાં મારા રક્ષક સ્વરે મને કહ્યું, પ્રવેશ કર. તે શ્રવણ કરી હું પણ નિર્ભયપણે અંદર પ્રવેશ્યો. મઢીમાં ત્રણ ચાર મૃગચર્મ તથા બે ત્રણ વ્યાઘ્રચર્મ પાથરેલાં પડયાં હતાં. એક ખુણામાં જળનું એક મોટું કમંડલું ભરેલું પડયું હતું. તે વિના બીજો કશો સામાન દૃષ્ટિએ આવતો ન હતો. સૂક્ષ્મરીતે અવલોકતાં મને જણાયું કે તે મઢીમાં એક ભોંયરૂં હતું. તેના પ્રવેશમાર્ગઉપર દાદરાની પેઠે એક પાટીયું ઢાંકયું હતું, અને તેના ઉપર એક મોટું મૃગચર્મ પાથર્યું હતું. મહાત્મા પોતાના આસનઉપર બેઠા, અને વૃદ્ધને પોતાના સંમુખ બેસવા કહ્યું. હું પણ તે વૃદ્ધથી એક હાથ છેટે, તે મહાત્માની સામો બેઠો. પછી તે મહાત્મા નીચે પ્રમાણે બોલ્યાઃ—

'સુરેશ્વર ! આ ત્રિવિષ્ટપના પ્રદેશમાં મારી ઇચ્છાથી તમે આવ્યા તેથી મને બહુ સંતોષ થયો છે. તેમ ઘણાં વર્ષથી રસને શોધવાનો પ્રયત્ન કરો છો, તે હું જાણું છુ. આ ભૂલોકમાં જે જે મનુષ્ય રસશાસ્ત્રનો અભ્યાસ કરે છે અને તેને સિદ્ધ કરવાની ખરી આતુરતાવાળા હોય છે, તથા તે આતુરતાસાથે આ મહાવિદ્યાના અધિકારીમાં જ દૈવીગુણો જોઈએ તે પ્રયત્નથી પ્રાપ્ત કરવાના આગ્રહવાળા છે, તે સર્વને અમારૂં રસસિદ્ધમંડળ ઓળખે છે, તે સર્વ સાધકોઉપર અમે બારીક નજર રાખીએ છીએ, અને તેમને વિવિધ રીતે સાહાય્ય આપીએ છીએ. આ સાધકોમાંથી જેઓ સાચા સાધક છે, તેમના ઉત્સાહનું અમે સર્વદા પોષણ કરીએ છીએ, અને તેમને સાહાય્ય કરવાના કેટલાક ગુપ્તવિધિઓ જેને અમે જ જાણીએ છીએ તેવડે તેમને એકએક પગથીઉ ઉંચા ચઢાવીએ છીએ. અમારા રસસિદ્ધિમંડળની સ્થાપના આ ભૂલોકમાં અનાદિ કાળથી છે, અને અમને પ્રાપ્ત ભૂમિકામાંથી ઉંચી ભૂમિકામાં જવાનો જ્યારે અમારામાંથી કોઈને સમય આવે છે, ત્યારે તે કોઈ યોગ્યતાવાળા સાધકને પોતાનું પદ સોંપે છે, અને પોતે ઊર્ધ્વ ગમન કરે છે. મારી પ્રાપ્ત ભૂમિકામાં મેં હજાર કરતાં વધારે વર્ષ ગાળ્યાં છે, અને હવે મારે આ ભૂલોકને સ્વેચ્છાથી ત્યજવો છે. આજે રસસિદ્ધિમાટે પ્રયત્ન કરતા અનેક આર્ય પુરુષોમાં હું તમને વધારે યોગ્યતાવાળા જાણું છું, અને તેથી કેટલોક સમય થયાં આ વિદ્યાનું તમને જ્ઞાન થાય એવો પ્રયત્ન હું સેવું છું. તમે જાણતા હોવા જોઈએ કે આ વિદ્યાનું

જ્ઞાન એક રસસિદ્ધ મહાત્મા, જ્યારે અન્ય સાધકને આપે છે ત્યારે તે તેને શબ્દથી કદી બોધ કરતો નથી, પણ વિચારના આંદોલનદ્વારા તે જ્ઞાન તેનામાં સ્ફુરાવે છે, અને જેમ અડકાવેલાં દ્વારમાં સૂર્યનો પ્રકાશ પ્રવેશી શકતો નથી, તેમ જે મનુષ્યોએ, રસસિદ્ધિમાટે જેટલા અધિકારની આવશ્યકતા હોય છે તેટલો અધિકાર પ્રાપ્ત કર્યો હોતો નથી, તો તેના અંતઃકરણમાં અમારૂં વિચારનું આંદોલન પ્રવેશ કરી ફળને ઉપજાવી શકતું નથી. એમ છતાં અમારૂં આંદોલન કેવળ નિષ્ફળ જતું નથી. તે તેના આત્મામાં પ્રયત્નના સંસ્કારને જાગ્રત્ કરે છે; અને તેની પાસે અધિક પ્રયત્ન સેવાવે છે. નિત્ય તમારા પ્રતિ વિચારનાં આંદોલનો પ્રેર્યા છતાં પણ રસ જે પદાર્થનો બને છે, તેનું તમને સ્પષ્ટ ભાન ન થયેલું જ્યારે મને જણાયું, ત્યારે તમારા અંતઃકરણમાં કોઈ વિશેષ દોષ હોવાનું મને અનુમાન થયું, અને તે દોષની મારા સમીપ નિવૃત્તિ કરવા મેં તમને અત્ર બોલાવ્યા છે. તમે જે જનસમુદાયમાં વસતા હતા, ત્યાં વિચારનું એવું વાતાવરણ હાલ પ્રવર્તે છે કે કોઈ પણ સાધક અંતર પ્રકાશને અર્થે પ્રયત્ન સેવે છે, ત્યારે આ વિરોધી વાતાવરણ તેના ચિત્તને અસંખ્ય વિક્ષેપો ઉપજાવી એકાગ્ર થવા દેતું નથી. અને જેમ હાલતા જળમાં મુખનું પ્રતિબિંબ જણાતું નથી તેમ વિક્ષેપવાળા અંતઃકરણમાં જ્ઞાનનો પ્રકાશ થતો ન હોવાથી જ્ઞાનના સત્વર પ્રકાશને અર્થે વિશુદ્ધ વિચારોના વાતાવરણમાં જ્ઞાનોત્સુક સાધકોએ કેટલોક કાળ નિવાસ કરવાની અગત્ય છે. તમારાં નગરોમાં સ્વાર્થનાં, અતિલોભનાં, રાગદ્વેષનાં, ક્રોધનાં, ભયનાં, અનાસ્થાનાં, અને એ વિના વિવિધ દુષ્ટ વિકારોનાં મલિન આંદોલનોથી વિચારનું વાતાવરણ જેવું કલુષિત થયેલું હોય છે, અને તેમાં દિનપ્રતિદિન જે વૃદ્ધિ થતી રહે છે, તેથી અમારો આ શાંત રમ્ય પ્રદેશ, જેને અમે પરમેશ્વરનું ઉપવન કહીએ છીએ, તે કેવળ રહિત છે. અમારા આ એકાંત પ્રદેશના શુદ્ધ વાતાવરણમાં અનાયાસે હૃદય, સાત્વિકતાને ધારણ કરે છે, અને વિકારો જેમ અગ્નિ, કાષ્ઠરૂપ નવું પોષણ ન મળતાં પોતાની મેળે જ શાંત થાય છે, તેમ સજાતિય વિકારરૂપ પોષણ ન મળવાથી પોતાની મેળે જ દુર્બળ થઈ જઈ લયને પામે છે. સુરેશ્વર ! આ પ્રદેશમાં મારી સમીપ થોડા દિવસ રહેશો, તો તમારા અભીષ્ટ અર્થની તમને પ્રાપ્તિ થશે.

તે મહાત્માનાં આ વચનો શ્રવણ કરી પછી તે વૃદ્ધે કહ્યું, ભગવન્! આપે આપના પ્રતિ મને આકર્ષીને મારા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. આપનાં વચનોથી મને સમજાય છે કે રસસિદ્ધિનું જ્ઞાન થયા પછી આપનું સ્પૃહણીય પદ મારે સ્વીકારવાનું છે.

મહાત્માએ કહ્યું, તે હું કહી શકતો નથી. એ સર્વ તમારી યોગ્યતા અને પ્રયત્નઉપર આધાર રાખે છે. રસસિદ્ધિનું જ્ઞાન થયા પછી તત્કાળ જ તે રસસિદ્ધને કંઈ અમારા મંડળમાં ભળવાને આવવું પડતું નથી. તેને કેટલાંક વર્ષ—પચીસ, પચાસ કે તેથી પણ વધારે જે જનસમુદાયમાં તે ઉત્પન્ન થયો છે, ઉછર્યો છે, અને હર્યો ફર્યો છે, તેમાં પોતાનું કર્તવ્ય સાધતાં ગાળવાં પડે છે. આ કર્તવ્ય શું છે, તે રસસિદ્ધિના જ્ઞાન પછી તેને સ્પષ્ટ થાય છે. આ કર્તવ્યમાં તે સ્ખલન કરે છે, તો વળી કેટલોક અનુભવ કર્યા પછી, તે અમારા મંડળમાં આવવાની યોગ્યતાવાળો થાય છે. તમે શું કરશો, તે કહેવાનું હું સાહસ કરતો નથી. તમારૂં ભવિષ્ય નિર્માણ થયેલું હોય તોપણ તેને અન્યથા. કરવું તમારા હાથમાં છે. તમારા ભવિષ્યના તમે જ નિયામક અને ચાલક છો. પ્રારબ્ધને હું માનું છું, અને તો પણ પુરુષાર્થની સત્તાને હું પ્રારબ્ધથી ચઢીયાતી ગણું છું. હવે અધિક વિસ્તારનો સમય નથી, તેથી તમારા કર્તવ્યને સંક્ષેપમાં કહું છું. તમે સત્યથી બહુ દૂર નથી. તમારે અધિક વિચારની જ—એકાગ્રતાપૂર્વક વિચારની જ—કંઇકિ હવે અગત્ય છે. આ મઢીના પાછલા ભાગમાં એકાંત પ્રદેશ છે. ત્યાં તમારે નિત્ય યથાવકાશ બેસવું, અને જે 'મુનિ' ના ગ્રંથોનું તમે પરિશીલન કરો છો, તે ગ્રંથનાં નિગૂઢ વાક્યોઉપર એકાગ્ર થઈ વિચાર કરવો. મુખ્યત્વે કરીને 'પારદ' નું અને 'ગધક' નું 'મુનિએ' જે વર્ણન કર્યું છે, તે ઉપર અધિક વિચાર કરજો. ચાળીશ દિવસ વિચાર કરી એકતાળીશમે દિવસે આજ સમયે મારી પાસે આવજો. મધ્યે મને મળવાનું પ્રયોજન નથી. મળવા આવશો તો પણ હું મળીશ નહિ. શંકા થાય તો તમારા અંતરાત્માને પૂછજો. ત્યાંથી તમને સમાધાન મળશે. તમારા અંતરાત્મામાંથી આ જ્ઞાનનું સ્ફુરણ થવું, એ જ આ વિદ્યામાટે તમારી યોગ્યતાની કસોટી છે. અંતરાત્મામાંથી જેને જ્ઞાન નથી સ્ફુરતું, તેણે પોતાનો અનધિકાર નિશ્ચય કરી અધિકારમાટે વળી વિશેષ પ્રયત્ન સેવવો. ગુરુ તેને કશું જ શીખવી શકે તેમ નથી. માટે ગુરુને પજવવા, એ નકામું છે, એટલું જ નહિ, પણ હાનિ કરનાર છે. વિચારદ્વારા હું મારાથી બનશે તેટલી તમને સાહાય્ય આપીશ. તમારા દેહનિર્વાહની કાળજી કરશો નહિ. તમારે જે સમયે જે જોઇશે તે તમને મળી રહે, એવી સર્વ વ્યવસ્થા કરવામાં આવી છે, માટે ઉઠો, અને તમારા કર્તવ્યમાં જોડાઓ.

આ પ્રકારનાં વચનો શ્રવણ કરી તે વૃદ્ધ તે મહાત્માને નમન કરી ઉઠ્યો, અને તે મહાત્મા પણ ઉઠ્યા. અમે બંને બહાર નીકળ્યા,

એટલે તે મહાત્માએ મઢીનાં દ્વાર અડકાવ્યાં, અને વૃદ્ધ મઢીના પાછલા ભાગમાં ગયો. ત્યાં દશ હાથને છેટે એક નાની ઓરડી દૃષ્ટિએ પડી. તેનાં દ્વાર ઉઘાડાં હતાં. વૃદ્ધ તેમાં પ્રવેશ્યો. ત્યાં એક ટોપલીમાં, મુખમાં પાણી છૂટે એવાં વિવિધ જાતિનાં તાજાં ફળ હતાં, તથા એક ખુણે સ્વચ્છ જળનું પાત્ર ભરેલું પડયું હતું. વૃદ્ધે તેમાંથી જળ લીધું, સ્નાન કર્યું; અને પછી પેલાં ફળમાંથી યથારુચિ ફળ ખાધાં. પછી તે ઓરડીમાં નાંખેલા એક મૃગચર્મપર બેશી પોતાની ઝોળીમાંથી 'મુનિ'નું પુસ્તક તેણે કાઢયું, અને મહાત્માની આજ્ઞાપ્રમાણે 'પદાર્થ'ના સ્વરૂપનું વર્ણન કરનાર વાક્યો ખોળી કાઢી, તે ઉપર એકાગ્ર થઈ વિચાર કરવા માંડયો.

વૃદ્ધના અંતઃકરણમાં શા વિચાર ચાલતા હતા, તે જોવાનું મારામાં સામર્થ્ય ન હતું. જો તે સામર્થ્ય મને મળ્યું હોત, તો પ્રિય વાંચનાર ! હું પણ ક્યારનો એક રસસિદ્ધ મહાત્મા થઈ ગયો હોત, અને તમને પણ રસવિદ્યાનું ઉદારતાથી આ સ્થળે જ્ઞાન આપ્યા વિના રહ્યો હોત નહિ. પણ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**એ યદ્યપિ પોતાના અલૌકિક સામર્થ્યથી મને આ સ્થળે મોકલ્યો હતો તોપણ મારા દુર્દૈવે આ અદ્‌ભુત જ્ઞાન મને પ્રાપ્ત થાય તેટલા માટે મારાં આંતર ચક્ષુ ઉઘાડ્યાં ન હતાં. મને ખેદ થયો કે અરેરે ! આ સમયે જો હું વડોદરામાં હોઉં, તો તે સમર્થ મહાપુરુષને દીનતાથી પ્રાર્થના કરું, અને તેમણે આટલી જ્યારે મારા ઉપર કૃપા કરી છે, તો આ વૃદ્ધનું અંતઃકરણ જોવાને મારાં આંતર ચક્ષુ ઉઘાડવાની વિશેષ કૃપા કરવા તેમને વિનવું. પણ ક્યાં ટિબેટ અને ક્યાં વડોદરું ! હવે ખેદ કરવો નિરર્થક છે. આમ વિચારી હું પણ તે વૃદ્ધ પુરુષની પાસે એક બાજુએ બેઠો. મારે ખાવાનો, પીવાનો કે એવો બીજો કશો જ ઉપાધિ નહતો. માત્ર આ વૃદ્ધ પુરુષના વ્યવહાર જોતાં, તથા નજરમાં આવે તેમ આજુબાજુના પ્રદેશમાં ફરતાં ચાળીશ દિવસ પૂરા કરવાના હતા. રાત્રિ પડી. વૃદ્ધ તો વિચારમાં જ બેશી રહ્યા હતા. વાયુમય શરીરને સુવાનું શું ? તોપણ સ્થૂલ શરીરમાં પડેલા અભ્યાસથી હું તો એક મૃગચર્મઉપર લાંબો થઈને સુતો, અને થોડી વારમાં ઘસઘસાટ ઉંઘી ગયો. પક્ષિઓના મધુર સ્વરથી પ્રાતઃકાળે હું જાગત્ થયો. વૃદ્ધ ઉઠયા હતા. દેહનિર્વાહક ક્રિયા કરી તે તો પુનઃ પોતાના વિચારમાં બેશી ગયા. આશ્ચર્યજેવું એ હતું કે પેલી ટોપલી બીજાં નવાં તાજાં ફળોથી ભરેલી હતી. અને જળનું પાત્ર પણ તે જ પ્રમાણે ભરેલું હતું. ફળ નિત્ય કોણ ટોપલીમાં નાંખી જતું, તથા જળનું પાત્ર કોણ ભરી જતું, એ વિષે મને સંશય જ રહ્યો. વૃદ્ધવિના બીજા કોઈ પણ મનુ-

અને હું ત્યાં દેખતો ન હતો, તેમ જ વૃદ્ધ બહારથી ફળ કે જળ કશું જ લાવતા ન હતા, અને તોપણ દરરોજ પ્રાતઃકાળે ફળથી ટોપલી, અને જળથી પાત્ર ભરેલું જ જણાતું. ચાળીશે દિવસ આ પ્રમાણે બન્યું, અને તેથી મહાત્માની અદૃષ્ટ સત્તાથી જ તે બન્યું હશે એવો મેં નિર્ણય કર્યો.

એકતાળીશમા દિવસનો પ્રાતઃકાળ થયો. આજે વૃદ્ધના મુખઉપર વિલક્ષણ પ્રસન્નતા જણાતી હતી. મહાઆનંદના સમુદ્રમાં તેમનું મન રેલતું હોય એમ ભાસતું હતું. શું તેમના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થયો હશે? રસને બનાવવાના પદાર્થો શું તેમની વૃત્તિમાં સ્ફુટ થયા હશે? અવશ્ય થયા જ હોવા જોઈએ. પણ અરે! મારી શી દશા! દિએટસુધી આવ્યો, અને હું તો હજી તેનો તે જ રહ્યો. મારા દુઃખનો વૃત્તાંત હું કોને જઈને કહું? પેલા મહાત્મા આજે પાછા દર્શન દેશે, તેમને પ્રાર્થના કરૂં કે શું કરૂં! અરે! પણ તેમને કરેલી પ્રાર્થના શા કામની? શું તેમણે વૃદ્ધને જ સ્પષ્ટ ન હોતું કહ્યું કે 'અંતરાત્મામાંથી જેને જ્ઞાન નથી સ્ફુરતું તેણે પોતાનો અનધિકાર નિશ્ચય કરી અધિકારમાટે વિશેષ પ્રયત્ન સેવવો. ગુરુ કશું જ શીખવી શકે તેમ નથી. ગુરુને પજવવા એ નકામું છે. ઉલટી તેથી હાનિ થાય છે.' મહાત્માને હું પ્રાર્થના કરીશ તોપણ આ જ ઉત્તર મળશે, અને બહુ ડહાપણ કરવા જઈશ તો વખતે 'બકરૂં કાઢતાં ઉંટ પેસશે,' માટે મફતના ફળની દુરાશાને ત્યજવી એ જ યોગ્ય છે. આ વગેરે વિચાર કરી હું શાંત થયો. વૃદ્ધે સમય થવાથી ફળાહાર કર્યો, અને પછી મઢીનાં દ્વારસમીપ આવીને મહાત્માની વાટ જોતા બેઠા. હું પણ તેમની પાસે આવીને બેઠો. તૃતીય પ્રહરે મઢીનાં દ્વાર ઉઘડ્યાં. મહાત્માને અમે સવિનય નમન કર્યું. મહાત્માએ પૂછ્યું, કેમ સુરેશ્વર! પદાર્થોનું જ્ઞાન થયુ? વૃદ્ધનાં નેત્ર આનંદાશ્રુવડે પૂર્ણ થઈ ગયાં. હૃદય ભરાઈ આવ્યું. મુખથી બોલી શકાયું નહિ, પણ વૈખરી વાણી જે અર્થને સ્પષ્ટ કરે તેના કરતાં આ નેત્રાદિની સ્થિતિથી કહેવાનો ભાવ અધિક સ્પષ્ટ થાય તેમ હતું. મહાત્મા પછી પોતાને આસને બેઠા; અને વૃદ્ધને સંમુખ બેસવાનું કરીને નીચે પ્રમાણે બોલ્યાઃ

સુરેશ્વર! જે જ્ઞાન સિદ્ધ મહાત્માઓએ સર્વદા ગુપ્ત રાખ્યું છે, જે આ પ્રકૃતિપ્રદેશમાં પ્રકૃતિનું મોટામાં મોટું રહસ્ય ગણાય છે, જેને પ્રાપ્ત કરીને મનુષ્યો, રોગ, મૃત્યુ તથા દારિદ્ર્યના ભયથી મુક્ત થાય છે, તથા જે મનુષ્યોની આધ્યાત્મિક ઉન્નતિ કરવામાં અત્યંત પ્રબળ હેતુરૂપ છે, તે જ્ઞાન આજે પરમાત્માના અનુગ્રહથી તથા તમારા શુદ્ધ પ્રયત્નથી તમને થયું છે. આ જ પૂર્ણ જ્ઞાન છે, એવો નિર્ણય કરી

બેસશો નહિ. જ્ઞાનની ઉત્તરોત્તર ચઢતી ભૂમિકાઓ હજી ઘણી છે, અને મનુષ્ય જેમ જે[redacted]ભિમાન થતો જાય છે, અર્થાત્ પોતાના મિથ્યા અહંને પરમાત્મામાં વિલાવતો જાય છે, અને પોતાને થયેલા જ્ઞાનનું માન પોતે સ્વીકારતો નથી, પણ સર્વ પરમાત્માનું છે એમ માની સર્વનો યશ પરમાત્માને આપે છે, અને પોતે તો માત્ર પરમાત્માનું સાધન જ છે, એમ માને છે, તેમ તેમ આથી પણ ઉંચાં ઉંચાં રહસ્યોનો તેના અંતઃકરણમાં પ્રકાશ થતો જાય છે. માટે તમે તમને પ્રાપ્ત થયેલા આ દૈવી જ્ઞાનથી અભિમાની અને ઉન્મત્ત થશો નહિ, પણ અધિક નમ્ર થજો. મોટાનું બળ નાનાનું રક્ષણ કરવાવડે જ શોભે છે, અને સંરક્ષાય છે, પરંતુ તેમને પીડવાથી શોભતું નથી, અને સંરક્ષાતું નથી, એ વાર્તાનું કદી વિસ્મરણ કરશો નહિ. તમારે જનસમુદાયમાં હવે કેટલાંક વર્ષ વિચરવાનું આવશે. એ સમયમાં ઘણા ઘણા ભિન્ન ભિન્ન પ્રકૃતિના મનુષ્યોસાથે તમારે સંબંધ થશે. તે સર્વ સંબંધમાં બહુ સાવધાનતાથી વર્તજો. તમે આ વિદ્યામાં સિદ્ધ થયા છો એવું કોઈને કદિ જણાવશો નહિ. તમારો જમણો હાથ જે કરે તે ડાબો હાથ પણ ન જાણે એવી સાવધાનતા રાખજો. જગતનાં મનુષ્યો અતિ દુષ્ટ અને લોભી હોય છે, અને એવું એક પણ દુષ્ટ કામ નથી કે જે ધનના લોભી મનુષ્યો ન કરે. ધનનો લોભ સદ્‌ગુણી મનુષ્યોના સદ્‌ગુણોનો ક્ષણમાં વિનાશ કરી નાંખે છે. ધનના લોભથી શિષ્ય ગુરુના, પુત્ર પિતાના, સ્ત્રી પતિના, અને બહેન ભાઈના પ્રાણ લેતાં સંકોચને ધરતી નથી. તેથી તમારા પોતાના રક્ષણને માટે તમે જ્યાં ત્યાં સિદ્ધ થઈને ન ફરશો, પણ સાધક થઈને જ ફરજો. મોહથી તણાઈને આ વિદ્યા કોઈને કહેશો નહિ. પોતાના અત્યંત પ્રિય પુત્રને પણ પ્રેમી પિતાએ, પુત્ર અનધિકારી હોવાથી આ વિદ્યા આપી નથી, તથા દુષ્ટ રાજાઓએ આ વિદ્યાના જ્ઞાનવાળા મહાપુરુષોને તે વિદ્યા બતાવવાને અનેક પ્રકારનાં કષ્ટ આપ્યાં છે—કોઈના હાથ કાપી નાંખ્યા છે, કોઈની આંખો ફોડી નાંખી છે, કોઈનાં સ્રીપુત્રોને દારુણ કષ્ટ આપ્યું છે, કોઈને જન્મપર્યંત કેદમાં પુર્યા છે—તોપણ તેમણે મરણ પસંદ કર્યું છે, પણ આ વિદ્યા આપી નથી, એ વાર્તા કદી વિસરી જશો નહિ. અનધિકારિને આ વિદ્યા બતાવવાથી તમે સર્વ મહાપુરુષોના શાપને તમારા મસ્તકઉપર ખેંચી લેશો; એટલું જ નહિ પણ જેને તે વિદ્યા બતાવશો, તેને પણ તેથી લાભ ન થતાં હાનિ જ થવાની. જગત્‌માં જ્યાં સુધી દુષ્ટતા છે, ત્યાં સુધી અમારા સિદ્ધમંડળથી આ વિદ્યાનું સંગોપન અને રક્ષણ થયા જ કરવાનું, તેથી પુનઃ પુનઃ તમને સાવધાન કરવાની અગત્ય રહે છે. હવે આજે

અત્ર રહી કાલે તમારા સ્વદેશ જજો. પદાર્થોનું જ્ઞાન થયા પછી હવે જે જાણવાનું છે તે બાળકની રમતજેવું છે. પ્રયોગ કરી જોતાં તે તમને સ્વતઃ આવડશે. રસની સિદ્ધિ કર્યા પછી તેના ઉપયોગનું તથા જનસમુદાયનું તે વડે શી રીતે હિત સાધવું, તે તમને સૂચવવામાં આવશે. તમારૂં જનસમુદાયમાં જે કર્તવ્ય છે, તે કર્તવ્ય પૂર્ણ થઈ રહે, ત્યારે અત્ર આવજો. તે સમયે આ મઠીનાં દ્વાર, આજથી ૪૦ દિવસ પૂર્વે તમે આવ્યા હતા, અને જેમ તમને બંધ જોવામાં આવ્યાં હતાં, તેમ બંધ જોવામાં નહિ આવે. વારૂ, ત્યારે હવે પધારો, પરમાત્મા તમારૂં કલ્યાણ કરો.

આમ બોલી તે મહાત્મા ઉઠયા, અને અમે પણ ઉઠયા. વૃદ્ધ પોતાના રસસિદ્ધ ગુરુને ત્રણ વાર સાષ્ટાંગ કર્યા. મેં પણ તેમ જ કર્યું, તથા મારા પ્રતિ અનુગ્રહદૃષ્ટિ નાંખવા તે મહાત્માને વિનવ્યા. મારા શબ્દ તેમને કર્ણે પડ્યા કે કેમ, તે મને સ્પષ્ટ થયું નહિ, પણ મારા તરફ જોઇને તેમણે સ્મિત કર્યું, તેથી હું અનુમાન કરૂં છું કે મારા શબ્દો તેમને શ્રવણે પડ્યા હશે. પછી તે વૃદ્ધે તે દિવસની રાત્રિ પોતાની ઓરડીમાં ગાળી, બીજે દિવસે પ્રયાણ કર્યું, અને હું પણ તેમની સાથે ચાલ્યો. ટિબેટમાં આવતી વખતે જેમ થોડી ક્ષણોમાં હું આકર્ષાઈ આવ્યો હતો, તેમ આ પાછા ફરતી વખતે કશું બન્યું નહિ. વૃદ્ધ પુરુષની સાથે હું પણ નિત્ય ચાલતો, પરંતુ મને ચાલવાનું કશું કષ્ટ જણાતું નહિ. પ્રવાસમાં જાણવા જેવું કશું બન્યું નહિ. છ માસે વૃદ્ધ પોતાના નગરમાં આવ્યા, અને પોતાના ગૃહમાં પ્રવેશ કર્યો. હું પણ તેમની સાથે જ હતો. મારા મનમાં પાછી વિવિધ આશાઓ સ્ફુરવા લાગી. વૃદ્ધ પ્રયોગ કરશે તે સમયે હું પદાર્થો જોઈ લેઇશ, અને સર્વ વિધિ જાણી લેઇશ, એ વિચારથી મારૂં હૃદય આનંદથી ઉભરાઈ જવા લાગ્યું. રાત્રિ પડવાથી વૃદ્ધ સુઈ ગયા. હું પણ સુતો; પરંતુ મને આનંદના વિચારોમાં મધ્ય રાત્રિપર્યંત નિદ્રા આવી નહિ. મધ્ય રાત્રિએ હું જાગતો પડયો રહ્યો હતો, અને દીપકનો ઝાંખો પ્રકાશ પડતો હતો, એટલામાં ત્રીજા માળાના દાદરમાંથી કોઈ ડોકું કરતું મને જણાયું, અને હું જોતો હતો એટલામાં તો તેનો લાંબો ચોટલો ખરરર અવાજસાથે છેક નીચેના પગથીયા સુધી આવીને અડેલો જણાયો. હું ચમકયો, અને ભયથી કંપવા લાગ્યો. મારી સત્તાને મેં મારૂં રક્ષણ કરવા પ્રાર્થના કરી. તરત જ સ્વર આવ્યો કે 'આ કષ્ટ તેં તારી મેળે જ આણ્યું છે. રસવિદ્યા પ્રયત્નથી સિદ્ધ કરવાને બદલે ચોરીથી તું શીખી જવા ધારે છે. વૃદ્ધ પુરુષના પ્રયોગને ચોરીથી જોઈ જઈને તું મોટો રસસિદ્ધ બનવા ધારે છે. ટિબેટના મહાત્માનાં

વચન તું એટલામાં જ વિસરી ગયો છે. તેઓ અનધિકારીથી આ વિદ્યાનું સર્વદા રક્ષણ કરે છે, એ વચન શું તને સ્મરણમાંથી નથી આવતું? તેમનું પ્રેરેલું આ સત્ત્વ હવે તને તને પકડી જશે, અને વૃદ્ધનો પ્રયોગ જ્યાં સુધી પૂર્ણ થશે ત્યાં સુધી તને કેદ રાખશે. બચવાનો એક જ માર્ગ છે, અને તે એ કે વૃદ્ધની પ્રયોગશાળામાં કદી પણ પ્રવેશ ન કરવાની દૃઢ પ્રતિજ્ઞા કર.' પેલું સત્ત્વ અગ્નિના જેવા ડોળા મારા સામા હજી કાઢી જ રહ્યું હતું. તેનું માથું એક મોટા માટલાજેવડું હતું, અને તેના ડોળા મોટા વાડકાજેવડા હતા. આ ભયંકર સત્ત્વના હાથમાં જઈને પડવું, તેના કરતાં રસના પ્રયોગને જોવાની આશાનો પરિત્યાગ કરવો, અને તેથી થતા કષ્ટને વેઠવું, એ હજારગણું કે લાખગણું વધારે સારૂં છે, એવો નિશ્ચય કરી મેં તત્કાળ પ્રતિજ્ઞા કરી કે વૃદ્ધ પુરુષની પ્રયોગશાળામાં હું કદી પણ પ્રવેશ નહિ કરૂં. હું પ્રતિજ્ઞા કરી રહ્યો કે પેલો ચોટલો ધીરે ધીરે ઉપર ખેંચાતો ગયો, અને માથું અદૃશ્ય થયું. મારૂં હૃદય હજી કંપતું અટક્યું ન હતું. મારા જીવમાં હવે જીવ આવ્યો, તે આખી રાત્રિ મને સ્વસ્થ નિદ્રા આવી નહિ. ભયંકર સ્વપ્ન આવવાથી હું ઘડી ઘડી ઉઠી જાગી જતો. મહા ભયમાં અને કષ્ટમાં રાત્રિ વ્યતીત થઈ. પ્રાતઃકાળ થયો, અને રાત્રિના તિમિરસાથે મારા હૃદયનો ભય પણ નષ્ટ થયો. હવે વૃદ્ધ પુરુષની સાથે રાત્રિદિવસ રહેવાનું મેં છોડી દીધું; તેઓ કોઈ કાર્ય ગુપ્ત રીતે કરવાનો પ્રયત્ન કરતા મને જણાતા કે તત્કાળ હું તેમનાથી દૂર જતો રહેતો. આ સ્થિતિમાં વળી બીજા બાર માસ નીકળી ગયા. વૃદ્ધ પોતાની પ્રયોગશાળામાં હવે ઘણો સમય ગાળવા લાગ્યા. હું બહાર જ બેશી રહેતો. વૃદ્ધને એક પુત્ર હતો, તેનું નામ લક્ષ્મીધર હતું. લક્ષ્મીધરઉપર વૃદ્ધનો અપ્રતિમ સ્નેહ હતો. એવું એક પણ કાર્ય ન હતું કે લક્ષ્મીધરની પ્રસન્નતાઅર્થે વૃદ્ધ ન કરે. લક્ષ્મીધરને ઉત્તમ શિક્ષણ આપવામાં આવ્યું હતું અને તેથી તે બુદ્ધિમાન્ થયો હતો. તેની માતા ગુજરી ગઈ હતી. આ સમયે તેનું વય વિશ વર્ષનું થયું હતું. વૃદ્ધે જ્યારે પૂર્વે રસસિદ્ધિનિમિત્ત પૃથ્વીના વિવિધ દેશોમાં અટણ કર્યું હતું, ત્યારે પોતાના આ પ્રિય પુત્રને યજ્ઞદત્ત નામના પોતાના એક મિત્રના સ્વાધીનમાં સોંપ્યો હતો. યજ્ઞદત્તને રતનજી નામના એક પારસી ડૉક્ટરસાથે સારો પરિચય હતો, અને તેથી લક્ષ્મીધરનું પણ આ પારસીના સંબંધમાં વારંવાર આવવું થતું હતું. અંગ્રેજી વિદ્યાના શિક્ષણથી રતનજી જડવાદી થયો હતો. તે ઈશ્વરને કે કશાને માનતો ન હતો, તેણે એક સભા સ્થાપી હતી, અને તેમાં તે વારંવાર વ્યાખ્યાનો આપતો. તેની વક્તૃત્વ શક્તિ સારી હોવાથી શ્રોતાને

તે પોતાના વિચારો ઝટ ઠસાવી દેતો. લક્ષ્મીધર પણ યજ્ઞદત્તની સાથે આ સભામાં ઘણી વાર જતો, અને તેના કોમળ હૃદયમાં રતનજીના જડવાદના વિચારોએ સત્વર ઉંડી છાપ પાડી દીધી હતી, અને તેથી તે ઘણે અંશે જડવાદીજેવો જ થયો હતો. વૃદ્ધ પ્રવાસથી જ્યારે પાછા આવ્યા ત્યારે પોતાના પુત્રની આ સ્થિતિ જોઈ ખિન્ન થયા હતા, અને તે ટાળવા તેમણે કંઇક પ્રયત્ન પણ સેવ્યો હતો, પરંતુ તેમાં તેમને યથેચ્છ સફળતા મળી ન હતી. વૃદ્ધ નિરાશ ન થતાં અધિક પ્રયત્ન કરત, પરંતુ પોતાના પ્રિય પ્રયોગમાં તે હાલ રાત્રિદિવસ યોજાયલા રહેતા હોવાથી તે સંબંધમાં તેમને વિચાર કરવા અવકાશ ન હતો. આ પ્રમાણે મેં પૂર્વે કહ્યું તેમ બાર માસ વહી ગયા. લક્ષ્મીધરના જાણવામાં આવ્યું હતું કે તેના પિતા કોઈ અત્યંત ગુપ્ત કાર્યમાં રોકાયા છે, પણ તે કાર્ય શું છે તે હજી સુધી તે જાણી શક્યો ન હતો. એક દિવસે તેણે પોતાના પિતાને, તે આખો દિવસ બારણાં બંધ કરીને શું કરે છે, તે વિષે આગ્રહથી પૂછ્યું. વૃદ્ધે તેને સામાન્યપણે કેટલુંક કહ્યું, પણ લક્ષ્મીધરને તેથી સંતોષ થયો નહિ. વળી અન્ય પ્રસંગે તેણે તે વાત છેડી. વૃદ્ધે તેને રસવિદ્યાસંબંધી કેટલુંક સમજાવ્યું. બુદ્ધિમાન્ લક્ષ્મીધરની જિજ્ઞાસા જાગ્રત્ થઈ અને અધિક જાણવા તેની વૃત્તિમાં વેગ થયો. તેણે વળી પોતાના પિતાને પ્રશ્નો કર્યા. વૃદ્ધે પોતાના પુત્રને આ વિદ્યાનો જિજ્ઞાસુ જાણી તેને રસવિદ્યાનાં કેટલાંક પુસ્તકો વાંચવા આપ્યાં. તેણે તે વાંચ્યાં, પણ તેમાં તેને કશી જ સમજણ પડી નહિ. નહિ સમજાતા વિષયવિષે તેણે વૃદ્ધને પૂછ્યું પણ ત્યાંથી કશો સંતોષકારક ખુલાસો મળ્યો નહિ. આ સ્થિતિમાં વળી બીજા છ માસ નીકળી ગયા. હવે વૃદ્ધ પોતાની પ્રયોગશાળામાં લાંબો સમય રહેતા ન હતા. આથી પોતાના પુત્રસાથે વાત કરવાનો તેમને અધિક સમય મળતો ગયો. સ્વપ્રયત્નથી જ આ વિદ્યા અધિકાર પ્રાપ્ત કરીને સિદ્ધ કરવાની છે, એ વિના અન્ય માર્ગે તે પ્રાપ્ત થતી જ નથી, અને કદાચ પ્રાપ્ત થાય છે, તો દાતા તથા ગ્રહણ કરનાર ઉભયને હાનિ કરે છે, એ વગેરે અનેક બાબતો વૃદ્ધ પોતાના પુત્રને સમજાવી. પણ તે તેને ગળે ઉતરી નહિ. એક દિવસ તેણે પોતાના પિતાને કહ્યું, હે પિતા ! તમારા જેવા સમર્થ રસસિદ્ધ પિતાને પામીને મારે આ વિદ્યાને માટે પ્રયત્ન કરવાનો રહ્યો, તો પછી મારા દુર્દૈવવિના મારે કોનો વાંક કાઢવાનો રહ્યો ? પિતાએ શ્રમ કરીને પ્રાપ્ત કરેલું ધન, શું તેના પુત્રને શ્રમવિના નથી મળતું ? રાજ્યાસને વિરાજતા કયા નૃપતિએ પોતાના પુત્રને પોતાની રાજગાદી નથી આપી ? કોઈક જ નિષ્ઠુર પિતા પોતાના

પુત્રને પોતાની પ્રાપ્ત કરેલી સંપત્તિ નહિ આપતો હોય, અને તેને ભિક્ષુકજેવો ઘરમાંથી કાઢી મુકી સ્વપ્રયત્નથી સંપત્તિ પ્રાપ્ત કરવાનો બોધ કરતો હશે. પિતા અને પુત્રજેવા સંબંધમાં પિતા પોતાના પુત્રને પણ પ્રાપ્ત કરેલી વિદ્યા ન આપી શકે તો પછી એ વિદ્યા શા અર્થની? આપ કહો છો કે અનધિકારીને એ વિદ્યા આપતાં મહા હાનિ થાય છે, અને તે ખરૂં હશે, પણ મારો જો અનધિકાર જ હોય તો આપ જેવા રસસિદ્ધ પિતાને ઘેર મારો જન્મ થાય જ? ઘણાંએ કંગાલ બ્રાહ્મણોનાં ઘર છે, ત્યાં મારો અનધિકાર મને ઘસડી ગયા વિના રહ્યો હોત જ નહિ, પણ નથી ઘસડી ગયો, અને આપને ત્યાં આપની અમૃતમયી દૃષ્ટિતળે મને આણ્યો છે, એ જ આ વિદ્યાના મારા અધિકારનું પૂરતું પ્રમાણ છે. આ વગેરે વિવિધ યુક્તિવાળાં વચનો તે પુત્રે પોતાના પિતાને કહ્યાથી પુત્રસ્નેહથી તે વૃદ્ધનું હૃદય કંઇક પીગળેલું જણાયું, અને પોતાને પુત્રને મસ્તકે હસ્ત મૂકી પ્રેમાર્દ્ર હૃદયે તેને કહ્યું, હે પ્રિય પુત્ર! તું જે વચનો કહે છે, તેમાં કેટલેક અંશે સત્ય રહેલું છે, પરંતુ તું વિચાર કરીને જોઇશ તો તને જણાશે કે તે વચનો કેવળ સત્ય નથી. પિતા, પુત્રને પોતાની શ્રમથી પ્રાપ્ત કરેલી ધનસંપત્તિ આપે છે, પરંતુ વિદ્વાન્ પિતા, ધનની પેઠે પોતાની વિદ્યાસંપત્તિ પુત્રને શી રીતે આપી શકે? તેને માટે તો પુત્રે શ્રમ જ કરવો પડે છે. મેં તૈયાર કરવા માંડેલો રસ થોડા દિવસ થયાં સિદ્ધ થયો છે. તારી ઇચ્છા હોય તો તને તે રસમાંથી થોડોક આપું, પણ વિદ્યા હું તને શી રીતે આપી શકું? લક્ષ્મીધરે કહ્યું, રસ આપ મને આપવા કૃપાળુ થાઓ છો, તેથી હું આપનો ઉપકાર માનું છું, પણ તે કેમ તૈયાર કરવો. તેના જ્ઞાનવિના એકલો રસ મને સંતોષ ઉપજાવી શકે તેમ નથી. આપ્યું અને તાપ્યું કંઈ સર્વદા પહોંચતું નથી, તેમ આપનો આપેલો રસ વપરાઈ ગયે હું પાછો ભિખારીનો ભિખારી જ રહેવાનો. વિદ્વાનો કહે છે કે જે આપવાથી ગ્રહણ કરનારની દીનતા ન ટળી તો તે આપ્યું તે ન આપ્યા બરાબર છે. ઔષધ ખાતાં ચાર દિવસ રોગ મટ્યો, પણ પાછો પાંચમે દિવસે આવીને ઉભો રહ્યો, તો તેવું ઔષધ ખાધું તોએ શું ને ન ખાધું તોએ શું? વિદ્યા શ્રમવિના આવડે નહિ, એ આપનું કહેવું સાચું છે; પણ આ વિદ્યા કંઈ **સિદ્ધાન્તકૌમુદી**નાં કે **ન્યાય**નાં સૂત્રોને ગોખવાજેવી નથી. આમાં તો જેમ સીતોપલાદિ ચૂર્ણ કયા કયા પદાર્થોનું બને છે, તે જાણવાથી **વાગ્ભટ** કે **ચરક** ભણ્યાવિના પણ તેનું જ્ઞાન થઈ જાય છે, તેમ રસ કયા પદાર્થોનો બને છે તે જાણવાથી તે બનાવતાં આવડી જાય છે; તો પછી આ વિદ્યાના જ્ઞાનમાં બીજી વિદ્યાના જેવો પરિ-

શ્રમ કરવાનો ક્યાં છે? તેથી હે કૃપાળુ પિતા! આપના આ રંક પુત્રઉપર હવે તો અનુગ્રહ કરો. આપ મારા પ્રેમી પિતા પણ જ્યારે મારા ઉપર દયા કરતાં આટલા સંકોચાઓ છો, ત્યારે આ જગત્માં એવો બીજો કોણ દયાળુ પુરુષ મને મળી આવશે કે જે મને આ વિદ્યા શીખવશે? ગંગારૂપ આપ પિતા મને ઘેર બેઠાં પ્રાપ્ત છતાં મારી તૃષા નિવારવા આપ મને કોદાળો તથા પાવડો લેઈ કૂપ ખોદવાનો ભાગીરથ પ્રયત્ન કરવા સૂચવો છો, એથી હું અનુમાન કરૂં છું કે હું આપના શુદ્ધ સ્નેહનો પાત્ર નથી; અને આપના શુદ્ધ સ્નેહવિના આ જગત્માં મારૂં જીવન પણ હવે નકામુ છે, તેથી આપ મને હવે સત્વર મરવાની આજ્ઞા આપશો, એ મારી છેલ્લી પ્રાર્થના છે. આમ બોલી નેત્રમાં જળ આણી લક્ષ્મીધરે મૌન ગ્રહ્યું. તેનાં વચનો સાંભળી વૃદ્ધને બહુ પરિતાપ થયો. પુત્રઉપર તેમનો અપરિમિત સ્નેહ હતો, અને તેથી તેનો આપઘાતનો નિશ્ચય જાણી, તેમનું હૃદય અનધિકારીને વિદ્યા ન બતાવવાના પોતાના નિશ્ચયથી ડગવા લાગ્યું. પુત્રને વિદ્યા બતાવવાથી જે હાનિ થશે તે પુત્રમરણથી ભાગ્યે જ મોટી હશે, એવા વિચારો તેમને આવવા લાગ્યા. 'આ પુત્ર અનધિકારી છે, એ ખરૂં છે, તથાપિ તેને આ વિદ્યા કદાચ જાણવામાં આવે તોપણ તે તેનો શો દુરુપયોગ કરે એમ છે? દુરુપયોગ ન કરવાની હું તેને દૃઢ પ્રતિજ્ઞા કરાવીશ, અને તેથી હાનિનો કશો સંભવ રહેશે નહિ. હું ભરતખંડનાં સર્વ સ્થળોમાં ફરી વળ્યો છું, પણ મારા જોવામાં એક પણ રસસિદ્ધ મહાત્મા આવ્યો નથી, તેથી ભરતખંડમાં રસસિદ્ધનો અભાવ છે, એમ મને લાગે છે, અને આમ હોવાથી ટિબેટના પેલા મહાત્માનું પદ લેવાનો જ્યારે મને પ્રસંગ પ્રાપ્ત થશે ત્યારે ભરતખંડમાં રસસિદ્ધનો કેવળ અભાવ થઈ રહે, તેના કરતાં મારા પુત્રજેવો એક રસસિદ્ધ પણ, આ દેશમાં વિચરતો હોય તો આ આર્યપ્રજાને અધિક લાભ થાય,' આ વગેરે વિચારો ક્રમે ક્રમે તે વૃદ્ધના હૃદયમાં સ્ફુરવા લાગ્યા, અને તેનો નિશ્ચય લુલો થતો ગયો. એટલામાં લક્ષ્મીધર બોલ્યો, આપનું વજ્રજેવું હૃદય હજી દ્રવતું જણાતું નથી. હશે, જેવી આપની ઇચ્છા. હું આપની છેલ્લી આજ્ઞા લેઉં છું, મારા અપરાધ ક્ષમા કરજો. એમ બોલી તે ઉભો થયો, અને ચાલવા માંડ્યું. વૃદ્ધે જાણ્યું કે લક્ષ્મીધરને બહુ ખોટું લાગ્યું છે, અને આવેશમાં આવી જઈને તે હવે જરૂર આપઘાત કરશે, તેથી તેમણે એકદમ ઉભા થઇને લક્ષ્મીધરનો હસ્ત પકડ્યો, અને કહ્યું, પુત્ર! તું એટલો બધો આકુળવ્યાકુળ ન થા. તારો અત્યાગ્રહ છે તો પ્રયોગશાળામાં ચાલ; હું તને તું જે ઇચ્છે છે, તે શીખવું. ત્યાં હું તને

મેં તૈયાર કરેલો રસ પણ બતાવીશ, અને તારી ઇચ્છા હશે તો તને તેમાંથી તારા આરોગ્યને સ્થિર રાખવા થોડો આપીશ. હજી મેં પોતે પણ તેમાંથી ગ્રહણ કર્યો નથી. યોગ્ય દિવસે મેં તેને વિધિપૂર્વક ગ્રહણ કરવા ધાર્યો છે, અને હું ધારૂં છું કે તું પણ મારી સાથે તે દિવસે ગ્રહણ કરીશ તો અધિક અનુકૂળ પડશે. આમ બોલી તે વૃદ્ધ પોતાના પુત્રનો હસ્ત ગ્રહી પ્રયોગશાળાભણી ગયો.

પ્રિય વાચક ! તમને શંકા થશે કે સામાના વિચાર જાણવાનું સામર્થ્ય તો મને મળ્યું ન હતું, તે છતાં ઉપર વૃદ્ધના જે વિચારો મેં જણાવ્યા છે, તે મેં શી રીતે જાણ્યા ? આથી સ્પષ્ટ કરવાની અગત્ય છે કે મારા રક્ષક સ્વરે વૃદ્ધનો જ્યારે પ્રયોગ ચાલતો હતો ત્યારે એક દિવસ મને કહ્યું હતું કે 'મણિધરરાય ! કોઈ કોઈ પ્રસંગે સામાના અંતઃકરણમાં કેવા વિચાર ચાલે છે, તે જાણવાનું તને સામર્થ્ય આપવાની મને હમણા જ સૂચના થઈ છે. આ સામર્થ્ય અખંડ તારામાં પ્રકટ રહે, એવું હું કરીશ નહિ, પરંતુ જે સમયે સામાના વિચાર જાણવા તને હિતકર છે, એવું મને ભાસશે તે સમયે તે સામર્થ્ય હું તારામાં પ્રકટાવીશ.' આ પછી જ્યારે જ્યારે મારે વૃદ્ધના, લક્ષ્મીધરના કે તેમના સંબંધના કોઈ પણ મનુષ્યના વિચાર જાણવા જરૂરના છે, એમ મારી રક્ષક સત્તાને જણાતું ત્યારે તે તેવું સામર્થ્ય મારા હૃદયમાં થોડી ક્ષણો પ્રકટાવતી, અને તેથી હું સામાના વિચાર જાણી શકતો. પૂર્વે પ્રતિપાદન કરેલા વૃદ્ધના વિચાર, આ કારણથી જ હું જાણવા સમર્થ થયો હતો. હવે પૂર્વ પ્રસંગનું પાછું અનુસંધાન કરૂં છું.

પુત્રમાં અપાર સ્નેહથી કર્તવ્યઅકર્તવ્યનું જેને વિસ્મરણ થઈ ગયું હતું, એવો તે વૃદ્ધ, લક્ષ્મીધરને લેઈને પ્રયોગશાળામાં ગયો. ત્યાં તેણે શું કર્યું તે મારા જાણવામાં આવ્યું નહિ. પણ તેઓ એક કલાક પછી જ્યારે બહાર આવ્યા ત્યારે મને સમજાયું કે વૃદ્ધે પુત્રને રહસ્ય બતાવી દીધું હતું, અને એમ છતાં રિમેટની મઢીની પાછળની ઓરડીમાં રહસ્યનો પ્રકાશ થતાં વૃદ્ધના મુખઉપર જે અપરિમિત પ્રસન્નતા પ્રતીત થતી હતી, તેવી લેશ પણ પુત્રના મુખઉપર પ્રતીત થતી મને જણાઈ નહિ. બહાર આવી પુત્રે વૃદ્ધને કહ્યું, આપે મને જે આ કહ્યું, તેમાં મહત્તાજેવું મને કશું જ જણાતું નથી. તમે કહેલા પદાર્થોથી રસજેવી અલૌકિક વસ્તુ બને છે, એ વાર્તા હું માની શકતો નથી. આ પદાર્થો કોને ન મળે એવા છે ? જ્યાં જોઈએ ત્યાં સર્વને જ તે મળી શકે એમ છે તો પછી તેમની પ્રાપ્તિને માટે ગ્રંથોમાં આટલી કઠિનતા વર્ણી છે, તે શું ? શું તમે મને ભોળવતા તો નથી ?

આવી ક્ષુદ્ર મલિન વસ્તુઓમાંથી આવો દેવદુર્લભ ચમત્કાર બને જ શી રીતે ? વૃદ્ધે કહ્યું. પુત્ર ! આટલા જ માટે સ્વપ્રયત્નથી આ વિદ્યા પ્રાપ્ત કરવાનું વિધાન કરાયું છે. પોતાના પ્રયત્નથી આ જ્ઞાન તને થયું હોત તો તે તને આટલું તુચ્છ લાગત નહિ. તું મારા ઉપર તને ઠગવાનો આરોપ મૂકે છે, પણ પ્રયોગ કરી જોતાં તને સ્પષ્ટ થશે કે મેં તને ઠગ્યો નથી. તને બતાવ્યા એ જ પદાર્થોનો મેં રસ તૈયાર કર્યો છે.

આ પ્રકારની પુત્રપિતાવચ્ચે વાર્તા ચાલતી હતી, એટલામાં જોરથી પવન વાવા લાગ્યો, અને પાંચ સાત ક્ષણમાં તો આકાશ ધમઘોર થઈ ગયું. વિજળીના ચમકારા થવા લાગ્યા, અને મોટાં મોટાં ફોરાં પડવા લાગ્યાં. લક્ષ્મીધરે કહ્યું, મને શૌચ જવાની વૃત્તિ થઈ છે, તેથી હું જઈ આવું, પછી આપણે વાર્તા કરીશું, એમ બોલી તે ઉભો થયો, અને પોતાના ઘરમાં નીચે સંડાસમાં ગયો. તોફાન વધતું ચાલ્યું, અને મૂશળધાર વૃષ્ટિ પડવા લાગી. ઓચિંતા ગર્ભિણીના ગર્ભ ત્રુટી પડે એવા એક એકથી જબરા વીજળીના ત્રણ કડાકા ગગનમાં થયા. ત્રીજો કડાકો એવો જબરો થયો કે મારૂં હૃદય જાણે ઉછળીને હમણાં મારા મુખમાંથી નીકળી પડશે, એમ મને લાગ્યું. વૃદ્ધ પણ તે કડાકાથી કંપી ગયા. કડાકા પૂર્વે થયેલા વિદ્યુત્‌ના મહાતેજસ્વી રક્ત પ્રકાશમાં વૃદ્ધનું મુખ મારી દૃષ્ટિએ પડયું. તે ભયથી ધોળું પુણીજેવું થઈ ગયું હતું. કડાકો થઈ રહેતાં જ પ્રયોગશાળામાં બંધકરેલાં દ્વાર મોટાઅવાજસાથે એકદમ ફડાફડ ઉઘડી ગયાં, અને તેમાંથી પેલા ટિબેટના મહાત્મા નીકળ્યા. આજે તેમની મુખમુદ્રા સૌમ્ય, કે નિર્ભયતા ઉપજાવનારી ન હતી, એમ છતાં તે ક્રોધાવિષ્ટ પણ ન હતી. તેમાં કંઈક સખ્તાઈની છાયા જણાતી. તેમને અકસ્માત્ પ્રકટેલા જોઈ વૃદ્ધ એકદમ ચમકી ઉભા થયા. શરીર ભયથી કંપી ગયું. સાષ્ટાંગ કરવાનું પણ તેમને ભાન રહ્યું નહિ, અને હાથ જોડીને ફટારેલે નેત્રે તથા ધ્રુજતે શરીરે તેમના સામુ જોઈ રહ્યા. મહાત્મા બોલ્યા, અવિવેકી મનુષ્ય ! તને સોંપેલી મહામૂલ્યવાન્ સંપત્તિનું તું રક્ષણ કરી શક્યો નથી. પુત્રના સ્નેહથી અંધ થઈ જઈ તેં કર્તવ્યઅકર્તવ્યનું વિસ્મરણ કર્યું છે. અસાવધાનતાથી હાનિ થવાની તને ટોકી ટોકીને આપેલી ચેતવણીઉપર તેં અલક્ષ કર્યું છે, અને તેથી તેં પોતે જ પોતાના પગઉપર કુહાડો માર્યો છે. અનધિકારીને રહસ્યનો પ્રકાશ કરવાથી કેટલી હાનિ થાય છે, તથા વિશ્વવ્યવસ્થાનો કેવો ભંગ થાય છે, એ તારા જેવા બુદ્ધિમાનને ન સૂઝ્યું, એ થોડું ખેદજનક નથી. પુત્રસ્નેહમાં અંધ થઈ આજે તેં તારા પુત્રને રહસ્યનો પ્રકાશ કર્યો, કાલે તારો પુત્ર અવિચારથી રતનજીને આ મહાવિદ્યા બતાવે, પરમ દિવસે

રતનજી બમનજીને બતાવે, બમનજી ફરદુનજીને ને હોરમસ્જીને બતાવે, અને એમ પરંપરા ગમે તેવા અનધિકારિઓને આ રહસ્ય હસ્તગત થાય, એ આ મહાવિદ્યાનું સંરક્ષક સિદ્ધમંડળ એક ક્ષણવાર પણ સહન કરી શકે, એમ શું તને લાગે છે? કરુણાપાત્ર દુર્ભાગી મનુષ્ય! તારી અયોગ્ય કૃતિનો કેવો પરિણામ આવ્યો છે, તે હમણા જ તું પ્રત્યક્ષ જોઈશ. તારી પ્રેમવાળી ઉદારતાથી તારા પુત્રનું તું લેશ પણ હિત કરી શક્યો નથી, તે થોડી ક્ષણોમાં જ તને સ્પષ્ટ થશે. અને તને પોતાને શી હાનિ થઈ છે, તે તું જાણે છે? આ વિદ્યાનું તને સંપૂર્ણ વિસ્મરણ થઈ જાઓ, એવો શાપ તને આપવા પ્રથમ સિદ્ધમંડળે ધારેલું, પરંતુ તેમ કરવું મને બહુ નિષ્ઠુરતાવાળું જણાવાથી તેમને વિનવી મેં તારે માટે આ પ્રકારની સૌમ્ય શિક્ષા ઠરાવી છે. વિદ્યાનું તને વિસ્મરણ થશે નહિ, પરંતુ સ્ત્રિઓમાં વિશેષે કરીને ભાસતો એવો સ્ત્રીસ્વભાવ તેં સેવ્યો છે, માટે તું સ્ત્રી થઈશ. લોકમાં પ્રસિદ્ધ છે કે બિલાડીના પેટમાં જેમ ક્ષીર ટકતી નથી, તેમ સ્ત્રીના પેટમાં કોઈ ગુપ્ત વાત ટકતી નથી. પુરુષ છતાં તેં સ્ત્રીસ્વભાવને તારા અંતઃકરણમાં સ્થાન આપ્યું છે, તેથી એ સ્વભાવ જે જાતિમાં હોવો સંભવે છે, તે જાતિને તું તારા કર્માનુસાર પામીશ. આ સ્ત્રીજન્મને ક્યારે અંગીકાર કરવો તે અમે તારી ઇચ્છાઉપર રાખ્યું છે. તારી ઇચ્છામાં આવે તો આજથી જ અંગીકાર કર, અને તારી ઇચ્છામાં આવે તો પાંચે વર્ષે, દશે વર્ષે અંગીકાર કર. એ તારા સ્ત્રીજન્મમાં તને આ વિદ્યાનું કે હવે પછી તું જે જે વિદ્યા પ્રાપ્ત કરીશ તેનું વિસ્મરણ થશે નહિ. એકવિંશ વર્ષનું વય થતાપર્યંત સ્ત્રીશરીરમાં તું રહેજે. પછી તું શાપમુક્ત થઈશ; એમ છતાં જે અનુભવ પ્રાપ્ત કરવામાટે આ શિક્ષા તને થઈ છે તે અનુભવ પ્રયત્નથી તું વહેલો કરી લઈશ તો શાપથી તું સત્વર પણ મુક્ત થઈ શકીશ. તેમ થયે શું કરવું તે તને સૂચવવામાં આવશે. વ્યાકુળ થઈશ નહિ. યદ્યપિ આ દેખીતી રીતે શિક્ષાજેવું છે, પણ તેથી તારૂં હિત જ થશે. વિપત્તિ મનુષ્યોના દુર્ગુણો બાળવાને માટે, તેમનામાં સદ્‌ગુણોનાં ગુપ્ત રહેલાં બીજકોને પોષવાને માટે, તથા અનુભવનું સાચું જ્ઞાન તેમને આપવાને માટે આપવામાં આવે છે, તેથી વિપત્તિને સંપત્તિરૂપ ગણજે. તારી અયોગ્ય કૃતિથી તું વિશેષ અધોગતિને પાત્ર છતાં પણ તારૂં, અધિક હિત થાય એવા ક્રમમાં તું સ્થપાયો છે, માટે પ્રસન્ન થજે.

આ છેલ્લા વાક્યના સ્વરથી વાયુમાં પ્રકટેલાં મોજાં હજી તો અમારા કાનને અથડાતાં હતાં, એટલામાં તે મહાત્મા અદૃષ્ટ થઈ ગયા. વૃદ્ધ

હજી દિઙ્મૂઢ સરખા ઉભા જ હતા. હું પણ સ્તબ્ધ સરખો જ્યાં ઉભો હતો ત્યાં જ ઠરી ગયો હતો. થોડી વારે વૃદ્ધમાં ચેતના આવી. અવ્યસ્થ હૃદયને તેમણે બળથી શાંત કર્યું. તેઓ વિચાર કરવા લાગ્યા, જે બન્યું તે હવે ન બન્યું થનાર નથી. અયોગ્ય કૃતિના પરિણામમાં દુ:ખ આવે એ સ્વાભાવિક છે. દુ:ખથી ઉગરવાની ઇચ્છા રાખનારે પ્રથમથી સાવધાન રહેવાની અગત્ય છે. મેં સાવધાનતા ન સેવી, તો તેનું ફળ મારે હવે ભોગવવું જ જોઈએ. લમણે હાથ દઈ ખેદ કરવાથી હવે આ શાપ કંઈ ટળવાનો નથી. પુરુષ મટીને મારે સ્ત્રી થવાનું આવ્યું, એ અતિશય સંતાપજનક તો ખરૂં, પણ આ પ્રસંગ મારા હૃદયને સંતપ્ત કરે, એવું હું થવા દઇશ નહિ. હું પુરુષાર્થથી ખેદને જિતીશ, અને પ્રસન્નતાનું રક્ષણ કરીશ. ખેદ એ અભિમાનીનો ઉપજાવ્યો ઉપજે છે, અને શમાવ્યો શમે છે. મારા શરીરનો અને અંતઃકરણનો હું રાજા છું, કંઈ ખેદ નથી. ખેદ એ વિકાર છે, અને હું નિર્વિકાર છું. મારી સત્તાકરતાં ખેદની સત્તા કંઈ ચઢે તેમ નથી, તો પછી શા માટે મારે ઢીલાઢબ થઈને વીલું મોઢું કરવું? સ્ત્રીશરીર આવ્યું, તેમાં શું થઈ ગયું? સનત્કુમારને પાર્વતીના શાપથી ઉંટનું શરીર નહોતું મળ્યું? ભરતને હરણના સ્નેહથી હરણના શરીરમાં નિવાસ નહોતો કરવો પડ્યો? ઘણા દેવો શાપથી વિવિધ ક્ષુદ્ર યોનિને પામ્યા છે. કોઈ સાપ થયો છે, તો કોઈ રીંછ થયો છે, કોઈ વૃક્ષ થયો છે, તો કોઈ પાષાણની શિલા થયો છે. આ સર્વ કરતાં મારી સ્થિતિ કંઈ ઉતરતી નથી. ઘણાનું તો આ ક્ષુદ્ર યોનિમાં જ્ઞાન પણ નષ્ટ થઈ ગયું છે, અને મારૂં તો કશું જ નષ્ટ નથી થયું. મારૂં ખરૂં ધન જે જ્ઞાન તે તો મારા સ્વાધીનમાં રહ્યું છે, તો પછી મારે ક્લેશનું શું પ્રયોજન? મારૂં માત્ર નિવાસસ્થાન જ બદલાયું છે, તેમાં મને શી મોટી હાનિ થઈ છે? ઘરમાં રહેનારવડે ઘરની કિંમત છે, કંઈ ઘરવડે રહેનારની કિંમત નથી. હું પોતે જેવો છું તેવો રહ્યો છું તો પછી સ્ત્રીનું શરીર આવો કે બિલાડીનું આવો, કે ગધેડાનું આવો, તેમાં મારે શું? હું ક્લેશ કરવાનો નથી, પણ જે શરીર મળશે તેમાં મારે પ્રસન્નતાથી મહા મસ્ત થઈ વિચરીશ.

આ વગેરે વિચારો કરી વૃદ્ધે પોતાના મનની સર્વ વિકળતા શમાવી દીધી, અને પૂર્વવત્ સ્વસ્થ થયા. હવે વરસાદનું જોર નરમ પડ્યું હતું. વીજળીના ચમકારા થવા પણ બંધ થયા હતા. સહજ સહજ છાંટા આવતા હતા. મહાત્માને અદષ્ટ થયે લગભગ અર્ધો કલાક વહી ગયો હતો, અને હજી લક્ષ્મીધર શૌચ જઈને આવ્યો ન હતો. ક્યારનો શૌચ ગયો છે, તે હજી કેમ ન આવ્યો, લાવ તપાસ કાઢું,

એવો વિચાર કરતા વૃદ્ધ ફાનસ લેઈ નીચે તપાસ કરવા ગયા. સંડા-
સના બારણાને અંદરથી સાંકળ દીધી હતી. લક્ષ્મીધર ! લક્ષ્મીધર !
કેમ આટલી બધી વાર થઈ, એમ વૃદ્ધે મોટેથી બુમ પાડી, પણ કશો
ઉત્તર મળ્યો નહિ. વૃધ્ધે દ્વાર ખેચ્યું; તે ઉઘડયું નહિ. પુનઃ વૃદ્ધ
બોલ્યા, લક્ષ્મીધર ! સાંકળ ઉઘાડ, કેમ બોલતો નથી ? તોપણ કશો
ઉત્તર મળ્યો નહિ. વૃદ્ધને હવે શંકા થઇ. તેમણે સામે બારણે રહેતા
પોતાના મિત્ર યજ્ઞદત્તને બુમ પાડી બોલાવ્યો, અને તેને લક્ષ્મીધર-
સંબંધી હકીકત કહી. બંનેએ મળી પુનઃ બુમો પાડી, બારણાં ઠોક્યાં,
સાંકળ ખખડાવી, પણ સર્વ નિષ્ફળ ગયું, આથી યજ્ઞદત્તે અંતે
સંડાસનું બારણું ઉતાર્યું. લક્ષ્મીધર અસાવધ થઈ પડયો હતો.
તેનું શરીર કાળું પડી ગયું હતું, યજ્ઞદત્ત તથા વૃદ્ધે તેને ઉચકીને
ઘરમાં આણ્યું. તપાસ કરતાં જણાયું કે તેના મસ્તકઉપર વિજળી
પડી હતી, અને તેના પ્રાણ છૂટી ગયા હતા. વૃદ્ધના નેત્રમાં અશ્રુ
ભરાઈ આવ્યાં, તોપણ તે તેમણે તત્કાળ લુછી નાંખ્યાં, અને પ્રયત્નથી
વૃત્તિના ઉદ્વેગને શમાવ્યો.

મારા તો હોશ કોશ ઉડી ગયા. હું મારા આત્માને સંબોધન
કરી કહેવા લાગ્યો, મણિધરરાય ! તમારા સીતારા પાધરા તે તમે બચી
ગયા. તમે પણ આ લક્ષ્મીધરની પેઠે મફતનો લાડવો ખાવા જવાના
હતા, અને ચોરીછુપીથી રહસ્ય જાણી જવાના હતા, પણ પેલા
આટલાજેવડા માથાવાળા સત્ત્વનું ભલું થજો કે તમને આરંભમાં જ
વાર્યા; નહિ તો તમારો તો ક્યારનોય બોરકુટો થઈ ગયો હોત ! મહા-
ત્માઓની રહસ્યસંરક્ષક સત્તાઆગળ તમારી ચતુરાઈ ક્યાંહિ આડી
નીકળી જાત ! તેમના તરફથી વિદ્યુતનો આવો સપાટો આવત તો તમે
કયી આડી ઢાલ ધરવાના હતા ? હવેથી સાવધ રહેજો, અને મફતનો
કોઈનો માલ તકાવતા નહિ.

હવે હું મારી કથા ટુંકવું છું. વૃદ્ધે ત્યાર પછી પોતાના પુત્રની
ઉત્તરક્રિયા જેમ બને તેમ સત્વર કરી નાંખી. પોતાનું ઘર તથા સર-
સામાન યજ્ઞદત્તને આપી દીધો. સુભાગ્યે સુરેશ્વરની નિર્ધનાવસ્થાથી
તથા પ્રવાસમાં તેમનું જીવન વિશેષે કરીને વ્યતીત થયેલું હોવાથી
લક્ષ્મીધરનું લગ્ન થયું ન હતું. મોસાળમાં લક્ષ્મીધરનું કોઈ સગું
હતું, પણ વૃદ્ધે ત્યાં પત્ર લખ્યો નહિ, અને યજ્ઞદત્ત કે કોઈને કહ્યા
વિના એક દિવસ મધ્ય રાત્રિએ માત્ર એક વસ્ત્ર પહેરી તથા એક
ઓઢી, પોતે તૈયાર કરેલા રસને સાથે રાખી. સાધુવેષે પ્રયાણ કર્યું.
તાપીના તટઉપર વિચરતા કોઈ મહાત્માનો તેમને સમાગમ થયો.
તેમની પાસેથી યોગનો ઉપદેશ ગ્રહણ કરી કોઈ નિર્જન સ્થળે તેમણે

યોગાનુષ્ઠાન આરંભ્યું, અને પરમાત્માના અનુગ્રહથી તેમાં અલ્પ સમયમાં સિદ્ધિ મેળવી. પછી જે નગરમાં મેં દવાખાનું કાઢ્યું હતું તે નગરમાં તેઓ આવ્યા, અને તેમના દેહાવસાનસમયે જે ગૃહમાં મારી તેમને પ્રથમ મુલાકાત થઈ હતી, તે ગૃહમાં તેમણે સ્થાયી મુકામ કર્યો. નગરના લોકોસાથે તેમણે લેશ પણ સંબંધ રાખ્યો ન હતો. તેમનાં દ્વાર નિરંતર અંદરથી અડકાવેલાં રહેતાં. ક્વચિત્ તેઓ બહાર નિકળતા ત્યારે પણ કોઈની સાથે એક અક્ષરસરખો બોલતા નહિ. જે જે તેમને જોતા તે તેમને ઉન્મત્ત ગાંડા ભિખારી સાધુજેવો જાણતા. તેમના વાસ્તવ સ્વરૂપને કોઈ કોઈ મહાત્માઓએ તથા કેટલાક યોગસાધકોએ જાણ્યું હતું, પણ તે સર્વે ભિન્ન ભિન્ન સ્થળમાં રહેનારા હતા. જે નગરમાં તેઓ રહેતા હતા, તે નગરમાંથી કોઈ પણ તેમનું શિષ્ય થયું ન હતું, અને કોઈ તેમના યોગમાહાત્મ્યને જાણતું ન હતું. તેમના માહાત્મ્યને જાણનાર મહાત્માઓએ તથા તેમનામાં ગુરુબુદ્ધિ સ્થાપનાર શિષ્યોએ જ તેમના નામસાથે 'આચાર્ય' એ પદ જોડ્યું હતું.

તેમના જીવનમાં બીજા શા શા પ્રસંગો બન્યા હતા, તે હું જોઈ શક્યો નહિ. કારણ કે એક દિવસ પ્રાતઃકાળે સુરેશ્વરાચાર્યે કોઈ કારણપરત્વે વિંધ્યગિરિમાં જવાને પોતાના ગૃહના ગુપ્ત દ્વારમાંથી પ્રયાણ કર્યું, અને હું પણ જેવો તેમની સાથે પ્રયાણ કરતો હતો, તેવા જ મારા રક્ષક સ્વરે મને કહ્યું કે તારે જવાનું નથી. હું નિરાશ થઈ અટક્યો, પણ એટલામાં મને કોઈ ખેંચતું હોય એમ મને ભાસ્યું. ટિબેટ જતી વખતે આરંભમાં જેમ હું વેગથી તણાયો હતો તેમ આ વખતે તણાવા લાગ્યો. માત્ર ભેદ એટલો હતો કે આ વખતનો વેગ એટલો ભારે ન હતો. મારૂં આકર્ષણ ત્રણ કે ચાર ક્ષણ નહિ થયું હોય એટલામાં કોઈ ઘરમાં આવીને હું સ્તંભ્યો હોઉં એમ મને જણાયું. અરુણોદય હમણાં જ થયો હતો, અને તેથી ગૃહમાં સહજ સહજ પ્રકાશ થયો હતો. નેત્ર ઉઘાડીને જોતાં જ મને મોટું આશ્ચર્ય થયું. આ શું? આ તો મારી જન્મભુમિના ગામમાં મારૂં પોતાનું જ ઘર. મને અહિં મારા પોતાના ઘરમાં કેમ આકર્ષી આણ્યો હશે, એ વિચાર હું કરતો હતો એટલામાં જે ખંડમાં હું ઉભો હતો ત્યાં એક પુરુષને બે વર્ષના એક બાળકને લઈને આવતો મેં જોયો. દૃષ્ટિએ પડતાં મને જણાયું કે તે તો તારા પિતા શશિધરરાય પોતે જ હતા. હું બોલી ઉઠ્યો, અહો! આ શું? આ તો મારા પિતા! પણ અરે આ બાળક કોણ? મારા પિતાને હું એકનો એક જ હતો, અને મારે કોઈ ભાઈ કે બહેન તો હતું નહિ. ત્યારે

આ બાળક કોણ ? આ પ્રકારના સંશયથી હું મુઝાતો હતો, એટલામાં મારા રક્ષક સ્વરે મને કહ્યું, કેમ આ બાળકને તું નથી ઓળખી શકતો ? લક્ષપૂર્વક જો. મેં ધારી ધારીને તેને જોયું, અને તેનું સ્મરણ આણવા હું વૃત્તિને એકાગ્ર કરી મગજને ખુબ તાણવા લાગ્યો, પણ તે કોણ હશે તે હું જાણી શક્યો નહિ, તેમ તેના વિષે મને લેશ પણ સ્મૃતિ થઈ નહિ. રક્ષક સ્વરે પુનઃ કહ્યું, મણિધરરાય ! તું તને પોતાને પણ ઓળખી શકતો નથી, એ થોડું આશ્ચર્ય નથી. આ બાળક અન્ય કોઈ જ નથી, પણ તું પોતે જ છે. પૂર્વ જન્મમાં આ બાળક લક્ષ્મીધર હતો. વિદ્યુતથી મરણ થયા પછી આજ બે વર્ષથી આ શશિધરરાયને ઘેર તેનો જન્મ થયો છે. સુરેશ્વરાચાર્યનો સમાગમ થયા પૂર્વે તું નાસ્તિક તથા જડવાદી શાથી હતો, એ હવે તને સમજાય છે ? પેલા પારસી ડૉક્ટર રતનજીના સમાગમના એ પ્રતાપ. તારા અંતઃકરણમાં તેણે નાંખેલા સંસ્કાર આ જન્મમાં તને સ્ફુર્યા વિના રહ્યા નથી, એ તેં પ્રત્યક્ષ અનુભવ્યું છે. તેની સાથેના તારા સ્નેહે તને આ ડૉક્ટરની વૈદ્યવિદ્યાનો અભ્યાસ કરાવી ડૉક્ટર કર્યો છે. સુરેશ્વરાચાર્યસાથે આ જન્મમાં તારો સંબંધ પણ તારા પૂર્વ સંબંધને લીધે જ થયો છે. પોતાની યોગવિદ્યાના બળથી તારા આ સ્થળે થયેલા જન્મને સુરેશ્વરાચાર્ય જાણે છે, અને તેથી તારા પ્રતિના પૂર્વસ્નેહને લીધે આ જન્મમાં અનેક પ્રસંગે તેમણે તારૂં રક્ષણ કર્યું છે, તથા તું ન જાણે તેમ તને સાહાય્ય આપી છે. તને સ્મરણમાં તો હશે જ કે એક પ્રસંગે વિલાયતમાં તારી પાસે દ્રવ્ય બિલકુલ થઈ રહ્યું હતું, અને તું ભારે મુઝવણમાં આવી પડ્યો હતો, તે સમયે તારા ઉપર કોઈ અજ્ઞાત મનુષ્યતરફથી જે સો પાઉંડનો 'ચેક' આવ્યો હતો, તે અન્ય કોઈએ પ્રેર્યો ન હતો, પણ તારા પૂર્વજન્મના પિતા સુરેશ્વરાચાર્યે જ પ્રેર્યો હતો. વળી સ્ટીમરમાં બેશી લંડનથી તું અમેરિકા જવા નીકળ્યો, તે સમયે માર્ગમાં તું અત્યંત માંદો પડી ગયો હતો, અને ચોવીસ કલાક બેભાન રહ્યો હતો, તે સંધિમાં કોઈ અજાણ્યા મનુષ્યે આવી તારા મુખમાં સહજ ઔષધ રેડયું હતું, અને તે તારા ઉદરમાં જતાં જ તું એકદમ સારો થઈ ગયો હતો, એ વાર્તા પણ તને સ્મરણમાં હશે જ. સ્ટીમરમાં તને તે ઔષધ કોણે પાયું હતું, તે શોધવા તેં શોધવા તેં બહુ પ્રયત્ન કર્યો હતો, પણ આખી સ્ટીમર શોધતાં તને તેનો પત્તો ન લાગવાથી તે સ્વપ્ન હતું, એમ તેં તારા મનનું તે સમયે સમાધાન કર્યું હતું. પણ આજે જાણ કે તને તે દવા આપનાર અન્ય કોઈ જ ન હતું, પણ તારા પિતા સુરેશ્વરાચાર્ય પોતે જ હતા, અને તને જે ઔષધ આપ્યું હતું, તે અન્ય કોઈ જ ન

હતું, પણ જેને અર્થે તું અત્યંત આતુરતા ધરાવે છે, તે રસસિદ્ધાનો રસ હતો. આવા અનેક પ્રસંગોમાં સુરેશ્વરાચાર્યે તું ન જાણે તેમ તને સાહાય્ય આપી છે, તથા તારી રક્ષા કરી છે. કહે હવે તારે અધિક શું જાણવાની ઇચ્છા છે?

અત્યંત આશ્ચર્યથી આ સર્વ હું શ્રવણ કરતો હતો, અને વિચારમાં ખુબ ઉંડો ઉતરી ગયો હતો, તે આ છેલ્લા પ્રશ્નથી જાગ્રત્ થયો. મને હવે બધુ સ્પષ્ટ થઈ ગયું હતું. સુરેશ્વરાચાર્યના દેહ ત્યજવાના કારણસાથે બીજી અનેક બાબતો મારા જાણવામાં આવી હતી, અને તેથી મારા જીવનમાં નવો અદ્‌ભુત પ્રકાશ પડ્યો હતો. પણ હજી એક બાબત જાણવી અવશિષ્ટ હતી, 'અને તે યોગિનીસંબંધની હતી. તે કોણ હતી, ક્યાંથી આવી હતી, તેનો અને મારો સંબંધ થવામાં શો હેતુ હતો, એ સંબંધમાં કશું અજવાળુ હજી સુધી પડયું ન હતું, અને તેથી મેં મારા રક્ષકસ્વરને કહ્યું, યોગિનીસંબંધી વૃત્તાંત જાણવા હવે મારી ઇચ્છા છે. તેણે કહ્યું, તે તને બતાવવા મને આજ્ઞા નથી. તે જાણવા હજી તારા અધિકારનો પરિપાક નહિ થયો હોય. મને લાગે છે કે હજી તને તે સંબંધીનું જ્ઞાન થવામાં થોડો વિલંબ છે.

આ વાક્ય પૂર્ણ થતાં જ હું પાછો ધસડાવા લાગ્યો. ત્રણ ચાર ક્ષણ નહિ ગઈ હોય એટલામાં તો ગાઢ અંધકારમાં હું પ્રવેશતો હોઉં એમ મને જણાયું. મને મારૂં પોતાનું અભાન થઈ ગયું, આવી સ્થિતિમાં હું કેટલી વાર રહ્યો હોઈશ, તેનું મને સ્મરણ નથી, પણ એટલામાં કોઈ મારો હાથ પકડીને મને હલાવતું હોય, તથા અણિધરરાય! હવે નેત્ર ઉઘાડો, એમ મૃદુ સ્વરે મને કહેતું હોય એવું મને ભાન થયું. ઘોર નિદ્રામાંથી ઉઠતો હોઉં, તેમ આંખો ચોળતો હું જાગ્રત્ થયો. મારી સંમુખ શ્રીનૃસિંહાચાર્યજી તથા હરિહરરાય ઉભા હતા. અત્યંત આશ્ચર્યથી હું સ્તબ્ધીભાવને પ્રાપ્ત થયો. આ મે શું જોયું, હું અત્યાર સુધી ક્યાં હતો, મારા સંમુખ આ મહાત્મા તથા મારો મિત્ર ઉભા છે, એ શું? હું ત્રણ ચાર વર્ષ પર્યટન કરી આવ્યો, તે પૂર્વે તેઓ અત્ર હતા, ત્યારના શું તેઓ અત્ર જ ઉભા છે? મેં ઘડીયાળ જોઈ. તેમાં પોણા નવ વાગ્યા હતા. અરે! આ દીર્ઘ કાળનો અનુભવ શું મને પા કલાકમાં જ થયો? એ સંભવે જ શી રીતે? આ પ્રકારના વિવિધ સંશયવિપર્યયના હોડામાં હું ઉંચોનીચો ઉછળતો હતો, એટલામાં શ્રીનૃસિંહાચાર્યજીએ કહ્યું, કેમ ડૉક્ટર! શા વિચાર કરો છો? તમે થોડી વારઉપર જે પ્રશ્ન મને કર્યો હતો, તેનું સમાધાન પરમાત્માના અનુગ્રહથી તમને સંતોષકારક રીતે મળ્યું કે નહિ? હવે મને ભાન આવ્યું, અને મને સ્પષ્ટ થયું કે સુરેશ્વરાચાર્ય-

સંબંધી વૃત્તાંત જાણવાની મારી જિજ્ઞાસાને આ મહાત્માએ પોતાના યોગસામર્થ્યથી તૃપ્ત કરી છે. આવી અદ્‌ભુત કૃપાથી મારૂં હૃદય દ્રવીભૂત થયું, અને ભક્તિભાવના આવેશમાં ઉભા થઈ મેં લાંબા થઈ તે મહાત્માને પ્રણામ કર્યા, અને કહ્યું કે ભગવન્! આપના અસાધારણ ઉદાર અનુગ્રહથી તથા અલૌકિક યોગસામર્થ્યથી, મારા જેવા ક્ષુદ્ર મનુષ્ય જે જાણવાને અસમર્થ છે, તે જાણવાને હું આજે સમર્થ થયો છું, અને તેથી આપનું અપ્રત્તિમ માહાત્મ્ય મને સ્પષ્ટ થયું છે. આપના દૈવી યોગપ્રભાવથી પંદર મિનિટથી પણ ન્યૂન સમયમાં મને અનેક જન્મના પ્રયત્નથી પણ ન પ્રાપ્ત થાય તેવો અનુભવ અને જ્ઞાન પ્રાપ્ત થયાં છે. મારા હૃદયમાં ઉઠતી ઉપકારની ભારે લાગણીને દર્શાવવાને મારી પાસે શબ્દો નથી. આપના નિઃસીમ ઉપકારના બદલામાં આપ અસાધારણ યોગબલસંપન્ન મહાત્માની હું શી અને કેવી શુશ્રૂષા કરૂં, તે હું જાણતો નથી. આપની આજ સુધી કરેલી અવગણનામાટે આપ કૃપાળુ મને ક્ષમા કરશો, તથા આ ક્ષણથી આપના સર્વ શિષ્યોમાં મને આપના રંક શિષ્ય થવાનું અતિદુર્લભ માન આપશો.

તે મહાત્મા બોલ્યા, મણિધરરાય! તમે જે જોયું છે, અને અનુભવ્યું છે, તે સર્વ પરમાત્માનો ચમત્કાર છે. હું તેમાં નિમિત્ત હોઉં, એવું પણ મને તો ભાન થતું નથી, તેથી તમારે અંતઃકરણને વ્યર્થ દીન કરવાની અગત્ય નથી. તમારા ઉજ્જ્વલ સંસ્કારથી તથા તમારા શુદ્ધ પ્રયત્નથી તમારૂં ઉત્તરોત્તમ હિત સધાતું જ જશે. વસ્તુવિચારથી તો તમારૂં હિત સિદ્ધ જ છે, પરંતુ તમને તેનું જે આગંતુક અભાન છે, તે પરમાત્મસત્તાથી દૂર થશે. તમે નિર્ભય અને નિઃશંક રહો.

મેં કહ્યું, ભગવન્! આપનાં વરવચનોને હું મસ્તકે ચઢાવું છું. આપની કલ્યાણપ્રદાત્રી છાયા મળતાં હવે મારા હિતમાં મને સંશય સ્ફુરતો નથી. પરંતુ મને એક અવાંતર સંશય સ્ફુર્યો છે, અને તે એ કે સુરેશ્વરાચાર્યનો પ્રસંગ ભૂતકાળમાં બન્યો છે, અને તે હમણાં જ બનતો હોય એમ હું તેને શી રીતે અનુભવી શક્યો? ટિબેટમાં બનેલા ત્રિશ વર્ષઉપરના પ્રસંગને ત્યાં જઈને, હુ શી રીતે જોઈ શક્યો? આપની સત્તાથી આજે જ્યારે ત્યાં હું ગયો, ત્યારે તો તે પ્રસંગ વીતી ગયો હતો. તે છતાં આજે મને તેનું ભાન શી રીતે થયું? વળી પા કલાક જેટલા અલ્પ સમયમાં ત્રણ ચાર વર્ષ જેટલા સમયનું ભાન પણ હું શી રીતે કરી શક્યો?

મંદમંદ હસીને તે મહાત્મા બોલ્યા, મણિધરરાય! આ વિશ્વ જે મૂળ કારણમાંથી ઉત્પન્ન થયું છે, તે કારણસ્વરૂપનું જ્ઞાન મેળવવા

મનુષ્ય જેમ જેમ પ્રયત્નશીલ થાય છે, અને તે પ્રયત્નમાં તે જેમ જેમ સફળ થતો જાય છે, તેમ તેમ કારણસ્વરૂપમાં જે અનંત શક્તિઓ તથા ઐશ્વર્ય રહેલાં છે, તે સર્વ, પ્રયત્નના પ્રમાણમાં તે મનુષ્યને પોતાનામાં પ્રકટેલાં અનુભવમાં આવે છે. સ્થૂલ જગતમાં, સ્થૂલ વિષયોમાં, અને સ્થૂલ વિચારોમાં નિરંતર રમણ કરતા આ વ્યાવહારિક મનુષ્યોને જે અત્યંત આશ્ચર્યકારક તથા ચમત્કારરૂપ ભાસે છે, તે સર્વ, આધ્યાત્મિક જગતમાં, આધ્યાત્મિક વિષયોમાં અને આધ્યાત્મિક વિચારોમાં સદોદિત રમણ કરતા યોગતત્ત્વવિત્ મહાત્માને સ્વાભાવિક લાગે છે. મહાપુરુષોને ચમત્કાર જેવું કશું જ હોતું નથી. સર્વ વ્યતિકરો પ્રકૃતિમાં રહેલા નિયમાનુસાર જ થતા તેમને ભાસે છે. મનુષ્યની ઇંદ્રિયો મર્યાદાવાળા સામર્થ્યની છે, એમ સામાન્ય રીતે જ્યાં ત્યાં મનાય છે. નેત્ર ગાઉ, બે ગાઉ કે ત્રણ ગાઉ દૂર જોઈ શકે છે, કર્ણ અમુક અંતરસુધી તથા શબ્દોને શ્રવણ કરી શકે છે, અને એ જ પ્રમાણે અન્ય ઇંદ્રિયો પોતપોતાની મર્યાદાસુધીમાં આવેલા વિષયોને જાણી શકે છે, એમ મનુષ્યોનો મોટો ભાગ માને છે; પરંતુ તે સત્ય નથી. ઇંદ્રિયોના સામર્થ્યનો અવધિ નથી. નેત્રમાં ગાઉ કે બે ગાઉ જ દૂર જોવાનું સામર્થ્ય છે, એમ નથી. પણ આ વિશાળ પ્રકૃતિપ્રદેશમાં ગમે ત્યાં, ગમે તે જોવાને તેનામાં સામર્થ્ય છે. કર્ણ ગાઉ, બે ગાઉ કે દશ ગાઉ થતા શબ્દો શ્રવણ કરવાને જ માત્ર સમર્થ છે, એમ નથી, પણ આ દૃશ્ય પ્રપંચમાં ગમે તે સ્થળે થતા શબ્દોને શ્રવણ કરવા સમર્થ છે. ઇંદ્રિયોનું મર્યાદાવાળું સામર્થ્ય આજે જે અનેક મનુષ્યોને પ્રતીત થાય છે, તેનું કારણ ઇંદ્રિયોનું અસામર્થ્ય નથી, પણ ઇંદ્રિયોને પોતાનું સામર્થ્ય જણાવવાનું દ્વાર દોષવાળું છે, એ જ છે. દ્વાર બંધ કરેલા ઘરમાં પૂરેલો મનુષ્ય ઘરની બહાર જોઈ શકતો નથી, તેનું કારણ ઘરની બહાર તેનામાં જોવાનું સામર્થ્ય નથી, એ નથી, પણ તેને બંધનમાં પૂરવામાં આવ્યો છે, તે છે; તેમ ઇંદ્રિયો મર્યાદાવાળા સામર્થ્યયુક્ત જણાય છે, તેનું કારણ તેઓ બંધનમાં છે તે છે. એક અંધ મનુષ્યમાં જોવાનું સર્વ સામર્થ્ય છે, પણ જોવાનું દ્વાર જે ચક્ષુ, તેનો ભંગ થવાથી તે જેમ જોઈ શકતો નથી, તેમ ઇંદ્રિયોમાં સર્વ સામર્થ્ય છતાં સ્થૂલ શરીરરૂપ કારાગ્રહમાં તેઓ પૂરાયલી હોવાથી પોતાના સામર્થ્યને પ્રકટ કરી શકતી નથી. સ્વપ્નમાં આ સ્થૂલ શરીરનું અભિમાન જીવાત્માને હોતું નથી, અને તેથી આપણને અનુભવ છે કે આ સ્થૂલ શરીરનાં નેત્ર બંધ છતાં તે જોઈ શકે છે, પગ તથા હાથ પથારીમાં શિથિલ થઈને પડ્યા છતાં તે તે અવયવોવડે વિવિધ ક્રિયા કરવાનો તેને

અનુભવ થાય છે, વાણીસ્થાનો તથા જિહ્વા અચેતન અવસ્થાને ભોગવતાં છતાં તે વાણીના સર્વ પ્રકારના વ્યાપાર કરે છે, અને એ જ પ્રમાણે તેની અન્ય સર્વ ઇંદ્રિયોની પણ તેવી જ અવસ્થા છતાં પણ તે સર્વના વ્યાપારોનો તેને અનુભવ થાય છે. સ્વપ્નમાં મનુષ્ય, સંસ્કારવડે પ્રેરાયલો હોવાથી પરાધીનપણે ઇંદ્રિયોના વ્યાપાર કરે છે, અને તેથી ઇંદ્રિયોવડે તેને જે વ્યાપાર કરવો હોય છે, તે તે કરી શકતો નથી. તેની ઇંદ્રિયોને સ્થૂલ શરીરના બંધનનો અભાવ થયેલો હોવાથી તેમનું સ્વતઃસિદ્ધ અમર્યાદ સામર્થ્ય એ અવસ્થામાં પ્રકટ હોય છે, અને તેથી, તેનાં નેત્ર જે જોવું હોય તે જોવાના સામર્થ્યયુક્ત હોવા છતાં સંસ્કારોને વશ પડેલો તે અભિમાની જીવાત્મા પોતાની સ્વતંત્ર ઇચ્છાને પ્રવર્તાવવા અસમર્થ છે અને તેથી સંસ્કારો તેને જેટલું જણાવે છે, તેટલું જ તે જુએ છે. પરંતુ યોગીને તેમ હોતું નથી. તેણે સ્વેચ્છાપૂર્વક સ્વપ્રયત્નથી સ્થૂલ શરીરમાંથી પોતાની વૃત્તિને ભીતર આકર્ષીને સ્થૂલ શરીરનું બંધન ત્યજ્યું હોય છે; અને સ્વપ્નાવસ્થા-જેવી અવસ્થામાં તે પ્રવેશેલો હોવા છતાં પણ તે સંસ્કારોને વશ પડેલો હોતો નથી, પણ પોતાની સ્વતંત્રતાને જાળવી રહ્યો હોય છે, અને તેથી તે પોતાની ઇંદ્રિયોને પોતાની ઇચ્છાપ્રમાણે પ્રેરવા શક્તિમાન્ હોય છે. આ કારણથી યોગી દૂરના પદાર્થો જોવાને, દૂરના શબ્દો શ્રવણ કરવાને, દૂરના દિવ્ય સ્વાદ ચાખવાને, દૂરના દિવ્ય ગંધ જાણવાને તથા દૂરના દિવ્ય સ્પર્શનો અનુભવ કરવાને સમર્થ હોય છે.

મણિધરરાય ! આટલા સંક્ષિપ્ત વિવેચનથી હવે તમને સ્પષ્ટ થયાવિના નહિ રહ્યું હોય કે ઇંદ્રિયોમાં સર્વ સામર્થ્ય રહેલું છે, પરંતુ જ્યાં સુધી તેઓ સ્થૂલ શરીરમાં હોય છે, ત્યાં સુધી તેમનું તે સામર્થ્ય પ્રતિબદ્ધ અવસ્થાને પ્રાપ્ત થયેલું હોય છે. સ્થૂલ શરીરના પ્રદેશને ત્યજીને જ્યારે તેઓ સૂક્ષ્મ શરીરના આંતર પ્રદેશમાં પ્રવેશે છે, ત્યારે તેઓ અપ્રતિબદ્ધ સામર્થ્યને પ્રતીત કરાવે છે, એ સિદ્ધાંતને જાણનાર પૂર્વના ઋષિમુનિઓએ નિરોધની વિવિધ યુક્તિઓ શોધી કાઢી છે; અને આ યુક્તિઓનું નામ યોગવિદ્યા છે, યોગસાધક આરંભમાં પોતાની વૃત્તિને આસન, પ્રાણાયામ તથા પ્રત્યાહારરૂપ સાધનોવડે સ્થૂલ શરીરમાંથી પાછી ખેંચી અંતરમાં ઉતારવાનો જે પ્રયત્ન સેવે છે, તેનું પ્રયોજન આ જ છે. તમને અનુભવ થયો છે કે તમે દિએટના પ્રદેશનો ચમત્કારિક પ્રસંગ જોયો તે પૂર્વે તમને તમારા સ્થૂલ શરીરનું અભાન થયું હતું. તમે જાણે કોઈ ઉંડાણમાં ઉતરતા હો, એવું તમને ભાન થયું હતું. તમને અન્યની સત્તાના દબાણથી સ્થૂલ શરીરનું અભાન થયું હતું, તથા તમે અંતરના ઉંડા પ્રદેશમાં ઉતર્યા

હતા, અને યોગીઓ સ્વેચ્છાથી સ્થૂલ શરીરનું અભાન કરી અંતર્ પ્રદેશમાં ઉતરે છે. મેસ્મેરિઝમ અથવા જેને હાલનું સાયન્સ 'હિપ્નોટિઝમ' કહે છે, તે પ્રયોગમાં આમ જ થાય છે. જેના ઉપર પ્રયોગ કરવામાં આવ્યો હોય છે, તેને પોતાના સ્થૂલ શરીરનું તથા જાગ્રદવસ્થાનું અભાન થયું હોય છે, અને તે અંતર્ પ્રદેશમાં ઉતર્યો હોય છે, અને તેથી તેની ઇંદ્રિયોનું બંધન નિવૃત્ત થવાથી પાશ્ચાત્ય પ્રજા જેને 'કલેરવોયન્સ' (clairvoyance) કહે છે, અને આપણા લોકો જેને દિવ્યદૃષ્ટિ કહે છે, તે તેને પ્રાપ્ત થાય છે. આ સ્થિતિમાં તેની ચાક્ષુષ્ વૃત્તિને કોઈ પણ પ્રકારનું બંધન ન હોવાથી તે દૂરના પદાર્થોને સમીપવર્તી પદાર્થોની પેઠે જોઈ શકે છે. તમે અલ્પ સમયઉપર જે વિવિધ વ્યતિકરો જોયા છે, તેનું કારણ તેટલો સમય તમને આવી દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઈ હતી તે છે. તમને હિમાલયાદિ પ્રદેશોમાં પ્રવાસ કર્યાનું ભાન થયું છે, પણ વસ્તુતઃ તમે ત્યાં ગયા નથી. તમારા આ શરીરમાં જ રહીને તમે તે સર્વ જોયું છે. જેમ ભીંતમાંથી મનુષ્ય આરપાર જોઈ શકતો નથી, પણ કાચમાંથી જોઈ શકે છે; કારણ કે ભીંતમાંથી પ્રકાશ આરપાર જઈ શકતો નથી, અને કાચમાંથી જઈ શકે છે; અને પ્રકાશનાં કિરણો જ્યાં જ્યાં જઈ શકે ત્યાં ત્યાં નેત્રવૃત્તિ જોઈ શકે એવો નિયમ છે, તે પ્રમાણે જ્યાં જ્યાં આકાશતત્ત્વ હોય છે ત્યાં ત્યાં સૂક્ષ્મ ઇંદ્રિયોની ગતિ હોય છે; અને તેથી આકાશતત્ત્વ સર્વત્ર વ્યાપક હોવાથી તમારી સૂક્ષ્મ ઇંદ્રિયોને દૂરના પ્રદેશોમાં દૃષ્ટિ નાંખતાં કશો પણ અંતરાય નડી શક્યો નથી. આ કારણથી તમારી સૂક્ષ્મ ઇંદ્રિયોએ અત્ર બેઠા બેઠા દૂરસ્થ પ્રદેશોમાં બનેલા પ્રસંગને જોયો છે.

ભૂતકાળમાં બનેલા પ્રસંગને વર્તમાન કાળમાં બનતા પ્રસંગની પેઠે તમે શી રીતે જોઈ શક્યા, એ પ્રકારનો તમને જે સંશય સ્ફુર્યો છે, તેનું સમાધાન આ છે ! જેમ ફોનોગ્રાફની મીણની લાટમાં મનુષ્યના સ્વરના સંસ્કાર પડી રહે છે, તેમ આ વ્યાપક આકાશતત્ત્વમાં, જે જે પ્રસંગ બને છે, તેના સંસ્કાર પડી રહે છે. અનાદિ કાળથી આ સૃષ્ટિ ચાલી આવે છે, તેમાં જે જે બન્યું છે, તે સર્વ સંસ્કારરૂપે આ આકાશ તત્ત્વમાં સ્થિત છે. પૂર્વે થઈ ગયેલા અસંખ્ય મનુષ્યોએ જે જે કર્યું છે, તે તે સર્વ આ આકાશતત્ત્વમાં આલેખિત છે. આપણે આજે આ સ્થળે આ પ્રમાણે બેઠા છીએ, અને આ વાર્તા કરીએ છીએ, તે સર્વનાં ચિત્રો આ આકાશતત્ત્વમાં ચિત્રાયાં છે, અને હાલ ચિત્રાય છે. લોકો અજ્ઞાનથી માને છે કે અમુક અમુક પ્રસંગનો ઇતિહાસ આજે નાશ થઈ ગયો છે, પણ તેવું કંઈ જ

નથી. કોઈ પણ પ્રસંગનો વૃત્તાંત નાશ થતો નથી. આકાશતત્ત્વમાં જે જે બન્યું છે, જે જે બને છે, અને હવે પછી જે જે બનશે, તે સર્વનો વૃત્તાંત આલેખાયલો છે, આલેખાય છે, અને હવે પછી આલેખાશે. સત્યુગમાં બનેલા સર્વ પ્રસંગો, ત્રેતાયુગમાં બનેલા સર્વ પ્રસંગો, દ્વારપરયુગમાં બનેલા સર્વ પ્રસંગો, અને આ કલિયુગમાં બનતા સર્વ પ્રસંગો, આ આકાશતત્ત્વરૂપી પુસ્તકમાં, તેઓ જેવા બન્યા હતા તથા બને છે, તેવા જ યથાર્થ ચિત્રાયા છે તથા ચિત્રાય છે. આ આકાશતત્ત્વરૂપી પુસ્તકને જ અલંકારિક ભાષામાં ચિત્રગુપ્તનો ચોપડો કહ્યો છે. આકાશતત્ત્વમાં આ સર્વ પ્રસંગોનાં ચિત્રો, સામાન્ય મતિના મનુષ્યો ન જાણી શકે તેમ ગુપ્ત રહેલાં છે, માટે આકાશતત્ત્વની ચિત્રગુપ્ત એવી સંજ્ઞા અપાઈ છે. એવો એક પણ પ્રસંગ નથી કે જે ચિત્રગુપ્તના ચોપડામાં આલેખાયલો ન હોય. આ પ્રમાણે આકાશતત્ત્વમાં સર્વ પ્રસંગોના સંસ્કાર રહેલા હોવાથી, જેઓને તે સંસ્કારને જોવાની દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઈ હોય છે, તેઓ તે સંસ્કારમાં પૂર્વ પ્રસંગ જેવો બન્યો હોય છે, તેવો આબેહુબ જુએ છે. જેમ ગ્લૅડસ્ટનના ભાષણના સંસ્કારને મીણની લાટમાં ઉતારેલા હોય છે તો તે લાટ તથા ફોનોગ્રાફ જેની પાસે હોય છે, તે ગમે તે સમયે અને ગમે તે સ્થળે ગ્લૅડસ્ટનના ભાષણને સાંભળી શકે છે, અને કાઇનેમેટોગ્રાફનું યંત્ર હોય છે, તો ગ્લૅડસ્ટનને વ્યાખ્યાન આપતો પણ પ્રત્યક્ષ જુએ છે, તેમ યોગી યોગદૃષ્ટિવડે આકાશતત્ત્વમાં આલેખાયલા સંસ્કારનું; જેવું બન્યું હોય તેવું ચિત્ર પોતાની દૃષ્ટિસમીપ ખડું કરીને જોઈ શકે છે, તથા જે સંભાષણાદિ થયાં હોય તે શ્રવણ કરી શકે છે. ગ્લૅડસ્ટનનું દશ અથવા વિશ વર્ષપૂર્વે થયેલું વ્યાખ્યાન જો લાટમાં ઉતારેલું હોય છે, તો તે લાટથી મનુષ્ય ગ્લૅડસ્ટનનું વ્યાખ્યાન જાણે આજે જ થતું હોય તેમ શ્રવણ કરી શકે છે, તે જ પ્રમાણે આકાશતત્ત્વમાં આલેખાયલો સેંકડો કે હજારો વર્ષપૂર્વે બનેલો પ્રસંગ, યોગી જાણે આજે જ બનતો હોય તેમ જોઈ શકે છે. આમ હોવાથી સુરેશ્વરાચાર્યનો પ્રસંગ ત્રિશ વર્ષપૂર્વે બનેલો હોવા છતાં, આકાશતત્ત્વમાં આલેખાયલા તેના સંસ્કારોને જોવાના તમને પ્રાપ્ત થયેલા સામર્થ્યવડે, તે વર્તમાનકાળમાં જ જાણે બનતો હોય એમ તમે જોઈ શક્યા છો.

તમારી અન્ય શંકા એ છે કે પા કલાક જેટલા અલ્પ સમયમાં તમને ત્રણ ચાર વર્ષ જેટલા સમયનું ભાન શી રીતે થયું ? આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે ! યથાર્થ દૃષ્ટિમાં કાળ અને અવકાશ, એવા કોઈ ભાવરૂપ પદાર્થો જ નથી. કાળ એ કલ્પનામય છે. જ્યાં ઉત્પત્તિ, વૃદ્ધિ, ક્ષય, વિનાશ, એવા એવા વિકારોની કલ્પના હોય છે,

ત્યાં કાળના અસ્તિત્વની કલ્પના કરી શકાય છે. એ વિકારોનો જ્યાં અભાવ છે, એવા પરમતત્ત્વમાં કાળની કલ્પના નથી. આ પ્રમાણે કાળ કલ્પનામય હોવાથી, કલ્પનાના પ્રમાણમાં કાળની ગણનામાં અથવા માપમાં ભેદ પડે છે. એક મનુષ્યને જે સમય એક ક્ષણ જેટલો લાગે છે, તે જ સમય અન્ય મનુષ્યને તેની ભિન્ન પ્રકારની કલ્પનાને લીધે અનેક કલાકો જેટલો લાગે છે; અને જે સમય એક મનુષ્યને લાંબા વર્ષજેટલો લાગે છે, તે જ સમય અન્ય મનુષ્યને તેની જુદા પ્રકારની કલ્પનાને લીધે એક દિવસજેટલો જ લાગે છે. રોગી મનુષ્યને રોગની પીડામાં રાત્રિ કેમે કરી પૂરી થતી નથી, અને નીરોગ મનુષ્યને તેની તે જ રાત્રિ સ્વસ્થ નિદ્રામાં કલાકજેટલી જ લાગે છે. સુખી મનુષ્યને સુખનો લાંબો સમય પણ પાણીના રેલાની પેઠે વહી ગયેલો ભાસે છે, અને દુઃખી મનુષ્યને દુઃખનો ટુંકો સમય પણ મોટા યુગજેવો ભાસે છે: અર્થાત્ એક જ માપવાળો કાળ સર્વને સરખા માપવાળો ભાસતો નથી. આપણને એક દિવસ કે એક કલાકજેટલો સમય બહુ જ ટુંકો લાગે છે, પણ પાણીના પોરા અને એવા જ સૂક્ષ્મ જંતુઓ જેમનું જીવન માત્ર એક દિવસનું કે એક કલાકનું જ હોય છે, તેમને તેમના જીવનનો કાળ ટુંકો લાગતો હશે, એમ અનુમાન કરવાનું કશું જ કારણ નથી. તેમના જીવનનો એક કલાકજેટલો સમય કદાચ તેમને આપણાં પચાસ કે સો વર્ષ જેટલો લાગતો હશે. શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે કે બ્રહ્માને જે સમય એક દિવસજેટલો લાગે છે, તે જ સમય આપણુ મૃત્યુલોકવાસી મનુષ્યોને ૪૦૦૦ યુગ જેટલો લાગે છે, અને વિષ્ણુને જે સમય એક દિવસ જેટલો લાગે છે, તેટલો જ સમય બ્રહ્માને પોતાના ૧૦૦ વર્ષ જેટલો લાગે છે. બ્રહ્માને આંખનો પલકારો મારવામાં જેટલા સમયનું ભાન થાય છે, તેટલા સમયમાં આપણને હજારો કે લાખો વર્ષ વીતી ગયાનું ભાન થાય છે. સ્વપ્નમાં પા કે અર્ધો કલાક વીતતાં છતાં પણ આપણને બે કે ત્રણ દિવસો કે તેથી પણ વધારે સમય વીતી ગયાનું ઘણે પ્રસંગે ભાન થાય છે. આમ હોવાથી સ્થૂલ જગત્માં અનુભવમાં આવતા પા કલાક જેટલા સમયમાં સૂક્ષ્મ સૃષ્ટિમાં તમને બે ત્રણ કે ચાર વર્ષ વહી ગયા જેટલા સમયનો અનુભવ થાય તો તેમાં આશ્ચર્ય પામવા સરખું કશું જ નથી. સુદામાને પણ શ્રીકૃષ્ણની શક્તિથી આવો અનુભવ થવાનું લોકોમાં પ્રસિદ્ધ છે. સુદામાએ અને શ્રીકૃષ્ણે નદીના જળમાં સાથે ડુબકી મારી હતી. અને અર્ધી કે એક મિનિટ પછી બંને જળમાંથી બહાર નીકળ્યા હતા, પણ એટલા સમયમાં સુદામાને બે ત્રણ જન્મનો અનુભવ થયો હતો. આમ શી રીતે બનવું સંભવે, એ સામાન્ય મતિના

મનુષ્યોના લક્ષમાં આવતું નથી, પણ પૂર્વોક્ત કારણોથી તમને સ્પષ્ટ થયા વિના હવે રહ્યું નહિ હોય કે અંતઃકરણની ભૂમિકાના અથવા અવસ્થાના ભેદથી, એકનો એક સમય, એક વ્યક્તિને અત્યંત ટુંકો અને એક વ્યક્તિને અત્યંત લાંબો અનુભવાવો સંભવે છે.

મેં કહ્યું, ભગવન્! આપનાં સૂત્રમય તથા રહસ્યમય વચનોથી મારી શંકાનું સંપૂર્ણ રીતે નિરાકરણ થઇ ગયું છે. આપે આકાશતત્ત્વમાં આલેખાતાં ચિત્રોસંબંધી જે વિવેચન કર્યું તેથી મને બહુ આશ્ચર્ય થયું છે. આવી અદ્‌ભુત શક્તિ પ્રત્યેક મનુષ્ય પ્રયત્નથી પ્રાપ્ત કરી શકતો હશે?

તે મહાત્મા બોલ્યા, પ્રત્યેક મનુષ્યમાં આ શક્તિ બીજરૂપે ગુપ્ત રહેલી છે, અને તેથી કરીને પ્રત્યેક મનુષ્ય પ્રયત્નવડે તેને પ્રકટ કરવા અને વૃદ્ધિને પમાડવા સમર્થ છે. મનુષ્ય પ્રયત્નવડે ન સિદ્ધ કરી શકે, એવું આ વિશ્વમાં કંઈ જ નથી, તેમ જ પ્રયત્નવિના સિદ્ધ કરી શકે એવું પણ વિશ્વમાં કંઈ જ નથી. મનુષ્યમાં રહેલી નિગૂઢ દૈવી શક્તિઓને કેળવવાને માટે જ પૂર્વે ઋષિમુનિઓએ યોગવિદ્યાનું વિધાન કરેલું છે. જેમ જેમ મનુષ્ય યોગના ક્રમમાં આગળ વધતો જાય છે, તેમ તેમ તેને પોતાનામાં રહેલી આ દૈવી શક્તિઓનો અનુભવ થતો જાય છે. સામાન્ય મનુષ્યની ભૂમિકાઉપરથી જોતાં આ શક્તિઓ આપણને દૈવી લાગે છે, પરંતુ યોગી મહાત્માની ભૂમિકામાં તેમાં દિવ્યતાજેવું કશું જ નથી. તે ભૂમિકામાં આ શક્તિઓ સ્વાભાવિક જ ભાસે છે. હાલના કેળવાયલા, આ શક્તિઓને બ્રાહ્મણોના મગજની કલ્પના ગણી કહાડે છે, પણ સમય જતાં તેમને સ્પષ્ટ થયા વિના રહેશે નહિ કે પૂર્વના ઋષિમુનિઓની જેટલી જેટલી અદ્‌ભુત શક્તિઓનું શાસ્ત્રો વર્ણન કરે છે, તેમાં અતિશયોક્તિજેવું કશું જ નથી. ૧૯ મા શતકના અંતના ભાગમાં પાશ્ચાત્ય દેશોમાં આધ્યાત્મિક વિદ્યાની વિવિધ શાખાઓનું હાલ કરતાં અધિક અધ્યયન થવાનાં ચિહ્નો અત્યારથી જ જણાય છે, અને તે સમયે આજે જે ખોટું મનાય છે, તેમાંની કેટલીક બાબતો સાચી મનાતી થયા વિના રહેશે નહિ. વળી વિશમા શતકમાં તો આજે જેમ આધ્યાત્મિક ચમત્કારોને માનનાર અંધ શ્રદ્ધાવાળો, તથા ઓછી અક્કલનો મનાય છે, તેમ આધ્યાત્મિક ચમત્કારોને ન માનનાર તથા તેનું ઉપપત્તિપૂર્વક જ્ઞાન ન ધરાવનાર અજ્ઞાન અને મંદમતિનો ગણાશે. બુદ્ધિધરરાય! તમારા મિત્ર આ હરિહરરાય મને એક પ્રસંગે કહેતા હતા કે આજે જે પ્રદેશમાં આટ્‌લાંટિક મહાસાગર છે, તે પ્રદેશમાં પૂર્વે સમુદ્ર ન હતો, પણ ભૂમિ હતી, અને તેમાં શરીરબળમાં, મનોબળમાં તથા આધ્યાત્મિક

બળમાં વૃદ્ધિને પામેલી કોઈ પ્રજા નિવાસ કરતી હતી, એવું શોધકોને હવે સ્પષ્ટ થતું જાય છે, અને તે પ્રદેશના કેટલાક યોગભ્રષ્ટોનો આ પાશ્ચાત્ય પ્રજામાં જન્મ થયો છે, તથા થવાનો છે, એવું પણ કોઈ કોઈને ભાસવા લાગ્યું છે. આ યોગભ્રષ્ટ પુરુષો-વડે યોગવિદ્યા સાચી છે એવું પ્રતિપાદન થવાનો સમય હવે બહુ સમીપ આવ્યો છે. આ વાત સાચી હો કે ન હો તોપણ એટલું તો ખરૂં છે કે એ દેશોમાં હાલમાં અધિક પ્રચારને પામેલા 'મેસ્મેરિઝમ' અથવા ' હિપ્નોટિઝમ ' ' સ્પિરિચ્યુઆલિઝમ, ' ' માઈન્ડ રીડિંગ ' ' ક્રાઈસ્ટલ ગેઝિંગ ' ' મેન્ટલ હીલીંગ ' ' ક્રિસ્ચ્યન સાયન્સ ' ' મેન્ટલ ક્યુઅર ' ' ફેઈથ ક્યુઅર ' આદિના પ્રયોગો પરિણામમાં ત્યાંની પ્રજાને યોગવિદ્યાપ્રતિ આકર્ષી જશે, એમાં થોડો જ સંશય છે. આ-કાશતત્ત્વમાં પડતા સંસ્કારોને વાંચવાની શક્તિ પણ ત્યાં હાલ કોઈ કોઈ કેળવે છે, એવું જાણવામાં આવ્યું છે. આ શક્તિને તેઓએ ' સાઈકોમેટ્રી ' એવું નામ આપ્યું છે, અને તેના શોધક બ્યુકેનન નામના કોઈ પુરુષે એ સંબંધમાં એક ગ્રંથ પણ લખેલો છે. તમે તે વાંચી જશો, તો એ લોકો આ સંબંધમાં કેટલે સુધી ગયા છે, તે તમને સ્પષ્ટ થશે. મને હરિહરરાયે એ પુસ્તક બતાવ્યું હતું, તે જોતાં મને જણાયું હતું કે એ લોકોની ' સાઈકોમેટ્રી ' યોગવિદ્યાની સાથે સરખાવતાં હજી બહુ પાછળ છે. એમ છતાં પોતાના ઘરની સાચી વિદ્યાને પણ ખોટી કહેનાર આ દેશના કેળવાયલા વર્ગકરતાં ત્યાંની પ્રજા અધિક ધન્યવાદને પાત્ર છે કે તેઓને કોઈ માર્ગદર્શક ન છતાં પણ તેઓ આટલો પ્રયત્ન કરે છે, અને ઘણા તો પોતાનું આખું જીવન તેમાં અર્પી દે છે.

મેં મારી આતુરતા દર્શાવતાં કહ્યું, ભગવન્ ! આપે સૂચવેલો ગ્રંથ તો હું વાંચી જઈશ, પરંતુ આકાશતત્ત્વમાં આલેખાયલાં ચિત્રોને જોવાની શક્તિને કેળવવાના આપણા લોકોએ સિદ્ધ કરેલા વિધિનો મને ઉપદેશ આપવા આપ કૃપા કરશો ?

મારો આ પ્રશ્ન પૂરો થયો ન હતો, એટલામાં તો ત્રણ ચાર મનુષ્યો તે મહાત્માના દર્શને આવી ચઢ્યા, અને તેથી અમારી ચાલતી વાર્તા અટકી. હરિહરરાયે મને ધીરેથી કહ્યું, હવે સ્વતંત્રતાથી વાર્તા નહિ થાય, માટે બીજે પ્રસંગે વાર્તા કાઢજો, અને તેનું કહેવું મને યોગ્ય લાગ્યાથી મેં તે મહાત્માને કહ્યું, ભગવન્ ! હાલ તો હું આજ્ઞા લેઉં છું. વળી આપની નિવૃત્તિના સમયે આવીશ. આપને આજે મેં બહુ પરિશ્રમ આપ્યો છે, તેની ક્ષમા યાચું છું.

તેમણે કહ્યું, હા વળી અન્ય પ્રસંગે નિવૃત્તિએ પધારજો. આવી ચર્ચા નિવૃત્તિએ કરવી જ વધારે સારી છે. કહ્યું છે કે યોગ એકનો જ હોય છે, ગુહ્ય વાર્તા બે જણની જ હોય છે, ચર્ચા ચાર જણની હોય છે, અને ગપ્પાં હજારોનાં હોય છે.

આ પછી હું તથા હરિહરરાય સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ત્યાંથી ઉઠયા. માર્ગમાં ચાલતાં મેં મારા મિત્રને કહ્યું, હરિહરરાય! નૃસિંહાચાર્યજી બહુ સમર્થ મહાત્મા છે. મને આવી ખબર નહતી. હું પેલા સુધારાવાળાઓના ભરમાવ્યાથી આટલા દિવસ વ્યર્થ ભ્રમણામાં કુટાયો. પણ ભાઈ! તમે પણ જરા મને ચેતવ્યો પણ નહિ, અને ખરી હકીકત જણાવી નહિ, એ ઠીક ન કર્યું.

તેણે કહ્યું, ભાઈ! અમારા ગુરુએ અમને અનેક વાર ટોકી ટોકીને કહ્યું છે કે કોઈ પણ મનુષ્યને આપણા વર્ગમાં આણવાનો કદી પણ પ્રયત્ન કરવો નહિ. જેના જેના સંસ્કાર જાગ્રત થશે તે એની મેળે આકર્ષાતા આપણી પાસે આવશે. ઓસડ જેમ કોઇના ગળામાં બળાત્કારથી રેડીએ છીએ તો તે થુ થુ કરીને કાઢી નાખે છે, તેમ જ્ઞાન પણ પણ બળાત્કારથી જો કોઈને આપવામાં આવે છે, તો તે તેનાં અંતઃકરણમાં ઠરતુ નથી. અંતરમાંથી મુમુક્ષુતા પ્રકટયાવિના કોઈને પણ મહાપુરુષોના બોધની અસર થતી નથી. અને આ કારણથી જેમ બીજા મનુષ્યો પોતાનું મંડળ વધારવા પ્રયત્ન સેવે છે, તેમ શ્રેયસ્સાધકવર્ગ પોતાના મંડળને વધારવાનો કદી પણ પ્રયત્ન સેવતો નથી. તે પોતાના વિચારોને પુસ્તકોદ્વારા, અને તેમના સ્થાનમાં જે આવે છે, તેમને બોધદ્વારા જણાવે છે, અને આગ્રહ તથા અનાગ્રહ છોડીને પોતાનું કર્તવ્ય સાધ્યે જાય છે. જેમને તે રુચિકર લાગે તે ભલે અમારા પ્રતિ આકર્ષાય. આકર્ષવાનો સાક્ષાત્ પ્રયત્ન સેવવાની અમને મના છે, અને તેથી તમારી ઉચ્છા જાણ્યાવિના મેં તમને આજસુધી કશું જ કહ્યું નથી.

હું મૌન રહ્યો. વિચારમાં ને વિચારમાં થોડાં ડગલાં આગળ ચાલી વળી હું બોલ્યો, ભાઈ! મેં જે જોયું તે જાણવાની તમને ઇચ્છા નથી થતી?

તેણે કહ્યું, જાણવાની જિજ્ઞાસા તો થાય, પણ તેને દબાવવી, એ મારૂં કર્તવ્ય છે. શું મહારાજશ્રીએ આરંભમાં નહોતું કહ્યું કે તમે એકલા જ સર્વ જાણો, એવી સુરેશ્વરાચાર્યની ઇચ્છા હતી? તો પછી શા માટે મારે અયોગ્ય ઇચ્છા કરવી? અને તમે જે જોયું હશે, તેવા

અદ્ભુત પ્રસંગો તો શ્રેયસ્સાધકોને જોવાના બહુ ધાર પ્રસંગ આવે છે. મેં આશ્ચર્યથી પૂછ્યું, શું મારી પેઠે બીજાઓને પણ તમારા ગુરુ મસ્તકે હસ્ત મૂકી તેમનો પૂર્વ વૃત્તાંત બતાવે છે ?

તેણે કહ્યું, પૂર્વ વૃત્તાંત નથી બતાવતા, પણ તે જોવાની શક્તિ કેળવવાનાં સાધનો તો ઘણા સાધકોને આપ્યાં છે.

મેં પૂછ્યું, તે સાધનો તમારામાંથી કોણે કોણે સિદ્ધ કર્યા છે ? તમે પોતે તમારો પૂર્વ વૃત્તાંત જોઈ શકો છો ?

તેણે ગંભીર થઈ ઉત્તર આપ્યું, ભાઈ! અમારામાંથી કોણ કયું સાધન સાધે છે, તથા તેમાં તેણે કેટલી સિદ્ધિ મેળવી છે, તે સર્વ વાર્તા તો ગુરુશ્રી જ જાણે છે. એમને પરસ્પરને કે અન્ય કોઈને પોતે કેટલી સિદ્ધિ મેળવી છે, તે કહેવાની સત્તા નથી. મને અનુભવ છે કે એ પ્રમાણે અમારામાંથી એક બે જણે માંહોમાંહે કહી દેવાથી તેમની સિદ્ધિ કેટલાક સમયસુધી લોપ થઈ હતી. હુ સામાન્યપણે તમને કહું છુ કે અમારામાંથી કેટલાક સાધક લોકલોકાંતરને જોવાનું સામર્થ્ય ધરાવે છે. મારા એક અત્યંત નિકટના સંબંધવાળા સાધકે ગણપતિલોકમાં વિવિધ વ્યતિકર જોયાનુ અમને એક દિવસે વિસ્તારથી કહી સંભળાવ્યું હતું. તમને જાણીને આશ્ચર્ય થશે કે એક પ્રસંગે અમારા વર્ગના કેટલાક મુખ્ય પુરુષો કોઈ સ્થળે ગયા હતા. ત્યાં રાત્રિએ દશ વાગતાં સુતા પછી અમે શય્યામાં વિવિધ વાર્તા કરતા હતા. ત્યાં મારા પેલા મિત્રને મેં પોતાના લોકલોકાંતરના અનુભવનું વર્ણન કરવા કહ્યું. આ પ્રશ્ન થતાં ત્યાં સુતેલા સર્વ સાધકો જેમની સંખ્યા દશેકની હતી, તે સઘળાએ આતુરતાથી શ્રવણ કરવા માંડયા. તેણે ઉપોદ્ઘાતમાં થોડાંક વચનો કહીને ગણપતિ લોકના પોતાના અનુભવને કહેવાનો આરંભ કરવા માંડયો કે હું અને મારી સાથેના મારા એક પૂજ્ય આપ્ત પુરુષવિના બીજા સર્વે જ ઘસઘસાટ ઉંઘી ગયા. વર્ણન પાએક કલાક ચાલ્યું પણ અમારા ત્રણવિના કોઈ પણ જાગતું નહતું. વર્ણન થઈ રહ્યા પછી મેં દરેકને બોલાવ્યા, પણ કોઈ બોલ્યું નહિ. સવારે પણ તેમને પૂછ્યું કે તમે રાત્રિનો વૃત્તાંત શ્રવણ કર્યો ? પણ તેઓ ચકિત થઈ કહેવા લાગ્યા કે જાગતા રહેવાનો સર્વ પ્રયત્ન કરતા છતાં અમે શી રીતે ઉંઘી ગયા તે અમે જાણતા નથી. મણિધરાય ! આ વાર્તા કહીને મારે તમને જે કહેવાનું છે તે એ કે જ્યારે અમારા ગુરુ કોઈ વાત અન્યથી ગુપ્ત રાખવાની ઇચ્છાવાળા હોય છે ત્યારે આવા વ્યતિકરો પણ અમારામાં ઘણી વાર બને છે.

આ પ્રમાણે વાત ચાલતી હતી, એટલામાં હરિહરરાયનું ઘર આવ્યું, અને અમારી વાર્તા અટકી. પછી અમે ભોજનાદિ વ્યવહારમાં પ્રવેશ્યા. હરિહરરાયે આજે રજા લીધી હતી, તેથી બપોરે બે વાગતાં પછી આશ્રમે જવાનો નિશ્ચય કરી અમે વિવિધ આડીઅવળી વાતો કરતા વિશ્રાંતિ લેતા બે વાગવાની વાટ જોતા કાળને વીતાવવા લાગ્યા.



